# નિઃસંતાન

ચેક, જર્મન અને અંગ્રેજી
ભાષાની વિખ્યાત વાર્તાઓ

પ્રકાશક
ધ મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ.
મુંબઈ—૧.

પ્રકાશક :
શ્રી સારાભાઈ ભોગીલાલ ચોકસી,
મેનેજિંગ ડાયરેક્ટર,
ધ મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ.
સર ફિરોઝશાહ મહેતા રોડ, મુંબઈ-૧.

મુદ્રક :
શા. મણિલાલ છગનલાલ
ધી નવપ્રભાત પ્રિ. પ્રેસ
ઘીકાંટા રોડ, અમદાવાદ
[ ગુજરાત ]

આવૃત્તિ ૧લી : બે રૂપિયા : ૧૯૪૨



## અનુક્રમણિકા



પ્રાપ્તિસ્થાન :
ધ મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ. સર ફિરોઝશાહ મહેતા રોડ, મુંબઈ-૧

# ઉપોદ્‌ઘાત

**આ**માં સંગ્રહાયેલી વાર્તાના પ્રકારને ઘણે ભાગે અંગ્રેજીમાં long short-story એટલે લાંબી ટૂંકી-વાર્તા કહે છે, જો કે એના નામ સંબંધી પુષ્કળ મતભેદો છે. ટૂંકી-વાર્તાને માટે નવલિકા શબ્દ યોજીએ તો એને લાંબી નવલિકાઓ કહેવાય. મને વિચાર આવે છે કે ટૂંકી વાર્તા અને નવલકથા વચ્ચેના આ વર્ગને લાંબી વાર્તા કહીએ તો શું ખોટું ? ટુચકો, ટૂંકી વાર્તા, લાંબી વાર્તા, નવલકથા, મહાનવલ, એવી શ્રેણી રચાય.

લાંબી વાર્તા હોવા છતાં આ પ્રકાર નવલકથા કરતાં ટૂંકી વાર્તાને વધારે મળતો જણાય છે. જેમ કેટલીક ટૂંકી વાર્તાને આપણે ટુચકો બનાવી શકીએ તેમ આ લાંબી વાર્તાને ટૂંકાવીને આપણે ટૂંકી વાર્તા કરી શકીએ. એમાં નવલકથાની વસ્તુ કે પાત્રોની જટિલતા નથી. છતાં અહીં એવું વક્તવ્ય નથી કે ટૂંકી વાર્તાને લંબાવીને કે તેમાં પૂરણી પૂરીને લાંબી વાર્તા બનાવેલી હોય છે. એનું વસ્તુ આટલો વિસ્તાર માગે છે અને તેથી જ તે આટલી લાંબી થયેલી છે.

અહીં સ્વાભાવિક પ્રશ્ન થશે કે વસ્તુમાં જટિલતા ન હોવા છતાં, માત્ર બનાવો ટૂંકાવીને કહેતાં ટૂંકી વાર્તા જેવડી થઈ રહી શકતી હોવા છતાં, આનો આટલો વિસ્તાર શાથી થયો ? આપણે એ પ્રશ્ન પહેલો લઈએ. અને આ વાર્તાઓને લક્ષીને જ તેની ચર્ચા કરીએ.

આ ત્રણેય વાર્તાના બનાવો, વધારે ચોકસાઈથી કહીએ તો એ બનાવોમાં મુખ્ય કાર્ય કરનાર પાત્રનું માનસ, કંઈક અસાધારણ છે.

અને એ માનસનું ચિત્રણ આપવામાં, એ માનસ એવું શાથી ઘડાયું, અથવા આમ કઈ રીતે વર્તે છે, એનું બરાબર નિરૂપણ કરવામાં કર્તાને ઘણી જગા રોકવી પડે છે. અને એ બરાબર એમ જ વર્ત્યું હતું એની પ્રતીતિ કરાવવા, કર્તાને તે પાત્રનાં, તેની પરિસ્થિતિનાં લાંબાં વર્ણનો કરવાં પડે છે. આમાં ઘણી જગાએ પ્રકૃતિનાં વર્ણનો પણ આવે છે પણ તે કોઈ જગાએ શોભા તરીકે નહિ, પણ કવચિત્ એ માનસના ઘટક તરીકે, કવચિત્ એ માનસની ભૂમિકા તરીકે. બધામાં લેખકનું કૌશલ આપણે જોઈ શકીએ છીએ પણ સૌથી વધારે મુખ્ય પાત્રના માનસચિત્રણમાં આપણે તે જોઈએ છીએ.

આપણે પહેલી વાર્તા એમોક જોઈએ. એ મલાયાનું એક માનસિક દર્દ છે, જેમાં માણસને બીજાઓને મારવાની ધૂરી ચડે છે. એ દર્દનું વર્ણન વાર્તામાં આવે છે. પણ અહીં મુખ્ય પાત્રને એવું દર્દ થયું નથી. પણ એ વાર્તામાં એ જે કાર્ય કરે છે—એક સ્ત્રીનું કફન, કાંઠે લઈ જવા, સ્ટીમરમાંથી મછવામાં ઉતારતા હોય છે, ત્યારે એ પોતે તેના પર પડતું મૂકી તેને દરિયામાં પાડી નાંખે છે! એ ધૂરી જેવું દેખાય છે. આમ એ શા માટે કરે છે? એ સ્ત્રીને અનૌરસ ગર્ભ હતો, અને પતિ પાસે આબરૂ જાળવવા તેણે ગર્ભપાત કર્યો હતો જેમાં તેનું મૃત્યુ થયું હતું. જો કફન કાંઠે ગયું હોત તો તેનો પતિ ગર્ભપાતની વાત જાણી જાત. પણ એ સ્ત્રી માટે આ પુરુષે આટલું બધું શા માટે કર્યું? આ માણસ ડૉક્ટર હતો, આ સ્ત્રી તેની પાસે ગર્ભપાત કરાવવા પ્રથમ આવેલી, પણ તેણે એ મદદ લાચારીથી ન માગતાં, ડૉક્ટરને ખરીદી લેવા જેટલા પૈસા આપવા કહી માગી. આ ડૉક્ટરને આવી માનિની સ્ત્રી માટે પ્રથમથી જ, સ્વભાવથી જ, કંઈક અસાધારણ આકર્ષણ હતું. આ તેનો સ્વભાવ હતો, પણ આ આકર્ષણ મલાયા જેવા પરદેશમાં, પ્રતિકૂળ હવાપાણીમાં, અને એથી પણ વિશેષ તો પ્રતિકૂળ સામાજિક વાતાવરણમાં રહ્યાથી એટલું વકરી ગયેલું હતું.

કે તેણે એ સ્ત્રી આગળ ડૉકટરી મદદના બદલામાં અઘટિત માગણી કરી. પેલીએ એ માગણી નકારી એટલે તે એની પાછળ દોડયો ! આ જ તેના મનની ધૂરી. તે તેની પાછળ એ બાઈના રહેવાના શહેરમાં ગયો. તેની પાછળ તેને એક મિજલસમાં મળવા ગયો. મિજલસમાંથી એ બાઈ ઊઠી એટલે તેની પાછળ દોડયો ! આટલું થયા પછી તેના મનને એ ધૂરીનો પ્રત્યાઘાત લાગ્યો. તેણે સદ્‌ભાવથી એ બાઈને મદદ કરવા ચિઠ્ઠી લખી. પણ મદદની હા આવી ત્યારે બાઈએ કોઈ ઊંટવૈદ ચીનીબાઈ પાસે ગર્ભપાત કરાવ્યો હતો, અને તેને રક્તસ્રાવથી મરવાનું જ બાકી હતું. મરતાં મરતાં એ બાઈએ પોતાની પ્રતિષ્ઠા સચવાઈ રહે એ ઇચ્છયું અને દાક્તરે એમ કરવા વચન આપ્યું.

પછી દાક્તરની ધૂરીનું સઘળું ગાંડું બળ આ વચન પાળવાની વૃત્તિમાં ભળ્યું. શહેરના દાક્તરને પિસ્તોલ મારવાની બીક બતાવી તેણે કોઈ નિર્દોષ રોગનું મૃત્યુ સર્ટિફિકેટ લખાવી લીધું. સદ્‌ભાગ્યે તેને કફનમાં મૂકયા પછી જ તેનો ધણી આવ્યો. પણ તેનો ધણી પોતાની પ્રિયતમાને પોતાને દેશ દફનાવવા માગતો હતો. ડૉકટર તેની જ સ્ટીમરમાં સાથે ગયો. આખી મુસાફરીમાં તેણે આ એક જ વિચાર કર્યા કર્યો: બાઈના કફનને ધણીથી શી રીતે જુદું કરવું ? અને એ વિચારની ઘેલછામાં સ્ટીમર ઉપર, તે આ વાર્તા કહેનાર પાત્રને, પોતાનું આખું વૃત્તાંત કહે છે. અને પછી કફન પર પડતું મેલી બાઈની પ્રતિષ્ઠા બચાવી લે છે.

વાર્તાને પ્રતીતિકર બનાવવા સ્ટીમરનું વર્ણન આવે છે. સ્ટીમરમાં ચાલતી મનુષ્યસ્વભાવની તુચ્છતાની અને છીછરાપણાની ધમાલથી કંટાળેલો માણસ એકાન્ત શોધવા જાય છે ત્યાં આ ડૉકટર તેને મળે છે. ડૉકટર પણ એકાન્ત જ શોધતો હોય છે, પણ તે પોતાની ધૂરીથી અકળાઈ ગયો છે, અને મરતા પહેલાં એ વાત કોઈને કહેવા ઇચ્છે છે. એ વાર્તા કહેતાં કહેતાં, વચમાં વચમાં પોતાના

ઉશ્કેરાટથી જ થાકતો જાય છે, બીડીઓ પીતો જાય છે, દારૂ પીતો જાય છે, વાર્તાનો તંતુ ઘડીભર એકબાજુ મૂકી, થોડી ચર્ચા થોડા પોતાના અભિપ્રાયો કહેતો જાય છે. અને એમ આખા વૃત્તાન્તના મનોવેગની દૃષ્ટિએ સ્વાભાવિક વિભાગો કે પ્રકરણો પડતાં જાય છે. એ સર્વથી વાર્તા આપણને પ્રતીતિકર બનતી જાય છે. લેખકનું બધું ધ્યાન આ અસાધારણ માનસની પ્રતીતિ કરાવવા તરફ જ એકાગ્ર થયેલું રહે છે, અને તેમાં લેખક બરાબર સફળ થાય છે.

વાર્તાના આખા વૃત્તાન્તમાંથી, વાર્તાની લગભગ છેવટના બનાવ પહેલાંની ક્ષણ લેખકે વૃત્તાન્તકથન માટે પસંદ કરી છે, તેમાં પણ સાચી કલા રહેલી છે. એ ક્ષણે ડૉક્ટરનો મનોવેગ વધતો વધતો અંતિમ કોટિએ ચડેલો હોય છે. એ વેગજનિત અગ્નિની જ્વાલામાં તે પોતાનું સમગ્ર ભૂતજીવન જુએ છે. એ વેગને લીધે જીવનના બધા અપ્રસ્તુત પ્રસંગો એની મેળે ઊડી જાય છે, ખસી જાય છે, એ વેગજનિત અગ્નિની જ્વાલામાં તે પોતાના મુખ્ય બનાવો પ્રત્યક્ષ જુએ છે, અને પ્રત્યક્ષ અનુભવતો હોય એ પ્રમાણે વર્ણવે છે. જેમ કોઈ ખરતો તારો પોતાના વેગથી જ સળગે, અને એના જ અગ્નિથી ખપી જઈ નાશ પામે તેમ તે છેવટે નાશ પામે છે. મનુષ્ય સ્વભાવની એક વિલક્ષણતા, ભલે રોગિષ્ઠ પણ સાચી, મનુષ્ય સ્વભાવમાં જેનો સંભવ રહેલો છે એવી વિલક્ષણતા આપણને પ્રતીત થાય છે.

બીજી વાર્તા 'હેલી' છે. એમાં જે મુખ્ય પાત્રનું વિલક્ષણ માનસ પ્રત્યક્ષ દેખાય છે તે પાદરી ડેવિડસન છે, જો કે એ અને એની પત્ની બન્ને કંઈક સરખા સ્વભાવનાં એક બીજાના માનસને વેગ અને પુષ્ટિ આપનારાં છે. આ ડેવિડસનને પાસિફિક બેટોના વતનીઓને સુધારવાની અને ખ્રિસ્તી બનાવવાની લત લાગી છે. એમ કરવામાં તે પોતાના ધંધાની જ નહિ પણ ધર્મની ફરજ બજાવે છે

એમ માને છે. અને કંઈક અજબ ઝનૂનથી એ કામ એ કરે છે, અને તેમાં કદી પોતાની જાતના જોખમનો પણ વિચાર કરતો નથી. તેની સંકલ્પશક્તિ અજબ છે. પણ આ બધાની નીચે કોઈ ગૂઢ પાશવી કે શયતાની બળ કામ કરતું હોય છે, તે એ પોતે જાણતો નથી. ધર્મરાજ્ય સ્થાપવાને બહાને, દેશીઓના આત્માનો ઉદ્ધાર કરવાને બહાને તે સખ્તમાં સખ્ત નિયમો પ્રવર્તાવે છે અને તે બધામાં તેને પરપીડન ( sadism )નો જ આનંદ આવતો હોય છે. પણ સર્વથી ગૂઢ રીતે તો તેનામાં ઉગ્ર વિષયલાલસા રહેલી છે, જે ઘણે ભાગે પરપીડનવૃત્તિ સાથે હોય છે.

આ સ્વભાવનો આવિષ્કાર કરવાને માટે લેખક સમય અથવા પ્રસંગ કે તક અને સ્થળ બહુ વિચક્ષણ રીતે પસંદ કરે છે. તેઓ સ્ટીમર રસ્તે ક્યાંક જતાં હોય છે ત્યાં વચ્ચે શીતળાનો કેસ થવાને લીધે સ્ટીમરનાં બધાં ઉતારુઓને એક નાના બહુ જ ઓછી સગવડવાળા ટાપુમાં દસેક દિવસ રહેવું પડે છે. આ ડેવિડસન દંપતી અને તેમને સ્ટીમરમાં ઓળખાણ થઈ છે તે દાક્તર મૅકફેઇલ અને તેની પત્ની, બન્ને એક હાફકાસ્ટની હોટલના ઉપલા માળે રહે છે. અને આટલા ઉભડક રહેવાના દસ દિવસ એ ડેવિડસન સખણો નથી રહી શકતો. તેને નીચેને માળ એક મિસ ટોમ્સન કરીને છિન્નચારિત્રની બાઈએ ઊતારો રાખ્યો છે. રાતે તેને ત્યાં અનેક પુરુષો મજા કરવા આવે છે. અને ગાવું બજાવવું ચાલે છે એ સાંભળી ડેવિડસનને તેનો ઉદ્ધાર કરવાનું મન થઈ આવે છે. એ નાટારંગ ચાલતો હોય છે ત્યાં જ તે પેસી જઈ ગ્રામોફોન નીચે પછાડે છે, અને બદલામાં લાફો ખાઈ પાછો આવે છે. પણ તેથી તે હારી જતો નથી. તે એક બાજુ તે બાઈના ઉદ્ધારને માટે પ્રાર્થના કરે છે, અને બીજી બાજુ એ બાઈને સાનફ્રાન્સિસ્કોની ખ્રિસ્તી રેફર્મેટરીમાં મોકલી દેવા બેટના ગવર્નર ઉપર દબાણ કરે છે. સામાન્ય

બુદ્ધિનો ગવર્નર આટલું બધું કરવાનું માનતો નથી, તેને અમેરિકાની સત્તાની બીક બતાવે છે, કારણ કે તેનું મિશન બધે લાગવગ ધરાવે છે. તે બાઈને આ રાતના તમાશા કરતી બંધ કરે છે, પણ એટલાથી ડેવિડસનને સંતોષ થતો નથી. તે છેવટે તેને સાન્ફ્રાન્સિસ્કો જતી સ્ટીમરમાં જવાનો હુકમ અપાવે છે. મિસ ટૉમ્સન પહેલાં ઊકળી ઊઠે છે, અને ધીમે ધીમે તેની આસપાસ કરોળિયાની પેઠે રચાતી જાળ દેખી છેવટે ભાંગી પડે છે, પાદરી પાસે દીન થઈ રડે છે, તેની માફી માગે છે, તેને કાલાવાલા કરે છે. ડેવિડસન પોતાની પ્રાર્થના સફળ થઈ જોઈ તેને ધાર્મિક સાન્ત્વન આપવા માંડે છે, અને લાચારીની નિર્બળતામાં હવે તદ્દન એકલી પડી ગયેલી મિસ ટૉમ્સન એ ડેવિડસનની સંગતિમાં આશ્વાસન મેળવે છે. પણ સાન્ફ્રાન્સિસ્કો મોકલવાની બાબતમાં તે એકનો બે થતો નથી. "એને કેવાં કેવાં દુઃખો વેઠવાં પડશે. એને ભૂખે મારશે, રિબાવશે, એનું અપમાન કરશે." એ બધામાં એને ઊંડેથી આનંદ આવે છે. પણ વાંચનારને સૌથી વધારે આશ્ચર્ય ત્યારે થાય છે, જ્યારે, જે દિવસે મિસ ટૉમ્સનને સાન્ફ્રાન્સિસ્કોની સ્ટીમરમાં ચાલ્યાં જવાનું હતું તે દિવસે મોટા પરોડે પાદરી ડેવિડસનનું મુડદું દરિયામાં દેખાય છે. તેણે આપઘાત કરેલો છે. તેણે એમ શા માટે કર્યું હશે એ વિશે સર્વ આશ્ચર્ય પામે છે. મુડદાને છેલ્લી ક્રિયા માટે છોડી સર્વ ઘેર ઉતારે પાછાં આવે છે ત્યારે ઘણે દિવસે મિસ ટૉમ્સનનું ગ્રામોફોન પાછું વાગતું હોય છે. ડૉ. મૅકફેઈલ આ વિડંબના અને અત્યાચારથી ઉશ્કેરાઈ વાજું બંધ કરવા કહે છે ત્યારે મિસ ટૉમ્સન કહે છે:

'તમે પુરુષો! ગંદા સબડતા ડુક્કરો! તમે બધા જ સરખા છો, બધા જ ડુક્કરો! સુવ્વરો!'

અને ત્યારે જ ડૉક્ટર મૅકફેઈલ અને તેની સાથે વાંચનાર પણ આભા થઈ સમજે છે કે આ કેમ બન્યું.

અલબત, ડૅવિડસનની પરપીડનવૃત્તિ સાથે વિષયલાલસા છુપાયેલી હતી તે ઠેઠ છેવટે સમજાય છે. પણ એનો અર્થ એવો નથી કે તેનાં સૂચનો કર્તાએ તે પહેલાં કર્યાં નથી—કર્યાં છે, પણ એ સર્વ આટલે આવીને જ પૂર્ણ અર્થ વ્યક્ત કરે છે. અને એ કર્તાની ખૂબી છે. પ્રારંભમાં ડૅવિડસનનું વર્ણન કરતાં કર્તા તેના વિષયી હોઠનું વર્ણન કરે છે. જરા વિષયાંતર કરીને પણ કહીશ કે આવાં વર્ણનો અંગ્રેજ લેખકો બહુ કરે છે, ગુજરાતી લેખકો પણ તેનું અનુકરણ કરે છે, પણ મને તે કદી સાચાં અને માટે ઉચિત લાગ્યાં નથી. સામુદ્રિક શાસ્ત્ર એટલું શાસ્ત્રીય કદી બન્યું જ નથી, કે હોઠ ઉપરથી માણસના વિષયીપણાનું અનુમાન કરી શકાય. અલબત, ઘણાને, અને કદાચ બધાને, કોઈ માણસ જોતાં તેના સ્વભાવ વિશે અમુક ખ્યાલ બંધાય છે. ઘણી વાર તો એ માત્ર ખ્યાલ કરનારની માનસિક નિર્બળતા જ હું માનું છું. વિચાર કરતાં ઘણાને, એવા બાંધેલા ખ્યાલો પાછળથી ખોટા જણાયા જ હશે. અલબત, એવા વિચક્ષણ માણસો હોય છે, જેઓ એક ક્ષણવારમાં સામેનાને પામી જાય છે. પણ તે શરીર કે મુખની આકૃતિ ઉપરથી નહિ, પણ ઈંગિત ઉપરથી. એમાં કંઈ ગૂઢ કે અગમ્ય શાસ્ત્ર હું માનતો નથી. અનુભવથી અને માણસના સ્વભાવના અભ્યાસથી તે આવે છે. ઘણા અનુભવી વકીલોમાં, વેપારીઓમાં તેમ જ અનેકને મળનાર સાધુસંતોમાં પણ તે હોય છે. એ ઈંગિત સાચું લક્ષણ છે. પણ તે શબ્દોથી વર્ણવાય એવાં હોતાં નથી, અને વાર્તામાં એવાં વર્ણનો જવલ્લે જ આવી શકે. વ્યવહારના અનુભવમાં સાચાં ન હોય છતાં વાર્તામાં આવી શકે, એવો ભેદ હું અહીં સ્વીકારી શકતો નથી. એટલું જ નહિ, એ ભ્રાંતિ કરે છે, અને તેથી પણ વિશેષ તો એ વર્ણનો વાંચનારના મન આગળ કશી આકૃતિ પ્રત્યક્ષ કરી શકે છે એમ હું માનતો નથી. આથી વિશેષ કહેવા અહીં સ્થાન નથી. માત્ર

મારો એક વિચાર રજૂ કરવા પૂરતું જ આ લખેલું છે.

પણ એ હોઠ સિવાય વધારે સારું સૂચન પણ છે, જેમાં સૌથી પ્રબળ એ છે કે મિસ ટૉમ્સનને એકાન્તમાં વારંવાર મળ્યા પછી ડૅવિડસનને અમુક ડુંગરા યાદ આવે છે, જે સ્ત્રીના સ્તન જેવા દેખાતા હતા. સહેજ સ્મરણ થાય છે કે મેઘદૂતમાં યક્ષ ડુંગરને સ્તનની ઉપમા આપે છે. પણ અહીં પણ મને કર્તાનું એક કઢંગાપણું લાગે છે. એ ડુંગરા સ્તન જેવા લાગ્યા હતા, તે ડૉ. મૅકફેઈલને, એમ કર્તા કહે છે. ડૅવિડસનને એવા લાગ્યા હતા એવું વર્ણન નથી. અને આવા ત્રીજી જ વ્યક્તિના વર્ણનથી ડૅવિડસનનું મન વિષયમાં ભમતું હતું એમ નિષ્પન્ન થઈ શકે નહિ,—સિવાય કે એ ડુંગરા ડૉકટરે અને ડૅવિડસને સાથે જોયા હોય અને તે સંબંધી વાતો કરી હોય, અથવા એ ડુંગરા એવા આકારના તરીકે સામાન્યરૂપે વર્ણવાતા હોય. અને એ બેમાંનું અહીં કશું નથી. છતાં કર્તાનાં સૂચનો મનને પહોંચે એવાં છે, અને વાર્તાને અંતે આપણને તેના આખા માનસનો ગૂઢ વ્યાપાર પ્રત્યક્ષ થાય છે.

આ વાર્તા માર્ગમાં આવતા થોડા જ દિવસના નિવાસના ટાપુમાં મૂકી છે, એ જેમ કર્તાનું કૌશલ છે, તેમ ડૅવિડસનને પડછે, ડૉ. મૅકફેઈલને મૂકેલ છે એ પણ એવું જ કૌશલ છે. ડૅવિડસનની વિકૃતિ અને રોગિષ્ઠ માનસ, ડૉકટરના સાદા સીધા ભોળા શરમાળ સ્વભાવને પડછે એકદમ સ્પષ્ટ દેખાઈ આવે છે.

બાઇબલમાં જીસસના જીવન સંબંધી એક કથા છે: જીસસ મંદિરમાં હતો ત્યારે એક બાઈને તેની પાસે લાવવામાં આવી, જે વ્યભિચાર કરતાં પકડાઈ ગઈ હતી. મોઝીઝના કાયદા પ્રમાણે તેને પથરા મારવાં સંબંધી લોકોએ જીસસને પૂછ્યું ત્યારે તેણે કહ્યું: 'તમારામાંનો જે નિષ્પાપ હો તે તેના તરફ પથરો ફેંકો.' અને પથરા મારવા આવેલા માણસો એકે એકે ચાલ્યા ગયા. એ જીસસના ધર્મનો પ્રચાર કરનાર પાદરી ડૅવિડસન એનાથી ઊલટું જ

વર્તન કરે છે. જે માણસ પોતે નિષ્પાપ નથી, તેને બીજાને શિક્ષા કરવાનો હક નથી.—ધર્મદષ્ટિએ તો નથી જ; વ્યવહારમાં એમ થાય છે તે જુદો સવાલ છે. અને માટે જ શિક્ષા કરવાનો વ્યવહાર આટલો પ્રાચીન હોવા છતાં શિક્ષાથી કદી કોઈ સુધર્યું નથી. અહીં અખાના વાકચનું સ્મરણ થાય છે.

તૂંબડું જ્યમ માંહેથું મરે, જે લૈ પેસે તે સૌ તરે;
પેલો તું પરમારથ પ્રીછ, પછે ગુરુ થાવાને ઈછ;
પારો મુવો તે રોગ નિર્ગમે, પછે ભોજન તે ઓળું જમે.

તૂંબડું જેમ અંદરથી મરે તો બીજાને તારી શકે, પોતે હળવું થયું હોય, તરે એવું થયું હોય, તો બીજાને તારી શકે, તેમ માણસ પોતે શુદ્ધ હોય તો બીજાને શુદ્ધ કરી શકે. તે પહેલાં બીજાના ગુરુ થવા જવું એ વિડંબના છે. અને ડેવિડસન પોતે શુદ્ધ હોવાની તો પછી વાત, હજી તો પોતાનું પાપ પણ ઓળખતો નથી !

આ બન્ને વાર્તા જોતાં એક બીજો વિચાર થાય છે. આ બન્ને વાર્તામાં મુખ્ય પાત્રનું માનસ આવું વિકૃત આવું રોગિષ્ઠ થવાનું કારણ તે પાત્રને પરદેશનાં પ્રતિકૂળ હવાપાણીમાં, અને તેથી પણ વધારે તો પરદેશના સમાજમાં રહેવું પડયું છે તે નથી ? ‘ એમોક ’ના દાકતરે કેટલાંય વરસથી પોતાની જાતની એક પણ ગોરી સ્ત્રી જોઈ નથી અને તેથી પોતાની મદદ માગતી સ્ત્રી જોતાં તેનું માનસ એકદમ વકરી જાય છે. ડેવિડસન દંપતીને પણ પોતાના સમાજ સાથે જેને કશી જ સમાનતા નથી, જેના તરફ તેને કશો જ ભાવ થઈ શકતો નથી, એવા સમાજમાં રહેવાનું અને એના ઉપર શાસન ચલાવવાનું આવે છે અને તેથી તેની હિંસાવૃત્તિ, પરપીડનવૃત્તિ અનેકગણી થઈ ગયેલી નથી જણાતી ? વાર્તાનું નામ તેણે હેલી (Rains) રાખ્યું છે, એ જાણે પ્રતિકૂળ કુદરતની અકળામણ પણ આ માનસ પછવાડે કામ કરતી હતી એમ સૂચવતું નથી લાગતું !

એક દેશ બીજા પર રાજ્ય કરે એ દેખીતી રીતે તો સમાજ માટે અનિષ્ટ છે જ, પણ વ્યક્તિઓને પણ કેટલી સૂક્ષ્મ રીતે તેથી હાનિ થાય છે એ પણ આપણે જોઈ શકીએ છીએ.

છેલ્લી વાર્તા 'નિઃસંતાન'ના નાયકના માનસમાં કશું રોગિષ્ઠ કે વિકૃત નથી. બાળક હોવાની ઇચ્છા, શું સ્ત્રીમાં કે શું પુરુષમાં, અસ્વાભાવિક નથી. પણ એ ઇચ્છા અહીં નવું સ્વરૂપ લઈ અસાધારણ ઉદારતા બતાવે છે, એ આ વાર્તાનું ખરું રહસ્ય છે. નાયક ડ્રોનને પોતાની પત્ની મૅગ્ડા સાથે સંપૂર્ણ પ્રેમ છે. તેને પૈસો છે, પ્રતિષ્ઠા છે, દુનિયાની નજરે તે અત્યંત સુખી જોડું છે, પણ ડ્રોનને પ્રજાની ઇચ્છા છે, અને પરણ્યાં દસ વરસ થયા છતાં એ ઇચ્છા સંતોષાવાનું કશું ચિહ્ન દેખાતું નથી. તે અનેક તર્કો કરે છે. પોતાનામાં કંઈ ખામી છે? પત્નીમાં કંઈ ખામી છે? શા કારણથી પ્રજા થતી નથી? પછી એક વાર તેની પત્ની દર વર્ષના રિવાજ મુજબ પિયર ગઈ હતી તેની ગેરહાજરીમાં, તેના બધા કાગળો તે વાંચે છે. અને તેમાંથી જાણે છે કે એની પત્નીને લગ્ન પહેલાં એક બીજા પુરુષ સાથે પ્રેમ હતો, તેનાથી તેને એક અનૌરસ પુત્રી થઈ હતી, જેને તે કોઈ ખાનગી સંસ્થામાં ઉછેરતી હતી, અને પિયર જતી ત્યારે મળતી. ડ્રોન એક તુમુલ મંથન પછી એ જ છોકરીને, ગમે તે કોઈ અનાથ છોકરી ઘરમાં લઈ આવવાનું મૅગ્ડાને કહી, લઈ આવે છે, અને એ રીતે પ્રજાવાન બને છે. આ ડ્રોનનું માનસ કેમ કામ કરે છે એ દર્શાવવામાં જ વાર્તાકાર અપ્રતિમ કૌશલ બતાવે છે. પ્રથમ તો એ કે, આવી હકીકત દસ દસ વરસ સુધી મૅગ્ડાએ છાની રાખી, એ ડ્રોનનું અપૂર્વ અપમાન અને ઠગાઈ હતી. તેનાથી હરકોઈ પુરુષ પત્ની તરફ ક્રોધાયમાન થાય. પત્નીને છોડી દેવાને એ પૂરતું કારણ છે. પત્ની તરફના પ્રેમને લીધે ઊલટો એના તરફનો ક્રોધ વધારે તીવ્ર અને દારુણ બને. પણ કર્તા એવી ખૂબીથી ડ્રોનના મન આગળ એક પછી

એક ભૂતકાલની વાત રજૂ કરે છે કે તેના મનમાં છેવટે દૈવી સંપતનો જ વિજય થાય છે. મૅગ્ડાને પહેલાં કોઈ પુરુષ સાથે પ્રેમ હતો, પણ તે પુરુષ તો ક્યારનો મરી ગયો હતો, તેની સાથે મૅગ્ડાને હવે કોઈ ઐહિક સંબંધ નહોતો. મૅગ્ડાએ આ વાત છુપાવી તે ઠગાઈ કરી ન ગણાય ? પણ મૅગ્ડાએ તો ઠેઠ સુધી કારણ બતાવ્યા સિવાય પરણવાની ના જ કહી હતી, અને છેવટે ઘરડાં અને ગરીબ થઈ ગયેલાં માબાપના અને હ્રોનના અત્યાગ્રહથી જ પરણી હતી. તેમ છતાં આવી વાત જાણતાં હ્રોનને દુઃખ થાય, પણ મૅગ્ડાએ તો મૂંગે મોઢે દસ દસ વરસ નરકયાતના સહી હતી, અને તેની નાની નિર્દોષ દીકરી ! માને મળવા કેટલી રીબાતી હતી ?—ઝૂરતી હતી ? સૌથી વિશેષ, એ અત્યાર સુધી માનતો હતો કે કદાચ મૅગ્ડાની કોઈ શારીરિક ખોડને લીધે તેને ફરજંદ નહિ થતું હોય, પણ તેને તો ફરજંદ થયેલું ! એટલે પોતામાં જ એવી ખોડ હોવી જોઇએ. ત્યારે હવે એ છોકરી જ શા માટે લઈ ન લેવી. વર્તમાન અને ભૂત વચ્ચે અનેક વાર વાંચનારને લઈ જતો, અનેક નાની મોટી વિગતોથી ચિત્રોને રજૂ કરતો, લેખક અદ્દભુત રીતે આ આખું મંથન દર્શાવે છે. અને છેવટે મૅગ્ડાના લાભમાં નાયક પાસે નિર્ણય કરાવે છે.

મૅગ્ડાના લાભમાં નિર્ણય થાય છે, પણ આ નિર્ણય પછી હજી મૅગ્ડાની ભૂંડામાં ભૂંડી યાતના બાકી રહે છે. હ્રોન જાણે સાધારણ રીતે વાતની વાતમાં મૅગ્ડાને કહે છે કે આપણે કોઈ અનાથ બાળક લાવીએ તો નહિ સારું ? એ ‘ હરકોઈ અનાથ બાળક ’ની જ વાત કરી શકે. એટલા પ્રેમમાં મેગ્ડા ઉપર ઉપકાર કરવા જેવી કે તેના ભૂતકાળનું એક કલંક એ જાણી ગયો છે એવી નાજુક વાત એકદમ શી રીતે કહી શકે ? પણ ‘ હરકોઈ અનાથ બાળક ’ લાવવાની વાત સ્વીકારવી એ મૅગ્ડા માટે કેટલું મર્મભેદક છે ? અને તે પણ તે સ્વીકારે છે, એક વાર બે વાર હા પાડી ખાત્રી આપે છે. તેને થાય

છે કે હવે મારે મારી પેટની છોકરીને સાથે રાખવાની આશા હંમેશને માટે છોડી દેવાની! પોતે, પોતાને હાથે જ, હરકોઈ અજાણ્યા બાળકનો સ્વીકાર કરી, પોતાના બાળક આડે એક શાશ્વત જીવતો અંતરાય ઊભો કરવાનો! અને તે પણ એ કરે છે! વાચકનો તીવ્ર કરુણ સમભાવ અહીં મેગ્ડા સાથે થાય છે. અને પછી ઓચિંતાં જ, મેગ્ડાને માટે સ્વર્ગીય સુખનું દશ્ય આવે છે. મા દીકરી મળે છે. ત્યાં પણ એક નાની સૂની ખૂબી કરી કર્તા ત્રણેયને સ્ટેશને ભેગાં ન કરતાં ઘરના એકાન્તમાં ભેગાં કરે છે, એમાં કેટલી સુરુચિ, કેટલી નાજુકતા, કેટલી સૂક્ષ્મ સહાનુભૂતિ છે! એવી રીતે પરાકાષ્ઠાએ ગયેલ કરુણ પછી તરત અત્યંત આર્દ્ર વાત્સલ્યનું દશ્ય આવી વાર્તા પૂરી થાય છે.

ત્રણેય વાર્તાઓ યુરોપની આ પ્રકારની વાર્તાઓમાં ઉત્તમ ગણાતી વાર્તા છે, જો કે વચલી મને જરા વધારે પડતી લાંબી અને પ્રવાહમાં સ્ખલનવાળી જણાઈ છે. ભાષાન્તરકારે બને ત્યાં સુધી મૂળને અનુસરીને જ ભાષાન્તર કરેલું છે. નામો મૂળનાં જ રાખ્યાં છે,--ગુજરાતી વાચક હવે એવાં નામોથી નહિ છળી જાય એમ આશા રાખીએ. આ વાર્તામાં ક્યાંક ક્યાંક અર્થબોધ થતાં મુશ્કેલી જણાશે, તો તેનું કંઈક કારણ ભાષાન્તર મૂળને અનુસર્યું છે એ છે, પણ ખાસ કરીને તો આ યુરોપના લેખકોએ આવી વાર્તાની એક પ્રકારની વિશિષ્ટ રીતિ (technique) ઉપસ્થિત કરી છે એ છે. એ રીતિ સાથે વાચકોએ પરિચિત થવું જોઈએ. અને પરિચય પછી એ રીતિ ક્લેશકર નહિ લાગે. એ રીતિના સ્વરૂપની ચર્ચામાં હું અહીં ઊતરતો નથી. એ રીતિ જેટલે અંશે વસ્તુસંવિધાનમાં રહેલી છે તેટલે અંશે મેં તે ઉપર બતાવેલી પણ છે, પણ તેથી આગળ જતાં તેની ચર્ચા પારિભાષિક થઈ જાય, એટલે એમાં અહીં ઊતરતો નથી, પણ અભ્યાસીઓએ એ દષ્ટિએ પણ અભ્યાસ કરવા જેવું છે.

આપણા વાર્તારસિક વાચક વર્ગને આ વાર્તાઓ જેટલી રસપ્રદ તેટલી જ દષ્ટિને વિશાળ કરનાર નીવડશે એમ માનું છું.

શ્રાવણી પૂર્ણિમા
૧૯૯૮

રામનારાયણ વિ. પાઠક

સ્ટેફન ઝવાઇંગ [૧૮૮૧–૧૯૪૨] જર્મન નાટ્યકાર, વાર્તાકાર, ચરિત્રકાર અને કવિ. જન્મ વિયેના, ૨૮ મી નવેમ્બર, ૧૮૮૧. સ્નાતક થયા પછી તરત જ જે કવિતાગ્રંથ પ્રગટ કર્યો તેનાથી સૌનું ધ્યાન ખેંચાયું. ત્યાર પછી એમણે અનેક સફળ જીવનચરિત્રો અને વાર્તાઓ લખી છે. શરૂઆતમાં એમણે ફ્રેંચમાંથી ઉત્તમ અનુવાદો પણ કરેલા. આજે જગતમાં એઓ ઉચ્ચ કોટિના ચરિત્ર-લેખક તરીકે વિખ્યાત છે. ૧૯૧૪–૧૮ ના યુદ્ધ વખતે યુદ્ધ પ્રત્યેની ધૃણાને કારણે સ્વિટ્ઝર્લાંડમાં શરણું લીધેલું. જન્મે યહૂદી એટલે ૧૯૩૮ માં નાઝીઓએ ઑસ્ટ્રિયામાંથી હાંકી કાઢેલા. પહેલાં થોડો વખત લંડન રહ્યા, પછી રિયો ડિ જેનિરો ચાલ્યા ગયા. ત્યાં ઘર કરીને રહ્યા. પણ જગતમાં પ્રવર્તેલો સંસ્કૃતિનો સંહાર ન ખમાવાથી પોતાની પત્ની ઇલિઝાબેથ સાથે ભેગાં ઝેર ખાઈને આપઘાત કર્યો. અવસાન રિયો ડિ જેનિરો પાસે પેટ્રોપોલિસમાં ૨૩ મી ફેબ્રુઆરી ૧૯૪૨. એ જ દિવસે એમનું નવું પુસ્તક 'અમેરિગો એ કોમેડી-ઑવ એરર્સ ઇન હિસ્ટરી' પ્રગટ થયું. આપઘાત કરવા પહેલાં લખેલા પત્રમાં એમણે રિયો ડિ જેનિરોએ એમનું જે મિત્રતાભર્યું આતિથ્ય કર્યું હતું તે બદલ આભાર માન્યો હતો અને જણાવ્યું હતું કે હું જે વસ્તુઓને માનતો હતો તે બધીના આજે ભુક્કા ઊડી રહ્યા છે, એવી દુનિયામાં નવેસરથી જીવન ઘડવાની મારામાં શક્તિ નથી. મારી જન્મભૂમિ ઑસ્ટ્રિયાનું પતન થયું ત્યારથી હું મારા આધ્યાત્મિક વતન યુરોપનો આત્મસંહાર નજરોનજર જોઈ રહ્યો હતો, અને અનેક વર્ષોના મનઃસંતાપથી હું છેક જ થાકી ગયો હતો; હું માનવજાતિની અને મારી સ્વતંત્રતાને દુનિયાની કીમતીમાં કીમતી સંપત્તિ માનતો આવ્યો છું, એટલે મેં મારું જીવન કેવળ આધ્યાત્મિક કાર્યમાં જ અર્પણ કર્યું હતું, તેનો અંત લાવવાનો નિશ્ચય કર્યો.

છેલ્લા દિવસોમાં એઓ બાલ્ઝાકનો અભ્યાસ કરતા હતા અને પોતાના પ્રકાશકને ગેરીબાલ્ડીનું ચરિત્ર સોંપતા ગયા છે. એમનાં જાણીતાં પુસ્તકો નીચે પ્રમાણે છેઃ વરહેરન ૧૯૧૦, જેરેમિયાહ ૧૯૧૭, માસ્ટર બિલ્ડર્સ ૧૯૨૦–૨૮, અમોક ૧૯૨૧, રોમાં રોલાં ૧૯૨૧, કોન્ફ્લિક્ટસ ૧૯૨૬, ફોશે ૧૯૨૭, બિવેર ઑવ પિટી ૧૯૩૨.

# ઍમોક

૧૯૧૨ના માર્ચમાં એક મોટી મેલ સ્ટીમર નેપલ્સ બંદરે માલ ઉતારતી હતી ત્યારે એક અકસ્માત થયો હતો, તેના છાપાંમાં જે હેવાલો પ્રગટ થયા હતા તેમાં લગારે ચોકસાઈ નહોતી. મેં આ બનાવ નજરે જોયો નહોતો, કારણ કે (બીજા ઘણા મુસાફરોની પેઠે) હું સ્ટીમરમાં કોલસા ભરાય તે વખતના ઘોંઘાટ અને અગવડમાંથી ઊગરવાને સાંજનો વખત કાંઠે ગાળવા ચાલ્યો ગયો હતો. આમ છતાં વાત એમ છે, કે ખરેખર શું બન્યું હતું તે હું જાણું છું અને તેનું કારણ શું હતું તેનો ખુલાસો આપી શકું એમ છું. અત્યારે હું જે બનાવોનું વર્ણન કરવાનો છું તેને બન્યાને એટલાં બધાં વરસો વીતી ગયાં છે કે આજ સુધી મેં જે મૌન જાળવી રાખ્યું છે તેને ન તોડવાનું મને કંઈ કારણ દેખાતું નથી.

હું ફેડરેટેડ મલાયા સ્ટેટ્સમાં મુસાફરી કરતો હતો, એવામાં કંઈ ખાનગી કામસર મને તારથી પાછો ઘેર બોલાવવામાં આવ્યો, એટલે હું સિંગાપોરથી 'વૉટન'માં બેસી ગયો, અને મારે જગ્યાની બાબતમાં ભારે અગવડ વેઠી લેવી પડી. મારી કૅબિન એંજિન રૂમની પાસે જ ખોસી ઘાલેલા એક દર જેવી હતી—નાની, ગરમ અને અંધારી. ત્યાંની અવાવરુ બંધિયાર હવામાં તેલની વાસ હતી. મારે આખો વખત વીજળીનો પંખો ચાલુ રાખવો પડતો હતો, અને એનું પરિ-

ણામ એ આવતું હતું કે ગંધાતા પવનનો ઝપાટો સતત મારા મોં ઉપર પછડાયા કરતો હતો—કેમ જાણે કોઈ ચામાચીડિયું પાંખો ન ફફડાવતું હોય. નીચેથી આખો વખત એંજિનના ખખડાટ ગગડાટ અને સૂસવાટ આવ્યા કરતા હતા, તે, જાણે કોઈ કોલસા ભરનાર મજૂર લોખંડની અનંત સીડી ઉપર ચડતો ચડતો હાંફતો હાંફતો પગ પછાડતો હોય એવું લાગતું હતું. ઉપરથી ફરવાના તૂતક ઉપર ફરનારા પગોનાં પગલાંનો એકધારો અવાજ આવતો હતો. હું મારો કેબિનનો સામાન બરાબર ગોઠવી રહ્યો કે તરત જ ઉપલા તૂતક ઉપર ભાગી ગયો, અને ત્યાં જઈને મેં આનંદપૂર્વક 'શીતલ મંદ સુગંધ' દક્ષિણાનિલના ઊંડા શ્વાસો લીધા.

પણ આ ખીચોખીચ ભરેલી સ્ટીમરના ફરવાના તૂતક ઉપર પણ ગીરદી અને કોલાહલ પૂરતાં હતાં. આખો તૂતક મુસાફરોથી ગાજી ઊઠયો હતો. એ બધાંને ફરજિયાત રીતે આળસમાં અને અનિવાર્યપણે એકબીજાની નિકટ રહેવું પડતું હતું, એટલે તેઓ અતિશય ચીડિયાં થઈ ગયેલાં હતાં અને લગારે અટકયા વગર બકબક કરતાં આમથી તેમ આંટા મારતાં હતાં. ડેકચેર પર આડી પડેલી સ્ત્રીઓનું હળવું હાસ્ય, આ ખીચોખીચ ડેક પર વ્યાયામ લેવા ફરતા માણસોને લેવા પડતા વળાંકો અને ચક્કરો, અને સામાન્ય ધાંધલ—એ બધું મનને ગમે એવું નહોતું. મલાયેશિયામાં અને તે પહેલાં બ્રહ્મદેશ અને સિયામમાં હું અપરિચિત દુનિયામાં જ ફરતો હતો. મારું મન નવા સંસ્કારો, અને નવાં નવાં દશ્યોથી ભરાઈ ગયેલું હતું, અને તે બધાં એક પછી એક મારી આંખો સામે તરવરતાં હતાં. હું શાંતિથી નિરાંતે તે બધાંનું ચિંતન કરવા તે બધાંનું વર્ગીકરણ કરી પચાવી જઈ તેમને અપનાવી લેવા માગતો હતો. પણ તદ્દન જુદા જ પ્રકારના જીવનથી ગાજી રહેલા આ તૂતક ઉપર જોઈએ એવી સ્વસ્થતા અને શાંતિ મળવાનો સંભવ નહોતો. જો હું વાંચવાનો

પ્રયત્ન કરતો તો પાસે થઈને જતા આવતા માણસોના પડછાયા ધોળાં પાનાં ઉપર થઈને ફરકી ફરકીને ચાલ્યા જતા તેની સાથે પાનાં ઉપરની લીંટીઓ પણ મારી થાકેલી આંખો આગળ દોડવા માંડતી. આ ગીચોગીચ વસ્તીવાળી જગ્યામાં મને ક્યાંય મનન અને વિચાર કરવા જેવું એકાંત મળતું નહોતું.

ત્રણ દિવસ સુધી તો મારા સહયાત્રીઓને નભાવી લઈને અને દરિયા તરફ જોઈ જોઈને મારા ચિત્તને સ્થિર રાખવા મેં ખૂબ પ્રયત્ન કર્યો. દરિયો સદા એનો એ જ રહેતો—ભૂરો અને સૂનકાર—માત્ર રાત પડતી વખતે થોડીવાર વિવિધ રંગોની લીલાથી શોભી ઊઠતો. મારી સાથેનાં માણસોનું જો પૂછતા હો તો ત્રણ દિવસ પૂરા થયા તે પહેલાં જ હું તેમના ચહેરાથી કંગાળી ગયો હતો. હું તેની એકેએક વીગત જાણતો થઈ ગયો હતો. હું તેમનાથી ધરાઈ ગયો હતો. વળી સ્ત્રીઓનાં ખોટાં હાસ્યથી અને રજા પર ઘેર જતા ડચ ઑફિસરોની અનંત ચર્ચાથી પણ હું એટલો જ ધરાઈ ગયો હતો. મેં સલૂનમાં આશરો લીધો, જો કે આ સ્વર્ગમાંથી પણ મને શાંગહાઈની કેટલીક અંગ્રેજ છોકરીઓએ હાંકી કાઢ્યો. તેઓ ભોજન વચ્ચેનો બધો જ સમય પિયાનો ઉપર વૉલ્ટ્ઝ વગાડવામાં ગાળતી હતી. એટલે મારી કૅબિન વિના બીજો આરો જ નહોતો. લંચ પછી બીરની બે બાટલી ચડાવીને હું અંદર પેઠો અને મેં ડીનર અને ત્યાર પછીનો ડૅન્સ જતો કરવાનો નિશ્ચય કર્યો—એવી આશામાં કે ઘડિયાળના કાંટા ચક્કર ફરી વળે ત્યાં સુધી ઊંઘી જાઉં અને દિવસનો મોટો ભાગ વિસ્મૃતિમાં ગાળી નાખું.

જ્યારે હું જાગ્યો ત્યારે અંધારું થઈ ગયું હતું અને મારી નાની કૅબિનમાં ખૂબ ગૂંગળામણ થતી હતી. મેં પંખો બંધ કરી દીધેલો હતો, અને મારે શરીરે પરસેવાના રેલા ચાલતા હતા. લાંબી ઊંઘને લીધે મારું શરીર ભારે ભારે લાગતું હતું અને હું ક્યાં છું એના

બરાબર ભાનમાં આવતાં મને કેટલીક મિનિટ વીતી ગઈ. મધરાત જરૂર વીતી ગયેલી હોવી જોઈએ કારણ સંગીત સંભળાતું નહોતું, અને મારા માથા ઉપરનો પગોનો ખખડાટ પણ બંધ થઈ ગયો હતો. જે કંઈ અવાજ હતો તે માત્ર યંત્રોનો હતો—પોતાના જીવતા બોજાને હાંફતાં હાંફતાં અને ચીસો પાડતાં પાડતાં, અંધકારમાં થઈને વહી જતા એ રાક્ષસનું જાણે હૈયું ન ધબકતું હોય.

હું ફંફોસતો ફંફોસતો તૂતક ઉપર ગયો. ત્યાં એક પણ માણસ દેખાતું નહોતું. પહેલાં તો મેં ધુમાડા કાઢતાં ભૂંગળાં તરફ અને ભૂત જેવા દેખાતા વાંસ તરફ જોયું અને પછી મારી દૃષ્ટિ ઊંચે ફેરવી તો આકાશ સ્વચ્છ હતું—જાણે કાળી મખમલ ઉપર તારા ન છાંટ્યા હોય. જાણે કોઈ વિશાળ પ્રકાશની આડો પડદો બાંધી દીધો છે, અને તે પડદામાં પડેલાં નાનાં નાનાં કાણાં તે જાણે તારાઓ છે, અને તેમાં થઈને પેલો અવર્ણ્ય પ્રકાશ ઝરી આવે છે. મેં કદી આવું આકાશ જોયું નહોતું.

રાત્રિ એવી ઠંડી હતી કે આપણને તાજગી આવે—ભૂમધ્ય રેખા ઉપર પણ ઘણીવાર આ વખતે ચાલતી સ્ટીમર પર આવી ઠંડી હોય છે. દૂરદૂરના ટાપુઓના તેજાનાની સુગંધભર્યો વાયુ હું શ્વાસમાં લેતો હતો. સ્ટીમર પર આવ્યો ત્યાર પછી પહેલી જ વાર મને સ્વપ્નની ઝંખના જાગી—અને એની સાથે જ એક બીજી ઇચ્છા પણ જાગી તે જરા વધારે સ્થૂલ હતી. મને એમ થયું કે હું મારું શરીર—સ્ત્રીની પેઠે—રાત્રિના કોમળ આશ્લેશને સોંપી દઉં. મારે ક્યાંક સૂઈ જવું હતું અને સૂતાં સૂતાં તારાભર્યા આકાશની ઉજ્જવળ ચિત્રલિપિને નિહાળવી હતી. પણ બધી લાંબી ખુરસીઓનો ખડકલો કરી દીધેલો હતો અને મળે એમ ન હતું. આખા સૂના તૂતક ઉપર ક્યાંય સ્વપ્નાલુને સૂવા જેવી જગ્યા નહોતી. દોરડાંઓ અને લાકડાંઓમાં અથડાતો કુટાતો હું સ્ટીમરના આગલા

બાગમાં ગયો અને ત્યાં કઠેરા ઉપર ઝૂકીને ચળકતાં પાણીને કાપતો ઘડીમાં ઊંચો ને ઘડીમાં નીચો થતો મોરો જોઈ રહ્યો. હું તે ત્યાં કલાક સુધી ઊભો હઈશ કે થોડી મિનિટ સુધી જ ઊભો હઈશ? કોણ કહી શકે? તે વિરાટ પારણામાં ઝૂલતો હું વહેતા સમયનું ભાન પણ ભૂલી ગયો હતો. મને માત્ર એક પ્રકારની અલસતાનું જ ભાન હતું—જેમાં હું લદબદ થઈ ગયો હતો. મારે સૂવું હતું, સ્વપ્ન જોવાં હતાં; કબર સમી કૅબિનમાં જવાનું મન થતું નહોતું. એક બે પગલાં ચાલ્યો એટલે મારે પગે દોરડાંનો વીંટો લાગ્યો. હું બેસી પડ્યો અને મારી આંખ મીંચી દઈને રાત્રિના જોફણભર્યા કેફને મેં મારી જાત સોંપી દીધી. થોડી જ વારમાં ચેતનાની સીમાઓ ભૂંસાઈ ગઈ; મને ખાત્રી નહોતી થતી કે હું જે અવાજ સાંભળતો હતો તે મારા પોતાના શ્વાસોચ્છ્વાસનો હતો કે સ્ટીમરના યાંત્રિક હૃદયનો હતો. મેં એ મધ્યરાત્રિની મોહિનીને મારી જાત વધુને વધુ પૂર્ણપણે સોંપી દીધી.

*

પાસે જ સુક્કી ખાંસીનો અવાજ સંભળાતાં હું ચમકીને પાછો ભાનમાં આવ્યો. હવે અંધારાને ટેવાઈ ગયેલી આંખો ઉઘાડીને મેં જોયું તો મારી ખૂબ નજીક ચશ્માંના બે કાચ ઝાંખા ઝાંખા ચમકતા હતા, અને તેની થોડે નીચે કંઈક લાલ લાલ ઝબકારા મારતું હતું—તે ચૂંગી હતી એ સ્પષ્ટ હતું. હું બેઠો તે પહેલાં મારું ધ્યાન તારાઓ અને સમુદ્રમાં પરોવાયલું હતું, એટલે હું આ પડોશીને જોવા પામ્યો નહોતો. જો કે બધો વખત એ ત્યાં જ સ્થિર બેઠેલો હશે. હું ક્યાં આવી પડ્યો છું એ હજી હું બરાબર સમજી શક્યો નહોતો, પણ હું કોઈના એકાંતમાં ખલેલ કરું છું, એમ મને લાગ્યું, અને એટલે હું નમ્રતાથી મારી તળપદી જર્મનમાં બોલ્યો, 'માફ કરજો!' તરત જ જવાબ આવ્યો: તે જ ભાષામાં અને સ્પષ્ટ જર્મન રણકા

સાથેઃ ‘ તેનું કંઈ નહિ. ’

આ અદૃશ્ય અને અજાણ્યા માણસની નિકટતા અંધારામાં ખૂબ વિચિત્ર અને રહસ્યમય લાગતી હતી. મને એવું લાગ્યું કે હું જેમ તેના તરફ વૃથા તાકી રહ્યો હતો તેમ તે પણ મારા તરફ વૃથા તાકી રહ્યો હતો. અમારામાંથી કોઈ પણ એક ઝાંખી છાયા સિવાય કશું જોઈ શકતું નહોતું. હું તેના શ્વાસોચ્છ્વાસ અને ચૂંગીનો દમ સાંભળી શકતો હતો.

શાંતિ અસહ્ય થઈ પડી. મને ઊઠીને ચાલ્યા જવાનું મન થયું. પણ કંઈ બોલ્યા ચાલ્યા વિના ચાલ્યો જઈશ તો અક્ષમ્ય અસભ્યતા કરી ગણાશે, એ વિચારે જ હું રોકાઈ રહ્યો હતો. મારી મૂંઝવણમાં મેં એક સિગારેટ કાઢી અને દિવાસળી સળગાવી, અને એક કે બે સેકંડ માટે અજવાળું થયું અને અમે એક બીજાને જોઈ શક્યા. મેં જોયેલો ચહેરો કોઈ અજાણ્યા માણસનો હતો, જેને મેં કદી ભોજનગૃહમાં કે તૂતક ઉપર જોયો નહોતો; એ ચહેરો (કદાચ એ ક્ષણિક પ્રકાશમાં રેખાઓ વધુ પડતી ગાઢી દેખાઈ હોય તેથી તો ન હોય?) મને અતિશય દુષ્ટતાભર્યો અને ભૂતના સરખો લાગ્યો. હું એની વીગતો ધ્યાનપૂર્વક જોઈ શકું એ પહેલાં તો પાછો અંધકાર છવાઈ ગયો, એટલે માત્ર ચૂંગીનો ઝબકારો અને તેની ઉપર ચશ્માંના કાચનો ઝાંખો ચકચકાટ જ માત્ર દેખાતા રહ્યા. અમારામાંથી કોઈ બોલ્યું નહિ. આ મૌન ઉષ્ણકટિબંધની ગરમીની પેઠે બાળી નાખે અને અકળાવી મૂકે એવું હતું.

આખરે મારાથી ન રહેવાયું. મેં ઊભા થઈને વિનયપૂર્વક ‘ ગુડ નાઈટ ’ કહ્યું.

‘ ગુડ નાઈટ! ’ કઠોર અને ઘોઘરા અવાજે જવાબ આવ્યો.

હું અથડાતો કુટાતો જતો હતો એવામાં મેં પાછળથી અસ્થિર અને ઉતાવળાં પગલાં સાંભળ્યાં. મારો દોરડાંના ગૂંછળા પરનો પડોશી

ડગમગતી ચાલે મારી પાછળ પાછળ આવતો હતો. તે મારી તદ્દન નજીક ન આવ્યો, છતાં અંધકારમાં પણ હું તેની ચિંતા અને અસ્વસ્થતા સમજી શક્યો.

તે ઉતાવળો ઉતાવળો બોલતો હતો.

'તમારી પાસે હું એક મહેરબાનીની યાચના કરું છું, તો માફ કરશો . . હું . . . હું . . ' તે સંકોચાવા લાગ્યો, 'હું . . હું સ્ટીમર ઉપર તદ્દન એકાંતમાં રહું છું તેનાં તદ્દન અંગત કારણો છે . . . હું શોકમાં છું . . . એટલે મેં મારી મુસાફરી દરમિયાન કોઈની સાથે પરિચય નથી કર્યો. બેશક તમારા સિવાય...મારે એ જોઈએ છે...એટલે કે હું આપનો આભારી થઈશ જો આપ આપે મને અહીં જોયો છે એવું કોઈને પણ ન કહો. હું સ્ટીમરમાં કોઈ સાથે ભળતો નથી એનું કારણ તદ્દન અંગત છે. એ હું ફરીવાર કહું છું, અને હું રાતે આ જગ્યાએ એકલો આવું છું એ વિશે આપ એક શબ્દ પણ ઉચ્ચારશો તો મારી સ્થિતિ અતિશય કફોડી થશે. હું...'

તે અટક્યો અને તરત જ મેં તેને ખાત્રી આપી કે હું તમારી ઇચ્છાને માન આપીશ. હું તો માત્ર એક સામાન્ય મુસાફર છું, મેં કહ્યું, અને મારે સ્ટીમર પર કોઈ મિત્ર નથી. અમે બંનેએ હસ્તધૂનન કર્યું. હું રાત ઊંઘી કાઢવા મારી કૅબિનમાં ગયો. પણ મને બરાબર ઊંઘ ન આવી—કારણ મને વિચિત્ર સ્વપ્નો આવ્યા કર્યાં.

ભારે પ્રલોભનો હોવા છતાં મારા વિચિત્ર અનુભવની વાત કોઈને ન કહેવાનું વચન મેં બરાબર પાળ્યું. દરિયાની મુસાફરીમાં નજીવામાં નજીવી વાત પણ મોટો બનાવ બની જાય છે—ક્ષિતિજ પર શઢ દેખાય, પોરપોઇઝનું ટોળું જોવામાં આવે, કોઈ યુગલ વચ્ચે પ્રેમરમત શરૂ થાય, કોઈ કોઈની મશ્કરી કરે, બધુંજ મહત્ત્વનું બની જાય છે. ઉપરાંત, આ અસાધારણ સહયાત્રી વિશે મારા મનમાં

કુતૂહલ જાગ્યું હતું. મેં ટિકિટની યાદીઓ જોઈ કાઢી કે એને બંધબેસતું કોઈ નામ મળી આવે છે; હું અનેક માણસોને પણ મળ્યો કે કોઈ એને વિશે કંઈ જાણે છે. આખો દિવસ મેં ભારે અધીરાઈમાં કાઢયો—એ આશામાં કે ક્યારે રાત થાય અને પાછો તેને મળું. માનસશાસ્ત્રના કોયડામાં મને અચૂક રસ પડતો આવ્યો છે. કોઈ ન સમજી શકાય એવું પાત્ર મળે તેનું રહસ્ય જાણવાની ઉત્કંઠાને કારણે મને રોમાંચ થાય છે, અને એ રહસ્ય જાણવાની ઇચ્છા સ્ત્રીને કબજે કરવાની ઇચ્છા જેટલી જ પ્રબળ હોય છે. દિવસ મને એટલો લાંબો લાગ્યો કે કંઈ વાત નહિ. હું વહેલો સૂઈ ગયો, કારણ મને ખાત્રી હતી કે મારા ચિત્તમાંનો એલાર્મ મને પાછલી રાતે જગાડશે જ.

અને થયું પણ એમ જ. આગલી રાતે જે સમયે હું જાગ્યો હતો તે જ સમયે હું જાગી ગયો. મેં મારી ઘડિયાળ તરફ જોયું તો તેના ચળકતા કાંટા અને આંકડા ઉપરથી મને લાગ્યું કે બે વાગી ગયા હતા. ઉતાવળો ઉતાવળો હું તૂતક ઉપર ગયો.

ભૂમધ્ય પ્રદેશોમાં આપણા ઉત્તરના દેશો કરતાં હવામાન ઓછું બદલાય છે. રાત્રિ પહેલાંના જેવી જ હતી, અંધારી, સ્વચ્છ અને તેજસ્વી તારાથી ચકચકતી. પણ મારામાં થોડો ફેર પડયો હતો. હું હવે સ્વપ્નાળુ કે એશઆરામી રહ્યો નહોતો. સ્ટીમરનાં મંદ મંદ ઝોલાં મને ઊંઘવા દેતાં નહોતાં. કોઈ એક અસ્પર્શક્ષમ વસ્તુ મને મૂંઝવી અને અસ્વસ્થ બનાવી રહી હતી, મને અનિરુદ્ધપણે તૂતકના આગલા ભાગમાં ખેંચી રહી હતી. મારે એ જાણવું હતું કે આજે પણ પેલો રહસ્યમય અજાણ્યો પુરુષ એકલો પેલા દોરડાંના ગૂંછળા આગળ બેઠો હશે કે કેમ. કમને છતાં ઉત્સુકતાથી મેં એ ઉછાળાને નમતું આપ્યું. હું એ જગ્યાની પાસે ગયો ત્યાં મેં એક લાલ અંગારા જેવી આંખ જોઈ—તેની ચૂંગી. તે ત્યાં હતો!

અનિચ્છાએ હું વચમાં જ અટકી ગયો, અને પાછો ફરવાની

તૈયારીમાં હતો, ત્યાં એ કાળી મૂર્તિ ઊઠી, બે ડગલાં આગળ વધી, અને મારી પાસે આવીને ક્ષમાયાચતા અને નિર્જીવ જેવા સ્વરે બોલી:

'માફ કરજો. મને ખાત્રી છે કે તમે પાછા તમારી જૂની જગ્યાએ આવતા હતા અને મને લાગે છે કે મને જોઈને પાછા ફરવાની તૈયારી કરતા હતા. બેસો, બેસો. હું તો હમણાં ચાલ્યો જઈશ.'

મેં ઉતાવળા ઉતાવળા જવાબ આપ્યો, 'રખેને તમને ખલેલ કરતો હોઉં એમ ધારીને હું પાછા ફરવાની અણી ઉપર જ હતો. તમે તમારે બેસો.'

'મને નહિ ખલેલ પડે!' તેણે કંઈક કડવાશથી કહ્યું. 'ઊલટું થોડીવાર સોબત મળશે તો આનંદ થશે. દિવસોના દિવસો થયા હું ભાગ્યે જ કોઈની સાથે બોલ્યો હઈશ; મને વરસો વહી ગયાં હોય એમ લાગે છે; અને મનની વાત મનમાં રાખી મૂકવી એ હવે મને અસહ્ય થઈ પડયું છે. હવે મારાથી કૅબિનમાં નથી બેસી રહેવાતું; કૅબિન મને કેદ જેવી લાગે છે: અને છતાં મારાથી મુસાફરોનો સાથ પણ સહેવાતો નથી. કારણ એ લોકો આખો દહાડો વાતચીત અને હસાહસ કરે છે. એ લોકોની અંતવિનાની હળવી વાતોથી હું અકળાઈ જાઉં છું. એ લોકોનો મૂર્ખાઈ ભરેલો ઘોંઘાટ મારી કૅબિનમાં પણ આવે છે એટલે મારા કાન બંધ કરી દેવા પડે છે. બેશક, એ લોકો કંઈ જાણતા નથી હોતા કે તેમનો અવાજ મારે કાને આવે છે, અથવા એથી મને કેવી અકળામણ થાય છે. જો કે તેઓ જાણતા હોય તોયે એની દરકાર કરે એમ નથી કારણ બધા જ પરદેશીઓ છે.'

તે એકાએક ઊભો થઈ ગયો અને કહેવા લાગ્યો, 'પણ મને ખબર છે કે હું તમારું મગજ ખાઈ જતો હઈશ. આટલો બધો લવારો કરવાનો મારો વિચાર નહોતો.'

તેણે નમસ્કાર કર્યા અને જવા માંડયું પણ મેં તેને બેસવાનો આગ્રહ કર્યો.

'તમે મને સહેજ પણ કંટાળો આપતા નથી. ઊલટું અહીં તારાઓના ચંદરવા નીચે બેસીને શાંતિથી વાત કરવાની મને તો મઝા પડે છે. એકાદ સિગારેટ લેશો ?'

તેણે સિગારેટ સળગાવી ત્યારે મને ફરી તેનો ચહેરો જોવાની તક મળી. અત્યારે તો એ ચહેરો પરિચિતનો હતો. એ ક્ષણિક ઉજાશમાં, દીવાસળી નાખી દીધી તે પહેલાં, તેણે મારા તરફ ધ્યાનપૂર્વક, બારીકાઇથી અને, તેની ચશ્માંવાળી આંખો મારી આંખો ઉપર સ્થિર થઈ તે ઉપરથી મને લાગ્યું કે, લગભગ કરુણ રીતે જોયું.

મને ભયના જેવી એક ધ્રુજારી આવી. મને લાગ્યું કે આ માણસને કંઈ વાત કહેવાની છે, એ કહેવાને તલપાપડ થઈ રહ્યો છે, પણ કંઈ અંદરની અડચણ એને રોકે છે. માત્ર મૌન દ્વારા જ—વિશ્વાસ પેદા કરે એવા મૌન દ્વારા જ હું એને એનો બોજો ફગાવી દેવામાં સહાય કરી શકું એમ હતું.

અમે તે દોરડાના ગૂંછળા ઉપર એક બીજાની સામે અરધા ફરીને ઉપલા કઠેરાને અઢેલીને બેઠા. તેણે જે હાથમાં સિગારેટ પકડી હતી તે ધ્રૂજતો હતો તે ઉપરથી તેનો ક્ષોભ જણાઈ આવતો હતો. અમે બેઠા બેઠા સિગારેટ પીતા હતા. છતાં હું એક શબ્દ પણ બોલ્યો નહિ. આખરે તેણે મૌન તોડ્યું:

'તમે થાકી ગયા છો ?'

'રજે નહિ ને !'

'મારે તમને કંઈક પૂછવું છે.' તે ખંચાવા લાગ્યો, 'સીધી રીતે કહું તો મારે તમને કંઈક કહેવું છે. જે માણસ પહેલો મળ્યો એની સાથે આમ બડબડ કરવા મંડી જવું એ કેવું બેહૂદું છે, એ હું જાણું છું; પણ મારું મન અકળાઈ ગયું છે. વાત એટલી હદે આવી પહોંચી છે કે મારે કોઈને કહેવી જ જોઈએ, નહિ તો હું જરૂર ગાંડો થઈ જઈશ. હું તમને કહીશ એટલે તમે એનું કારણ

સમજી શકશો. બેશક, તમે મને કોઈ જાતની મદદ કરી શકવાના નથી, પણ મારા દુ:ખની વાત મનમાં ને મનમાં રાખી મૂકવામાં વધારે વેદના થાય છે, અને તમે જાણો છો કે માંદા માણસ કેવા બેવકૂફ હોય છે—અથવા તેઓ સારા માણસોને કેવા બેવકૂફ લાગે છે.'

મેં તેને વચમાં રોકીને એવી એવી કલ્પના કરી દુ:ખી ન થવા અને પોતાની વાત શરૂ કરવા કહ્યું, 'સ્વાભાવિક રીતે જ પરિસ્થિતિ જાણ્યા વિના તમને મદદ કરવાનાં અમર્યાદ વચન આપવાનો કંઈ અર્થ નથી. છતાં મારાથી બની શકશે એવી મદદ આપવાને હું તૈયાર છું, એટલી હું ખાત્રી આપું છું. એટલી તો માણસની ચોખ્ખી ફરજ જ છે, ખરું ને, કે પોતે કોઈ માનવબંધુને આફતમાંથી ઉગારવા તૈયાર છે, એટલું જણાવવું. ઓછામાં ઓછું મદદ કરવાનો પ્રયત્ન તો તે કરી જ શકે.'

'મદદ આપવાની ફરજ? ઓછામાં ઓછું મદદ કરવાનો પ્રયત્ન કરવાની ફરજ? કોઈ માનવબંધુને આફતમાંથી ઉગારવાને પોતે તૈયાર છે એમ જણાવવાની ફરજ?'

આ પ્રમાણે તે મારા બોલેલા શબ્દો જ નકામી કડવાશના અને ઉપહાસના સ્વરે પાછો બોલ્યો એનું રહસ્ય મને પાછળથી સમજાયું. પણ તે ક્ષણે તો મારા શબ્દો પાછા બોલ્યો એમાં કંઈક એવું હતું જેને લઈને મને થયું કે આ માણસ ગાંડો છે પીધેલો છે?

કેમ જાણે મારા મનના વિચાર સમજી ન ગયો હોય એમ તે સ્વાભાવિક સ્વરે બોલવા લાગ્યો: 'તમને કદાચ થશે કે આ માણસનું મગજ ચસકી ગયેલું છે, અથવા એકલો પડચો પડચો એ ખૂબ દારૂ પીતો હશે. પણ એમ નથી, મારું મગજ બરાબર ઠેકાણે છે. પણ હું ઊખડીને બોલવા લાગ્યો તેનું કારણ તમારો એક શબ્દ હતો, અને જે સંબંધમાં તમે એ શબ્દ—ફરજ—વાપર્યો તે હતું. એણે મારી આળી જગ્યાએ સ્પર્શ કર્યો, અને હું તો આખે શરીરે આળો છું,

કારણુ કે વિચિત્ર વાત એવી છે કે મને આખો વખત પજવી રહેલી વસ્તુ જ ફરજ, ફરજ, ફરજ છે.'

તે એક આચકે ટટાર થઈ ગયો. કોઈ પણુ જાતની ગોળગોળ વાત કર્યા સિવાય તેણે પોતાની વાત સ્પષ્ટ રીતે સમજાવવા માંડી.

'તમારે ખ્યાલમાં રાખવું કે હું એક ડૅાકટર છું. મારી વાતમાં એ મહત્ત્વનો મુદ્દો છે. હવે ડૅાકટરના ધંધામાં અમારે ઘણી વાર એવા કેસો હાથમાં આવે છે, જેમાં ફરજ, તમે ધારો છો એટલી, સ્પષ્ટ નથી હોતી. ઘણા એવા મુશ્કેલ કેસો હોય છે, જેને આપણે સીમાડા ઉપરના કહી શકીએ. આવા કેસોમાં એક જ ફરજ સ્પષ્ટ દેખાતી નથી હોતી; એવા કેસોમાં અનેક સામસામી વિરોધી ફરજો ભેગી થયેલી હોય છે; એક ફરજ તો સામાન્ય જાતની હોય છે, જે રાજ્ય તરફની ફરજની વિરુદ્ધ જતી હોય છે, અને કદાચ વિદ્યા પ્રત્યેની ફરજની પણ વિરુદ્ધ જતી હોય છે. કોઈ માનવબંધુને દુઃખમાંથી ઉગરવામાં મદદ કરવી? બેશક, કરવી તો જોઈએ. એટલા માટે જ તો આપણું જીવન છે. પણ આવાં સૂત્ર કેવળ સિદ્ધાંતમાં જ રહે છે. કાર્યમાં મદદ કેટલે સુધી થઈ શકે? તમારો જ દાખલો લો. તમે મને રાતના મળ્યા, તમે મને પહેલાં કદી જોયો નહોતો, મારો તમારા પર કશો હક્ક નથી, છતાં મેં તમારી પાસે માગી લીધું કે તમે મને જોયો છે એ વાત કોઈને કહેશો નહિ. અને તમે મૌન જાળવો છો, કારણુ કે તમને લાગે છે કે હું માગું છું એ રીતે મદદ કરવાની તમારી ફરજ છે. પછી તમે પાછા આવો છો, અને હું તમને કહું છું કે મારે તમને વાત કહેવી છે. કારણુ કે વાત પેટમાં રાખી રાખીને હું કંટાળી ગયો છું. તમે ભલા છો, તે સાંભળવા બેઠા છો. પણ એ બધું તો ખૂબ સહેલું છે. મેં તમારી પાસે કોઈ મુશ્કેલ વસ્તુ માગી નથી. પણ ધારો કે હું તમને એમ કહું કે મને પકડીને દરિયામાં નાખી દો! તો તમારી ભલમનસાઈની એકદમ

હદ આવી જશે, ખરું ને! અને ત્યારે તમને એમ નહિ થાય કે મદદ કરવાની મારી ફરજ છે. ક્યાંક તો મર્યાદા હોવી જ જોઈએ. તમે જે ફરજની વાત કરો છો, તેની મર્યાદા તો પોતાનો જીવ જોખમમાં મૂકવાની વાત આવે, અથવા તો પ્રચલિત સમાજપદ્ધતિ પ્રત્યેની જવાબદારીની વિરુદ્ધ જવાની વાત આવે એટલે આવી જાય જાય છે, ખરું ને! કે પછી ડૉક્ટરને માટે તો એ મદદ કરવાની ફરજને કશી મર્યાદા જ હોતી નથી? ડૉક્ટર પાસે લૅટિનમાં લખેલું પ્રમાણપત્ર છે, એટલે શું એણે જગતના તારણહાર બનવાનું છે? એ કારણે શું કોઈ પણ આવીને એને દયાળુ થઈ મદદ કરવાને વીનવે એટલે એણે પોતાનું જીવન ફેંકી દેવાનું છે? દરેક માણસની ફરજને મર્યાદા હોય છે. અને તે મર્યાદાનો આધાર માણસની શક્તિ ઉપર હોય છે.'

તે પાછો આડો ફાંટચો.

'હું તમારી આગળ આટલો બધો ઉશ્કેરાઈને બોલું છું, તે માટે માફી ચાહું છું. એનું કારણ એ નથી કે હું પીધેલો છું. હું પીધેલો નથી,—હજી. એ વાત સાચી છે કે અહીં સ્ટીમર પર હું પુષ્કળ પીઉં છું; અને હું અવારનવાર છાકટો બની જાઉં છું, કારણ અહીં પૂર્વમાં મારું જીવન અતિશય અટૂલું બની ગયું છે. જરા વિચાર તો કરો, સાત સાત વરસ સુધી હું કેવળ દેશીઓ અને પ્રાણીઓ ભેગો જ રહેતો આવ્યો છું; અને એવી પરિસ્થિતિમાં માણસ સ્વાભાવિક રીતે જ શાંતિથી અને ડાહી રીતે વાત કરવાનું ભૂલી જાય છે. અને આખરે જ્યારે તેને પોતાની જાતના માણસ સાથે વાત કરવાની તક મળે છે, ત્યારે તેની જીભ છૂટી થઈ જાય છે. હું શું કહેતો હતો? હું તમને એક સવાલ પૂછવા જતો હતો, તમારી આગળ એક સમસ્યા રજૂ કરવા જતો હતો, તમને પૂછવા જતો હતો કે પરિસ્થિતિનો લેશ પણ વિચાર કર્યા સિવાય દેવદૂતની પેઠે

મદદ કરવાની આપણી અનિવાર્ય ફરજ હોઈ શકે ખરી ? પણ મને બીક રહે છે કે એ બહુ લાંબું થઈ જશે. તમને ખરેખર કંટાળો નથી આવ્યો ?"

'લગારે નહિ ને !'

તે પોતાની પાછળ અંધારામાં કંઈક ફંફોસતો હતો. મેં કંઈક ખખડાટ સાંભળ્યો, અને બે બાટલીઓની આકૃતિ જોઈ. એકમાંથી તેણે એક પ્યાલી ભરી અને મને આપી—ચોખ્ખી વિસ્કીનો મોટો પેગ હતો.

'પીશો ને ?'

તેને સાથ આપવા માટે મેં ધીમે ધીમે પીવા માંડ્યું, અને તેણે તો બીજી પ્યાલી નહોતી એટલે સીસામાંથી સારો સરખો ઘૂંટડો ભર્યો. એક ક્ષણ શાંતિ રહી તે દરમિયાન સ્ટીમરના ઘંટના પાંચ ટકોરા સંભળાયા. મળસ્કે અઢી વાગ્યા હતા.

*

'જુઓ, મારે તમારી આગળ એક કેસ રજૂ કરવો છે. ધારો કે કોઈ ડૉકટર એક નાના કસ્બામાં—ગામડામાં ધંધો કરે છે. એ ડૉકટર......'

તે અટકી પડ્યો, થોડી વાર તેણે આનાકાની કરી, અને પછી નવેસરથી શરૂઆત કરી.

'નહિ. એમ નહિ. મારે આખી વાત જેવી બની છે એવી અને જેવી મેં અનુભવી છે એવી ને એવી કહેવી જોઈએ. પહેલેથી છેલ્લે સુધી સીધે સીધું જ બધું કહેવું જોઈએ. નહિ તો તમને સમજાશે જ નહિ. એમાં ખોટી શરમ કે ઢાંકવા છુપાવવાનું હોય નહિ. જ્યારે લોકો મારી સલાહ લેવા આવે છે ત્યારે તેઓને મારી આગળ નાગા થવું જ પડે છે, પોતાનો મળ બતાવવો જ પડે છે. તેમને મારી મદદ જોઈતી હોય તો મને છૂપામાં છૂપી વાત કહેવી જ

પડે છે. એટલે હું તમને કોઈ એક ડૉકટરને કોઈ એક ઠેકાણે, કોઈ એક વખતે કંઈક થયું હતું એમ કહું એનો કશો અર્થ જ નથી. હું પણ દરદી હોઉં એમ નાગો થઈ જઈશ. ગમે તેમ હો, હું જ્યાં રહેતો હતો, તે ભયંકર જગ્યામાં રહી રહીને હું બધી સભ્યતા ભૂલી ગયો છું; ત્યાં એવી ભયંકર એકલતા છે, કે માણસના દેહમાંનો આત્મા ખવાઈ જાય છે અને હાડમાંની મજ્જા ચુસાઈ જાય છે.”

મેં કંઈક વિરોધસૂચક હિલચાલ કરી હશે, કારણ તે પાછો આડી વાતે ચડી ગયો.

‘આહ, હું જોઈ શકું છું કે તમને પૂર્વના પ્રદેશો વિશે ઉત્સાહ છે, તમે એ મંદિરો અને તાડવનોના પ્રશંસક છો, અને એકાદ બે મહિના ગાળવા તમે જે પ્રદેશમાં આનંદ ખાતર ફરવા ગયા હતા તે પ્રદેશની અદ્ભુત રમ્યતા તમારા મનમાં ભરેલી છે. બેશક, જે કોઈ માણસ રેલગાડીમાં, મોટરમાં કે રિકશામાં બેસીને ઉતાવળે કે ધીમે ધીમે આ પ્રદેશો જોઈ વળે છે તેને તો જરૂર એની મોહિની લાગે છે. હું પણ જ્યારે પહેલ વહેલો સાત વરસ ઉપર અહીં આવ્યો ત્યારે મને પણ એમ જ થયું હતું. હું શું શું કરીશ એનાં સ્વપ્નાં મારા મગજમાં રમતાં હતાં; દેશીઓની ભાષા શીખીશ, એમનાં ધર્મ પુસ્તકો મૂળમાં વાંચીશ, ઉષ્ણ પ્રદેશના રોગોનો અભ્યાસ કરીશ, મૌલિક વૈજ્ઞાનિક પ્રયોગો કરીશ, મૂળ વતનીઓના માનસનો અભ્યાસ કરીશ, અને સંસ્કૃતિનો મિશનરી બનીશ......’

‘પણ ત્યાંનું જીવન દીવાલ વિનાના ગરમઘર જેવું છે. તે માણસની શક્તિને ખાઈ જાય છે. મોટા ચમચાના ચમચા ભરીને કિવનાઈન ખાઈ જાઓ તોયે તાવ આવે છે; અને એ તાવ તમારી બધી શક્તિ હરી લે છે, તમે આળસુ અને ઢીલા થઈ જાઓ છો, છાણના પોદળા જેવા. કોઈ યુરોપિયનને જો શહેર છોડવું પડે, તેને જો જંગલમાં કે ભેજવાળા નીચાણના ભાગમાં આવેલી કોઈ કમબખ્ત

વસાહતમાં મોકલવામાં આવે તો તે પોતાના બધા સંબંધોથી કપાઈ જાય છે. મોડા વહેલો તે સ્થિરતા ખોઈ બેસે છે. કોઈ પીવા માંડે છે; કોઈ ચીનાઓની પેઠે અફીણ તાણતાં શીખે છે; તો કોઈ વળી ક્રૂરતામાં પાશવતામાં અને બીજી નહિ નહિ એવી વાતોમાં આરામ શોધે છે—બધા જ પાટેથી ઊતરી જાય છે. અને ઘરની તો એવી ઝંખના લાગે છે! સારાં મકાનોવાળા રસ્તા ઉપર ફરવાની, કાચની બારીવાળા પાકા બાંધેલા મકાનમાં ગોરી સ્ત્રીઓની વચમાં બેસવાની એવી તો ધખના લાગે છે! આમ ને આમ વરસોનાં વરસો સુધી ચાલ્યા કરે છે, પછી અંતે ઘેર જવાની રજાનો સમય આવે છે—ત્યારે માણસને ખબર પડે છે કે તે એટલો બધો આળસુ બની ગયો છે કે એ રજા ભોગવવા જવાનું પણ મન થતું નથી. એનો શો ઉપયોગ? એને ખબર છે કે સૌ કોઈ એને ભૂલી ગયું હશે, અને જો એ ઘેર જાય જ તો એનું કોઈ સ્વાગત કરવાનું નથી અથવા (એથી એ ભૂંડું તો એ કે) એના આવ્યાની બધા ઉપેક્ષા જ કરવાના છે. એટલે એ જ્યાં હોય છે ત્યાં જ—કોઈ ભેજવાળી ઝાડીમાં અથવા કોઈ બાફભર્યા જંગલમાં જ પડી રહે છે. કોઈ ખરાબ ચોઘડિયે મેં આ ઉષ્ણ પ્રદેશની ગુલામી સ્વીકારી હશે.

'વળી ઘર જવાની રજા જતી કરવી એ કંઈ મેં કહી એવી રાજીખુશીની વાત નહોતી. હું જર્મનીમાં જન્મ્યો હતો અને ત્યાં જ મેં ડાકટરીનો અભ્યાસ કર્યો હતો, અને મને પ્રમાણપત્ર મળ્યું કે તરત જ મને લાઇપઝીગના દવાખાનામાં સારી જગ્યા મળી ગઈ હતી. તમે જો તે વખતના વૈદકીય પત્રોની ફાઈલો તપાસો તો તમને માલમ પડશે કે એક સામાન્ય રોગની મેં સૂચવેલી નવી ઉપચાર-પદ્ધતિએ થોડો ખળભળાટ જગાવ્યો હતો, અને પરિણામે મારી ઉંમરના પ્રમાણમાં મારી ખ્યાતિ ઘણી થઈ હતી.

'ત્યાર પછી એક પ્રેમપ્રસંગ બન્યો, જેણે મારું ભવિષ્ય રોળી

નાખ્યું. એ ઇસ્પિતાલમાં મારે એક બાઈ સાથે ઓળખાણ થઈ હતી તેની સાથે એ બન્યો હતો. તે એક માણસની સાથે રહેતી હતી જે એની પાછળ એવો તો ગાંડો બન્યો હતો કે તેણે આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો હતો પણ સફળ નહોતો થયો. થોડા જ વખતમાં હું પણ એવો જ ગાંડો બન્યો. એ સ્ત્રીમાં એક પ્રકારનું ઠંડું ગુમાન હતું જેના આકર્ષણ સામે હું ન થઈ શક્યો. જે સ્ત્રીઓ સત્તા ચલાવનારી અને કંઈક ઉદ્ધત જેવી હોય છે, તેઓ મારા ઉપર જોઈએ એવું પ્રભુત્વ મેળવી શકે છે, પણ આ સ્ત્રીએ તો મારો લોચો જ વાળી નાખ્યો. તે જે કહેતી તે હું કરતો અને આખરે (તમને કહેતાં પણ મારો જીવ ચાલતો નથી, જો કે એ વાતને તો આજે આઠ વરસ થવા આવ્યાં) એને ખાતર જ મેં ઇસ્પિતાલની તિજોરીમાંથી નાણાં ચોર્યાં. ચોરી પકડાઈ ગઈ, અને નાણાં ભરનાર પણ મળી ગયો. મારા એક કાકાએ નાણાં ભરી આપ્યાં, પણ પછી લાઇપઝીગમાં મારાથી રહેવાય એવું રહ્યું નહિ.

'બરાબર આ જ અરસામાં મારા સાંભળવામાં આવ્યું કે ડચ સરકારને સંસ્થાનોમાં ડૉકટરોની જરૂર છે, અને તે જર્મનોને લેવા તૈયાર છે, એટલું જ નહિ, આગળથી પૈસા પણ આપે છે. આ ઉપરથી જ હું સમજી ગયો કે દાળમાં કંઈક કાળું હોવું જોઈએ, અને મને બરાબર ખબર હતી કે આ ઉષ્ણ પ્રદેશોમાં વનસ્પતિની જેમ કબરો પણ ખૂબ ઊગે છે. પણ જુવાનીમાં સૌને એમ લાગે છે કે તાવ અને મૃત્યુ બીજાઓને જ સપડાવશે અને મને જવા દેશે.

'પણ મારે ઝાઝું પસંદગી કરવાપણું હતું જ નહિ. હું રોટરડૅમ પહોંચ્યો. દસ વરસની બંધણી ઉપર મેં સહી કરી આપી, અને નોટોનો મોટો કડકડતો થોકડો હાથમાં લીધો. એમાંની અરધી મારા કાકાને મોકલી. બાકીની શહેરની એક છોકરીને આપી—અરધો પગાર અને બીજા જે કંઈ હું ભેગા કરી શક્યો તે બધા જ તેને આપ્યા,

કારણ મને પાયમાલ કરનાર સ્ત્રીના જેવી જ તે દેખાતી હતી.—પૈસા વગર, એક ઘડિયાળ સિક્કે વગર, કોઈ પણ જાતની ભ્રમણા વગર હું યુરોપથી નીકળ્યો, અને જ્યારે સ્ટીમર બંદરમાંથી બહાર નીકળી ત્યારે મારા અંતરમાં લગારે શોક નહોતો. તમે અત્યારે બેઠા છો એમ જ નવા જ આકાશ તળે તાડવનની છાયામાં પૂર્વના પ્રદેશોમાં આનંદ લૂંટવાની તૈયારી કરીને હું તૂતક ઉપર બેઠો; મને એ અદ્‌ભુત જંગલોનાં, એકાંતનાં અને શાંતિનાં સ્વપ્નો આવતાં હતાં.

'થોડી જ વારમાં હું એકાંતથી ધરાઈ ગયો. તે લોકોએ મને બટાવિયા કે સુરબાયામાં—કોઈ મોટા શહેરમાં જ્યાં ધોળી ચામડીવાળા માણસો રહેતા હોય, કલબ હોય, ગોલ્ફ રમવાનાં મેદાન હોય, પુસ્તકો હોય, વર્તમાનપત્રો હોય ત્યાં—ન મૂક્યો. તેઓએ મને—નામને શું કરવું છે!—માં મૂક્યો. ઉત્તરમાં આવેલા એ ગામને ઇશ્વર પણ ભૂલી ગયો હશે. પાસેમાં પાસેના શહેરથી ત્યાં જતાં એક દિવસ થતો. ત્યાંનો 'સમાજ' એટલે બે કે ત્રણ જડબુદ્ધિના સૂર્યના તાપે શેકાયલા અમલદારો અને એક કે બે હાફકાસ્ટ. એ વસાહતની ચારે બાજુ અંતહીન જંગલો આવેલાં હતાં, ખેતરો હતાં, ઝાડીઓ હતી અને ભેજવાળા ભાગો હતા.

'આમ છતાં શરૂઆતમાં તો મને બહુ ન લાગ્યું. નવાનો મોહ હતો ને. થોડો વખત સુધી તો હું પરિશ્રમપૂર્વક અભ્યાસ કરતો. ત્યાર પછી વાઇસ રેસિડન્ટ જિલ્લામાં ઇન્સ્પેકશનના પ્રવાસે નીકળ્યા હતા તેમની મોટરને અકસ્માત થયો. તેમના પગનું હાડકું ભાંગી ગયું, નજીકમાં કોઈ બીજો ડૉક્ટર મળે નહિ, ઑપરેશન કર્યા વિના ચાલે એમ નહોતું, તરત જ સારા પણ થઈ ગયા—મારી ખૂબ ખ્યાતિ થઈ, કારણ દરદી મોટો માણસ હતો. મેં દેશી લોકો જે હથિયારો અને ઝેરો વાપરતા તેને વિશે શોધખોળ પણ કરી. જ્યાં સુધી નવીનતા ગઈ નહોતી ત્યાં સુધી મારો ઉત્સાહ જીવતો રાખનાર

મને એકસો ને એક વસ્તુઓ મળી રહી.

'યુરોપથી હું જે શક્તિ લઈ આવ્યો હતો તે પહોંચી ત્યાં સુધી ચાલ્યું. પછી હવાપાણીની મારા ઉપર અસર થવા માંડી. વસાહતના બીજા ગોરાઓથી હું છેક કંટાળી ગયો. હું તેમને ટાળવા લાગ્યો, ખૂબ દારૂ પીવા લાગ્યો, અને મારા પોતાના જ વિષાદભર્યા વિચારોને વાગોળવા લાગ્યો. હવે મારે જ્યાં ત્યાં બીજાં બે જ વરસ કાઢવાનાં હતાં. પછી તો હું પેન્શન લઈને રિટાયર થઈ શકું એમ હતું અને યુરોપ જઈને નવેસરથી જીવન શરૂ કરી શકું એમ હતું. એટલે એટલો સમય પૂરો થાય ત્યાં સુધી થોભ્યા વિના બીજો આરો નહોતો. અને આજે હું ત્યાં રાહ જોતો જ હોત, પણ એવામાં એક અણધાર્યો બનાવ બન્યો, જેની વાત હું તમને કહેવાનો છું.'

*

અંધારામાંથી આવતો અવાજ અટકી ગયો. રાત્રી એવી તો શાંત હતી કે હું ફરી વાર સ્ટીમરના મોરાનો પાણી કાપવાનો અવાજ અને દૂર રહેલાં યંત્રોના ધબકાર સાંભળી શકતો હતો. મને સિગારેટ સળગાવવાનું મન થયું પણ રખેને વાત કહેનાર મારી કોઈ હિલચાલથી અથવા અનપેક્ષિત અજવાળાથી ચમકી ઊઠે એ બીકે હું બેસી રહ્યો.

કેટલીક વાર સુધી તો શાંતિ કાયમ રહી. શું તેણે પોતાનો વિચાર બદલ્યો હશે અને મને વાત કહેવામાં અવિચારી કામ કર્યું કહેવાશે એવું તેને લાગ્યું હશે ? કે પછી તેને ઝોકું આવી ગયું હશે ?

હું આવા વિચારો કરતો હતો ત્યાં છ ટકોરા પડ્યા. મળસ્કે ત્રણ વાગ્યા હતા. તે હાલ્યો અને તેણે વિસ્કીની બાટલી લીધી એટલે મેં સહેજ ખડખડાટ સાંભળ્યો. તે ફરી તાજો થતો હતો. પછી તેણે નવા જુસ્સાથી વાત શરૂ કરી.

'આમ મારું ગાડું ગબડતું હતું. મહિનાના મહિના હું તે

કેદખાના જેવી જગ્યામાં આળસુ બેસી રહેતો હતો—જાણે જાળાના કેન્દ્રમાં કરોળિયો. ચોમાસું પૂરું થયું હતું. અઠવાડિયાંઓ સુધી મેં છાપરાં પર પડતા વરસાદનો ચાલુ અવાજ સાંભળ્યા કર્યો હતો અને મારી પાસે એક માણસ સુદ્ધાં આવ્યો નહોતો—એટલે કે કોઈ પણ યુરોપિયન આવ્યો નહોતો. હું મારા ઘરમાં મારા દેશી નોકરો અને વ્હિસ્કી સાથે એકલો જ હતો. જ્યારે હું કોઈ નવલકથામાં દીવાબત્તી-વાળા મહોલ્લાઓનાં અને ગોરી સ્ત્રીઓનાં વર્ણન વાંચતો ત્યારે મને ઘર વધારે સાંભરી આવતું અને મારી આંગળીઓ ધ્રૂજવા માંડતી. તમે તો માત્ર પૃથ્વી-પર્યટક છો; તમને એ દેશની ત્યાં રહેનાર જેટલી ખબર નથી. ગોરા માણસને કોઈ કોઈ વાર જેને આપણે ઉષ્ણ પ્રદેશનો રોગ કહી શકીએ એવા એક પ્રકારની ઘર-ઘેલછા લાગે છે, અને તે એટલી ઉગ્ર હોય છે કે માણસને સન્નિપાત જેવો થઈ જાય છે. આવા જ એકાદ હુમલામાં હું નકશાપોથી લઈને બેઠો હતો અને શક્ય અને અશક્ય પ્રવાસોનાં સ્વપ્ન સેવતો હતો. એ વખતે મારા બે નોકરો આવ્યા—આશ્ચર્યથી તેમનાં મોઢાં પહોળાં થઈ ગયાં હતાં, અને તેમણે મને કહ્યું કે મને મળવા એક બાઈ આવી છે—એક ગોરી બાઈ.

'હું પણ આભો બની ગયો. મેં ગાડીનો કે મોટરનો અવાજ સાંભળ્યો નહોતો. આ જંગલમાં ગોરી સ્ત્રી શું કરવા આવી?

'હું મારા એ માળના મકાનના માળ પર ઝરુખામાં બેઠો હતો, અને ગોરાં માણસોને મળવા જેવાં કપડાં પણ મેં પહેરેલાં નહોતાં. ઘટતાં કપડાં પહેરી લેવામાં જે એક બે મિનિટ ગઈ તેટલામાં મેં મારા ચિત્તને થોડું સ્વસ્થ કરી લીધું; પણ છતાં મારો ક્ષોભ અને અસ્વસ્થતા પૂરાં ગયાં નહોતાં, અને મારા મનમાં અમંગળ શંકાઓ થયા કરતી હતી—એવી સ્થિતિમાં જ હું આખરે નીચે ગયો. એ તે કોણ હશે? મારે કોઈ મિત્ર તો હતું નહિ. કોઈ ગોરી

સ્ત્રી અહીં જંગલમાં મને મળવા શું કામ આવે ?

'તે સ્ત્રી આગલા ખંડમાં બેઠેલી હતી, અને તેની ખુરસી પાછળ એક ચીની છોકરો ઊભેલો હતો—તે તેનો નોકર હોવો જોઈએ. જ્યારે તે મને આવકાર આપવા એકદમ કૂદીને ઊભી થઈ ગઈ ત્યારે મેં જોયું કે તેના મોઢા ઉપર એક જાડો મોટરમાં પહેરવાનો બુરખો હતો. હું એક શબ્દ પણ બોલવા પામું તે પહેલાં જ તેણે બોલવા માંડ્યું.

'ગુડ મૉર્નિંગ, ડૉક્ટર,' તે અંગ્રેજીમાં બોલી. 'પહેલેથી ખબર આપ્યા વગર આમ અચાનક આવી પડવા માટે મને માફ કરજો, કરશો ને ?' તે ખૂબ ઉતાવળે બોલી, કેમ જાણે મનમાં ગોઠવી રાખેલું ભાષણ નહિ બોલી જતી હોય. 'અમે આ વસાહતમાં થઈને જતાં હતાં અને થોડી વાર મોટર અહીં ઊભી રાખવાની હતી, એટલે મને યાદ આવ્યું કે તમે અહીં રહો છો.' આ સાંભળીને હું તો વિચારમાં પડી ગયો ! જો તે મોટરમાં જ આવી હતી તો ઘર સુધી મોટર લાવવામાં શો વાંધો હતો ? 'મેં તમારે વિશે એટલું બધું સાંભળ્યું છે,—વાઇસ રેસિડન્ટને પેલો અકસ્માત થયો ત્યારે તમે કેવો ચમત્કાર કર્યો હતો ! મેં હમણાં પેલે દિવસે જ તેમને ગોલ્ફ રમતા જોયા. ત્યાં બધાની જીભે તમારું જ નામ રમી રહ્યું છે, અને અમે બધાં અમારા ઘરડા મિજાજી સિનિયર સર્જયનને છોડવા તૈયાર છીએ—જો તમે ત્યાં બદલામાં આવતા હો તો. અને તમે કેમ કદી હેડ ક્વાર્ટર્સ પર આવતા નથી ? તમે તો અહીં યોગીની માફક રહો છો !'

'તે તો બસ બોલ્યે જ ગઈ, અને મને એક શબ્દ પણ બોલવાની તક આપી નહિ. એ તો સ્પષ્ટ જ હતું કે તે આટલું બધું બોલબોલ કરતી હતી તેનું કારણ તેનો ક્ષોભ હતો અને તે મને પણ ક્ષુબ્ધ બનાવતી હતી. 'એ શું કરવા આમ બકબક કરતી હશે ?' મને વિચાર આવ્યો. 'પોતે કોણ છે, એ કેમ મને એ કહેતી નહિ

હોય ? એ કેમ બુરખો નહિ ઉતારતી હોય ? એને તાવ આવ્યો હશે ? એ ગાંડી તો નહિ હોય ?' હું વધારે ને વધારે શૂન્યમનસ્ક થતો ચાલ્યો; તે પોતાના લવારાથી મને અકળાવી મૂકતી હતી અને હું તદ્દન મૂંગો ઊભો હતો, તે મારા મનથી બેવકૂફ જેવો લાગતો હતો. આખરે તેનું વાણીઝરણ સુકાયું, એટલે તેને ઉપર આવવાનું કહેવાની મને તક મળી. તેણે પેલા છોકરાને જ્યાં હતો ત્યાં જ ઊભા રહેવાની ઇશારત કરી અને મારી પહેલાં જ દાદર ઉપર ચડી ગઈ.

'સરસ જગ્યા છે,' મારા દીવાનખાનામાં નજર નાખતાં નાખતાં તે બોલી ઊઠી. 'વાહ, કેવાં સુંદર પુસ્તકો છે! મને એ બધાં વાંચવાનું એવું મન થાય છે!' તે પુસ્તકના ઘોડા પાસે ગઈ અને નામો વાંચવા લાગી. મને તેણે ગુડ મૉર્નિંગ કહ્યું ત્યાર પછી પહેલી જ વાર તે થોડી ક્ષણને માટે મૂંગી રહી.

'એકાદ કપ ચા લેશો ?' મેં પૂછ્યું.

'ના, આભાર. મારે થોડી જ મિનિટ બાકી છે. અરે, આ તો ફ્લોબેઅરનું 'એડ્યુકેશન સેન્ટિમેન્ટલ'. કેવું સરસ પુસ્તક છે! એટલે તમે ફ્રેંચ પણ વાંચો છો એમ! તમે જર્મનો અજબ છો! તમને નિશાળમાં જ કેટલી બધી ભાષાઓ શીખવવામાં આવે છે. તમારી પેઠે એ બધી ભાષા બોલતાં આવડતું હોય તો કેવું સારું. વાઇસ રેસિડન્ટ કહે છે કે હું એમના સિવાય કોઈને મારા ઉપર નસ્તર ચલાવવા નહિ દઉં. પેલો અમારો સિનિયર સર્જ્યન—તેને તો માત્ર પાનાં રમતાં જ આવડે છે. પણ તમે—મને આજે વિચાર આવ્યો કે લાવ, એમની સલાહ લઉં, અને હું અહીં થઈને જતી હતી એટલે મને થયું કે અત્યારના જેવો બીજો વખત નહિ મળે!' પણ આ બધું તે મારા તરફ જોયા વિના જ, ચોપડીઓ તરફ ફરીને જ બોલી. 'મને લાગે છે કે તમે ખૂબ કામમાં રહેતા હશો.

તો હું કોઈ બીજે દિવસે આવું તે સારું, ખરું ?'

'તારે તારી વાત કહેવી છે કે નહિ ?' મને મનમાં થયું. બેશક મેં મારા મોઢા ઉપર એવું કશું દેખાવા દીધું નહિ, ઊલટી ખાત્રી આપી કે અત્યારે અથવા પછી જ્યારે જોઈએ ત્યારે હું તમારી સેવામાં હાજર જ છું.

'સારું. હું અહીં આવી જ છું તો પછી.' તે અરધી મારા તરફ ફરી અને ઘોડી પરથી લીધેલી એક ચોપડીનાં પાનાં ફફડાવવા લાગી. 'કંઈ ગંભીર નથી. સ્ત્રીઓને ઘણી વાર એવું થાય છે. ચક્કર આવે, મૂર્ચ્છા આવવા જેવું થાય, ઊલટી થાય. આજે સવારે મોટરમાં, જ્યારે અમે એક વળાંક લેતાં હતાં ત્યારે હું એકાએક છેક બેભાન થઈ ગઈ. છોકરાએ મને પકડી રાખવી પડી, નહિ તો હું નીચે ગબડી ગઈ હોત. તેણે મને થોડું પાણી લાવી આપ્યું અને ત્યાર પછી મને જરા ઠીક લાગવા માંડ્યું. મને લાગે છે કે શૉફર ખૂબ ઝપાટાભેર હાંકતો હશે. તમને નથી લાગતું ડૉક્ટર ?'

'હું એકદમ જવાબ નહિ આપી શકું. તમને વારંવાર મૂર્ચ્છા આવી જાય છે ?'

'ના. હમણાં હમણાં જ આવવા માંડી છે. આ છેલ્લાં થોડાં અઠવાડિયામાં જરા વધારે આવી ખરી, અને સવારે સવારે મને બહુ બેચેની લાગે છે.'

તે પાછી ઘોડી તરફ ફરી ગઈ અને બીજી એક ચોપડી લઈ તેનાં પાનાં પહેલાની જેમ ફફડાવવા લાગી. એ કેમ આમ વિચિત્ર રીતે વર્તતી હશે ? એ કેમ પોતાનો બુરખો નહિ કાઢતી હોય, અને સીધું મારી સામું નહિ જોતી હોય ? મેં જાણી જોઈને કશો ઉત્તર ન આપ્યો. મને થયું ભલે એ રાહ જોતી, એને જો વિચિત્ર રીતે વર્તતાં આવડે છે, તો મને પણ આવડે છે ! આખરે તે પાછી તટસ્થ અને જાણે કંઈ લેવા દેવા ન હોય એવા ભાવથી બોલવા લાગી.

'તમે સંમત છો, નહિ, ડૉકટર, કંઈ ગંભીર નથી, ખરું ને? ઉષ્ણ પ્રદેશનો કોઈ ભયંકર રોગ તો નથીને? ચોક્કસ? કંઈ બીવા જેવું નથી ત્યારે.'

'તમને તાવબાવ છે કે કેમ તે મારે જોવું જોઈએ. મને નાડ જોવા દો.'

હું તેના તરફ ગયો પણ તેણે મને ટાળ્યો.

'ના ડૉકટર, મને ખાત્રી છે કે મને તાવ નથી. જ્યારથી મને આ ચકરી આવવા માંડી ત્યારથી હું રોજ મારો તાવ માપતી આવી છું. કદી નૉર્મલની ઉપર નથી હોતો, અને મારી પાચનશક્તિ પણ બરાબર છે.'

હું જરા દ્વિધામાં પડચો. એ આગંતુકની વિચિત્ર રીતભાતથી મને વહેમ ગયો. તે મારી પાસે કંઈ કઢાવવા માગતી હતી, એ ઉઘાડી વાત હતી. બસો માઈલ્સ કાપીને તે આ જંગલમાં આવી હતી તે કંઈ મારી સાથે ફ્લોએઅરની ચર્ચા કરવા નહિ હોય! એક બે મિનિટ રાહ જોવડાવ્યા પછી મેં કહ્યું, 'માફ કરજો, પણ હું તમને થોડા સીધા સવાલ પૂછું.'

'બેશક, બેશક. એટલા માટે જ તો હું આવી છું.' તે હળવાશથી બોલી, પણ તેણે પાછી મારા તરફ પીઠ ફેરવી દીધી હતી, અને પાછું પુસ્તકો જોડે રમવા માંડયું હતું.

'તમને કંઈ છોકરાં થયેલાં છે?'

'હા. એક છે, છોકરો.'

'ત્યારે તમને આવાં જ ચિહ્નો થતાં હતાં, શરૂઆતના મહિનામાં, સગર્ભાવસ્થામાં?'

'હા.'

જવાબ સ્પષ્ટ હતો, ભુઠ્ઠો હતો, અને અત્યાર સુધીની એની વાતચીતના જેવો લવલવાટ એમાં નહોતો.

'તો એમ કેમ ન બને, કે અત્યારે પણ તમારી એ જ અવસ્થા હોય ?'

'હા.'

આ વખતે પણ જવાબ ચોખ્ખો અને નિશ્ચયાત્મક હતો.

'તમે મારા કન્સલ્ટિંગ રૂમ પર આવો તો સારું. તપાસીશું એટલે એક ક્ષણમાં નક્કી થઈ જશે.'

આખરે તે મારા તરફ ફરી, અને તેની આંખો બુરખામાં થઈને મને વીંધી નાખતી હોય એમ લાગ્યું.

'એની કાંઈ જરૂર નથી, ડૉક્ટર. મને એ વિશે લગારે શંકા છે જ નહિ.'

*

એક વિરામ આવ્યો.

મેં વાત કહેનારને પોતાના પ્રિય પીણાનો બીજો એક ભાગ લેતો સાંભળ્યો. ત્યાર પછી તેણે આગળ ચલાવ્યું.

'તમે પોતે જ આ વાતનો વિચાર કરી જુઓ. હું ત્યાં દૂર એકાંતમાં સડચા કરતો હતો, અને ત્યાં કોણ જાણે ક્યાંથી આ બાઈ આવી પડી—વરસો પછી મેં પહેલ વહેલી ગોરી સ્ત્રી જોઈ હોય તો તે એ જ,—અને મને લાગ્યું કે કંઈક અમંગલકારી, કંઈક ભયંકર મારા ઓરડામાં આવ્યું છે. તેના પોલાદી નિશ્ચયે મારા માંસમાં કંપારી ફેલાવી. તે નકામાં ગપ્પાં હાંકવા આવી હોય, એમ લાગતું હતું; અને પછી કશી પણ સૂચના સિવાય મારા ઉપર છરો ફેંકતી હોય તેમ તેણે મારી પાસે એક માગણી કરી. કારણ તે મારી પાસે શું માગતી હતી તે તદ્દન સ્પષ્ટ હતું. આવી માગણી કરવા આવનાર તે કંઈ પહેલી જ સ્ત્રી નહોતી, પણ બીજી સ્ત્રીઓ કાલાવાલા કરતી આવતી હતી, આંખમાં આંસુ લાવીને દુઃખમાં પોતાને મદદ કરવા વીનવતી હતી, પણ અહીં તો એક એવી સ્ત્રી હતી જેનો નિશ્ચય અસાધારણ

અને પ્રબળ હતો. પહેલેથી જ મને લાગ્યું હતું કે તે મારા કરતાં બળવાન છે, કદાચ તે મારી પાસે પોતાનું ધાર્યું કરાવી જશે. આમ છતાં ઓરડામાં જે પાપ હતું તો મારામાં પણ હતું, મારામાં રહેલા પુરુષમાં. મારામાં કડવાશ—તેની વિરુદ્ધ બળવો જાગી ઊઠ્યો હતો. મને તેનામાં દુશ્મન દેખાયો હતો.

'થોડી વાર સુધી તો મેં જક્કીપણાથી મૌન જાળવી રાખ્યું. મને લાગ્યું કે તે પોતાના બુરખામાંથી મને જોયા કરતી હતી, અને મને પડકાર કરતી હતી; તે મારી પાસે બોલવવા માગતી હતી, પણ હું બોલવા તૈયાર નહોતો. હું કદાચ જવાબ આપતો ત્યારે પણ આડી તેડી જ વાત કરતો, કેમ જાણે અજાણતાં જ તેની ગોળ ગોળ અને બેપરવાહીભરી રીતે વાત કરવાની રીતના ચાળા ન પાડતો હોઉં. હું તેની વાત સમજ્યો ન હોઉં એવો મેં ઢોંગ કર્યો, અને તેને નિખાલસ થવાની ફરજ પાડવાનો પ્રયત્ન કર્યો. હું તેને અરધે રસ્તે મળવા તૈયાર નહોતો. બીજી સ્ત્રીઓની પેઠે તે પણ મારા કાલાવાલા કરે એમ હું ઇચ્છતો હતો—અને એનું કારણ એટલું જ હતું કે તે સત્તા ચલાવતી આવી હતી, અને હું બરાબર જાણતો હતો કે એવા રૂઆબ આગળ હું નબળો પડી જાઉં છું.

'આથી કરીને મેં ખૂબ ગોળ ગોળ વાતો કરવા માંડી. મેં કહ્યું કે આ બધાં ચિહ્નો લગારે મહત્ત્વનાં નથી. સગર્ભાવસ્થાની શરૂઆતમાં આવી મૂર્ચ્છા આવે જ છે, અને એમાં કશું ગભરાવા જેવું નથી, બલ્કે એ તો બધું બરાબર પાર ઊતરશે, એવું સૂચવે છે. મેં જોયેલા અને વાંચેલા કેસોની મેં વાત કરી; મેં આખી વાતને જ નજીવી ગણી કાઢી. તે મને ક્યારે અટકાવે એની રાહ જોતો હું વાત કર્યે જ ગયો, કારણ હું જાણતો હતો કે તેણે મને રોકવો જ પડવાનો છે.

'મારા ધીરજના શબ્દોને હવામાં ઉડાવી દેતી હોય એમ હાથ

હલાવીને તેણે મને રોક્યો.

'મને એની ચિંતા નથી થતી, ડૉક્ટર. પહેલી વારના જેવી મારી તબિયત આ વખતે સારી નથી. મને હૃદયમાં કંઈક થાય છે.'

'હૃદયરોગ છે, એમ તમારું કહેવું છે?' ચિંતાનો ઢોંગ કરીને હું બોલી ઊઠ્યો. તો હું તરત જ એની તપાસ કરવા તૈયાર છું.' મારું સ્ટેથોસ્કોપ લેવા જતો હોઉં એવો મેં દેખાવ કર્યો.

ફરી તેણે પીછે હઠ કરી. લગભગ ડ્રિલ સાર્જન્ટની પેઠે હુકમ આપતી હોય એમ તે બોલી ઊઠી:

'તમે મારા ઉપર વિશ્વાસ રાખો. મને હૃદયરોગ છે. નકામી તપાસમાં તમારો કે મારો વખત બગાડવા હું નથી માગતી. ઉપરાંત તમે મારા કહેવા ઉપર જરા વધારે વિશ્વાસ રાખો એમ હું ઇચ્છું છું. મેં તમારા ઉપર પૂરેપૂરો વિશ્વાસ મૂક્યો છે!'

આ તો યુદ્ધઘોષણા જ હતી. તેણે મને સીધો પડકાર કર્યો હતો, અને મેં એ ઝીલવામાં લગારે આનાકાની ન કરી.

'વિશ્વાસ હોય તો તો નિખાલસતા, પૂરેપૂરી નિખાલસતા હોવી જોઈએ. મારી સાથે સીધે સીધી વાત કરો; પણ સૌથી પહેલાં તમારો બુરખો કાઢી નાખો અને બેસી જાઓ. ચોપડીઓને રહેવા દો, અને તમારા મનની વાત ખુલ્લી કરીને કહો. ડૉક્ટરની સલાહ લેવા આવે ત્યારે કોઈ બુરખો રાખતું નથી.'

'તેણે પણ સામો પડકાર ઝીલી લીધો. મારી સામે બેસીને તેણે બુરખો ઉપાડી લીધો. હું જેનાથી ડરતો હતો તેવો જ એ ચહેરો હતો. એ ચહેરો તદ્દન સ્વસ્થ અને અકળ હતો; વય જેને ચીમળાવી ન શકે એવો અસાધારણ સૌંદર્યભર્યો અંગ્રેજ ચહેરો હતો; પણ આ સુંદરી તો હજી તદ્દન જુવાન હતી, એની આંખો માંજરી અને આત્મવિશ્વાસથી ભરપૂર ભરેલી હતી, છતાં તેમાં ઊંડે ઊંડે પણ વાસનાનું સૂચન નહોતું, તેના હોઠ દૃઢતાથી બિડાયલા હતા અને તે

છુપાવવા માગતી હોય એવી કશી વાત પ્રગટ કરે એવા નહોતા. એક આખી મિનિટ સુધી અમે એકબીજા સામે ધારી ધારીને જોઈ રહ્યાં. તેની દૃષ્ટિમાં સત્તાવાહિતા અને શંકા રહેલાં હતાં, અને તે એટલી તો લાગણીહીન હતી કે મારે આખરે મારી આંખો ઢાળી લેવી પડી.

તેનાં આંગળાં ટેબલ સાથે અથડાતાં હતાં, તે પોતાનો ક્ષોભ દૂર નહોતી કરી શકતી. એકાએક તે બોલી ઊઠી:

'ડૉક્ટર, મારે તમારી પાસે શું જોઈએ છે, તે તમે જાણો છો, કે નથી જાણતા?'

'હું ધારું છું કે મને એની કંઈક કલ્પના આવે છે! આપણે સ્પષ્ટ શબ્દોમાં બોલીએ તો સારું. તમારે હાલની અવસ્થાનો અંત આણવો છે, તમારે આ મૂર્છા, ઊલટી, વગેરેમાંથી છુટકારો જોઈએ છે—એના મૂળને દૂર કરીને. એ જ ને?'

'હા.'

વધની છરીના ઘા જેવો આ શબ્દ નિશ્ચયાત્મક હતો.

'તમને ખબર છે કે આ વસ્તુ બંનેને જોખમકારક છે?'

'હા.'

'અને એ ઑપરેશન ગેરકાયદે છે?'

'મને ખબર છે કે અમુક સંજોગોમાં એ ઑપરેશનની છૂટ છે; એટલું જ નહિ પણ એ આવશ્યક પણ મનાય છે.'

'હા, એને માટે પૂરતાં દાક્તરી કારણો હોય ત્યારે.'

'બસ તો, તમે એવાં કારણો શોધી કાઢી શકો એમ છો. તમે ડૉક્ટર છો.'

જાણે હુકમ ન છોડતી હોય એમ તે લેશ પણ કંપ વિના મારા તરફ જોઈ રહી; અને નબળો પોચો હું તેના નિશ્ચયની ગજબનાક શક્તિ જોઈને આશ્ચર્યથી થરથરવા લાગ્યો. આમ છતાં હજી મેં વિરોધ કર્યો; હું તેને પહોંચી વળી શકું એમ નથી, એ મારે

તેને જણાવા નહોતું દેવું. 'ઉતાવળ ન કરતો;' મેં મારા મનથી કહ્યું. 'મુશ્કેલીઓ ઊભી કરજે! એને કાલાવાલા કરવાની ફરજ પાડજે!'

'ડૉકટરને હમેશાં પૂરતાં કારણો નથી મળી રહેતાં, છતાં મને મારા એકાદ સહકારી સાથે મસલત કરવામાં વાંધો નથી...'

'મારે તમારો સહકારી નથી જોઈતો, હું તો તમારી સલાહ લેવા આવી છું.'

'શા માટે મારી જ, જરા કહેશો?'

તેણે મારા તરફ ઠંડી નજરે જોયું અને કહ્યું:

'એ તમને કહેવામાં મને વાંધો નથી! હું તમારી પાસે એટલા માટે આવી છું કે તમે ઓતાડી જગ્યાએ રહો છો, તમે કદી મને મળ્યા નથી, તમારી કાબેલિયત જાણીતી છે. અને—' તે પહેલી જ વાર ખંચાઈ, 'અને તમે વધુ વખત જાવામાં રહેવાનો સંભવ નથી—ખાસ કરીને જો તમને ઘેર જવા માટે મોટી રકમ મળી જાય તો.'

મારે આખે શરીરે કંપારી છૂટી. આ વેપારી ગણતરીથી મારા શરીરમાં જાણે સાપોલિયાં સળવળવા લાગ્યાં. એ તો રડી યે નહિ, ને કરગરી યે નહિ. તેણે મારો તાગ કાઢી લીધો હતો, મારી કિંમત આંકી લીધી હતી, અને મારી પાસે પોતાનું ધાર્યું કરાવી શકશે એવી પાકી ખાત્રી સાથે તે મને શોધતી આવી હતી. ખરું જોતાં હું લગભગ ચિત થઈ ગયો હતો; પણ મારી પ્રત્યેના તેના વલણથી મારા મનમાં ભારે ઝેર જન્મ્યું હતું અને મેં માત્ર અતિશય ટાઢો લગભગ કટાક્ષપૂર્ણ જવાબ આપ્યો:

'આ મોટી રકમની તમે વાત કરો છો તે તમે મને આપવા માગો છો—શા માટે?'

'એટલા માટે કે તમે મને હમણાં મદદ કરો અને પછી તરત જ ડચ ઇન્ડીઝમાંથી ચાલ્યા જાઓ.'

'તમને બેશક ખબર તો હશે કે જો હું એમ કરું તો મારે મારું પેન્શન ખોવું પડે?'

'હું જે ફી આપવાનું કહું છું તે એની ખોટ નહિ પડવા દે.'

'તમે સ્પષ્ટ શબ્દોમાં બોલો છો એ સારું છે, પણ હજી વધારે સ્પષ્ટતા કરો એમ હું ઇચ્છું છું. તમે કેટલી ફી આપવા ધારતાં હતાં?'

'એક લાખ ગલ્ડનની હુંડી એમ્સ્ટર્ડામની બેંક ઉપર.'

હું આશ્ચર્ય અને ક્રોધથી ધ્રૂજવા લાગ્યો. તેણે બધું ગણી મૂક્યું હતું, તેણે મારી કિંમત આંકી લીધી હતી અને મારે ડચ સરકારની સાથેનો કરાર તોડી નાખવો એ શરતે જ તે મને આ ન માની શકાય એવી રકમ આપવા તૈયાર થઈ હતી; મને જોયા પહેલાં જ તેણે મને ખરીદી લીધો હતો; હું સ્વીકારી લઈશ એવું તેણે માની લીધું હતું. આ અપમાનકારક વર્તણૂકથી મને એટલો ક્રોધ ચઢ્યો હતો કે મને તેને એક લપડાક ચોડી દેવાનું મન થયું. પણ જ્યારે હું ક્રોધમાં ને ક્રોધમાં ઊભો થઈ ગયો (તે પણ પાછી ઊભી થઈ ગયેલી હતી) ત્યારે તેનું અભિમાની ઉષ્માહીન મોં—જે મહેરબાની માગવા તૈયાર નહોતું તે, અને તેની ગુમાનભરી આંખોનો ચમકારો જોઈને મારામાં રહેલી પાશવતા જાગી ઊઠી, અને એકાએક હું વાસનાથી બળવા લાગ્યો. મારા મોં ઉપર કંઈક એવો ફેરફાર થયો હશે જેને લીધે તે મારી લાગણી સમજી ગઈ હશે, કારણ કોઈ ભિખારી માગ માગ કર્યા કરતો હોય અને ખસતો ન હોય ત્યારે આપણે જેમ ભવાં ચડાવીએ છીએ તેમ તેણે ભવાં ચડાવ્યાં. તે ક્ષણે અમે બંને એકબીજાનો તિરસ્કાર કરવા લાગ્યાં, અને એકબીજાની પરસ્પર પ્રત્યેની ઘૃણાની અમને જાણ થઈ. તે મને તિરસ્કારતી હતી કારણ કે તેને મારું કામ પડ્યું હતું, અને હું તેને તિરસ્કારતો હતો કારણ કે તે મારી પાસે મદદ માટે કાલાવાલા કરવાને બદલે જાણે હુકમ કરતી આવી હતી. આ મૌનની ક્ષણે જ અમે બંને પહેલી જ

વાર એકબીજા સાથે નિખાલસતાથી બોલતાં હતાં. જાણે કોઈ ઝેરી નાગે ડંખ માર્યો હોય તેમ મારા મગજમાં એક ભયંકર વિચારે પ્રવેશ કર્યો, અને મેં તેને કહ્યું...મેં તેને કહ્યું...

પણ હું બહુ ઉતાવળ કરું છું, અને તમે કદાચ ઊંધું સમજશો. મારે તમને પહેલાં એ સમજાવવું જોઈએ કે એ ગાંડો વિચાર મારામાં ક્યાંથી આવ્યો.'

તે અટક્યો. બીજી વિસ્કી લીધી. અને જ્યારે તેણે ફરી વાત શરૂ કરી ત્યારે તેના અવાજમાં બળ આવ્યું હતું.

'હું મારી વર્તણૂક માટે બહાનાં નથી કાઢતો, પણ તમે ઊંધું ન સમજો એટલી જ મારી ઇચ્છા છે. હું ધારું છું કે જેને આપણે "સારો માણસ' કહીએ છીએ તેવો તો હું કદી હતો જ નહિ, અને છતાં જ્યારે જ્યારે બન્યું ત્યારે ત્યારે હું લોકોને મદદ કરવા હમેશાં તૈયાર રહ્યો છું. ત્યાં મારે જે સડિયલ જિંદગી ગાળવી પડતી હતી તેમાં મેં જે કાંઈ જ્ઞાન મેળવ્યું હતું તેનો ઉપયોગ દુ:ખીઓમાં નવી આશા અને તંદુરસ્તી પ્રેરવામાં કરવો એ એક જ મારો આનંદ હતો. તમે સમજો છો કે એમાં સર્જનનો આનંદ રહેલો છે; એને લીધે માણસને એક વાર એમ થઈ જાય છે કે પોતે જાણે ઈશ્વર છે. કોઈ બદામી ચામડીવાળા જાવાવાસીને સર્પદંશથી ફૂલીને માથા જેવા થયેલે પગે, હવે તો પગ કાપી નાખવો જ પડવાનો એ બીકે બૂમાબૂમ અને ચીસાચીસ કરતો મારી પાસે લઈ આવતા અને હું તેને અને પગને બંનેને બચાવી લેતો ત્યારે મને નિર્મળ આનંદ થતો. તાવથી પટકાઈ પડેલી કોઈ દેશી બાઈને મદદ કરવા હું માઈલોના માઈલો સુધી જંગલમાં જતો. લાઇપઝીગમાં, ઇસ્પિતાલમાં હું આ બાઈના જેવી જ અવસ્થાવાળી સ્ત્રીઓને પણ કેટલીક વાર મદદ કરવા તૈયાર થઈ જતો. પણ તે કેસોમાં મને એમ લાગતું કે એ લોકો ભારે સંકડામણમાં છે એટલે મારી પાસે આવ્યાં છે, અને

મૃત્યુ કે નિરાશાના જડબામાંથી પોતાને ઉગારવાનું કહે છે. ત્યાં તો બીજાની જરૂરિયાતના ખ્યાલે હું મદદ કરવા તૈયાર થતો હતો.

'પણ આ બાઈ તો—હું તમને શી રીતે સમજાવું?—જાણે પોતે અમથી ફરવા નીકળી હોય એવો ઢોંગ કરતી એ મારે ત્યાં આવી તે ઘડીથી મને એના ઉપર ચીડ ચડી હતી. તેના ગુમાને મને અક્કડ બનાવી દીધો હતો. તેની રીતભાતે સૂતેલા સેતાનને જગાડ્યો હતો—જે આપણા સૌના અંતરમાં છુપાયલો હોય છે. તેને બહુ સુધરેલી બાઈ હોય એવો ડોળ કરતી અને જે ખરું જોતાં જીવન મરણનો પ્રશ્ન હતો તેને વિશે પણ લાપરવાહીથી બોલતી જોઈને મને રોષ ચડ્યો. વળી ગોલ્ફ રમતાં રમતાં કે બીજી કોઈ નજીવી વાતમાંથી કોઈ સ્ત્રી ભારેવાઈ થઈ જતી નથી. આટલી બધી ઠંડી અને લાપરવાહ દેખાતી આ જાજરમાન બાઈ, જેનું હું માત્ર હથિયાર થવાનો હતો, એટલું જ નહિ, જેને મન મારી તેના પગ નીચેની ધૂળથી વિશેષ કિંમત નહોતી તે બે કે ત્રણ મહિના ઉપર જ અત્યારે એ જેનો નાશ કરવા ઇચ્છી રહી છે તે અજાત બાળકના પિતાની બાથમાં ભીડાઈ હશે ત્યારે કેવી કામાતુર બની ગઈ હશે એનું મારી નજર આગળ સ્પષ્ટ ચિત્ર હું જોવા લાગ્યો. આવા વિચારો મારા મગજમાં ઘૂમતા હતા. તે લાપરવાહ તિરસ્કાર બતાવવી મારી પાસે આવી હતી: પણ હું એને પેલા અજ્ઞાત માણસના જેવા જ વીર્યવાન પ્રભુત્વ, પ્રેરક બળ અને ઉત્સાહથી મારી કરી લઈશ. આ વસ્તુ તમે સમજો એમ હું ઇચ્છું છું. પહેલાં કદી મેં મારી ડૉકટર તરીકેની સ્થિતિનો લાભ લેવા પ્રયત્ન કર્યો નહોતો. આ વખતે જો મેં એમ કર્યું હોય તો તે વાસનાથી પ્રેરાઈને નહોતું કર્યું, વિષયસુખની પાશવી ઝંખનાને લીધે નહોતું કર્યું. હું તમને ખાત્રી આપું છું કે એમ નહોતું. પણ હું તેનો ગર્વ તોડવા મારી જાતને શાસક પુરુષ પુરવાર કરવા અને એ રીતે તેના અહં

ઉપર મારા અહંની શ્રેષ્ઠતા સ્થાપિત કરવા ઝંખતો હતો.

'મેં તમને પહેલાં કહ્યું જ છે કે ગુમાની, ટાઢી દેખાતી સ્ત્રીઓનો મારા પર વિચિત્ર પ્રભાવ પડે છે. આ ઉપરાંત વધારામાં વળી આ પ્રસંગે તો એ વસ્તુ પણ હતી કે સાત સાત વરસ થયાં મેં કોઈ ગોરી સ્ત્રીને બાથમાં લીધી નહોતી, મારા સંવનનનો કદી કોઈએ સામનો કર્યો નહોતો. દેશી છોકરીઓ તો અતિશય શરમાળ હોય છે, અને તેઓ તો કોઈ ગોરો દેવ' 'ટવાન' તેમને સ્વીકારે તો તેમાં ગૌરવ માને છે અને આનંદથી રોમાંચ અનુભવે છે. તેઓ તો નમ્રતાથી છલકાતી હોય છે, અને માગતાં વેંત પોતાની જાત ધરી દેવા સદા તૈયાર હોય છે—અને એટલી બધી તાબેદારીથી આ કરે છે કે એના સ્વાદનો બધો આનંદ જ માર્યો જાય છે. આરબ છોકરીઓ, હું ધારું છું કે જુદા પ્રકારની હોય છે, અને કદાચ ચીની અને મલાયાની પણ; પણ હું તો જાવાના લોકોમાં રહેતો હતો, એટલે હવે તમે સમજી શકશો કે આ ગરમ મિજાજની, રૂઆબદાર અને મીંઢી, આટલી બધી રહસ્યમયી, અને તાજી જ વાસનાના ફળથી ગર્ભવતી બનેલી આ સ્ત્રીને જોઈને મને કેવા રોમાંચ થયા હશે. હવે તમે સમજી શકશો કે એવી સ્ત્રી મારા જેવા પશુ સમા અટૂલા, ભૂખ્યા અને માનવસંસર્ગથી કપાઈ ગયેલા પુરુષના પાંજરામાં હિંમતભેર ચાલી આવે એની મારા મન પર શી અસર થઈ હશે. હું આ બધું તમને કહું છું તે એટલા માટે કે હવે પછી હું તમને જે કહેવાનો છું તે તમે બરાબર સમજી શકો. આવા વિચારો મારા મગજમાંથી પસાર થતા હતા, આવી લાગણીઓ મને હલાવી રહી હતી, છતાં બેપરવાહીને ઉશ્કેરવા માટે મેં શાંતપણે કહ્યું:

'એક લાખ ગલ્ડન? ના, એટલા ખાતર હું નહિ કરું.'

તે જરા ફિક્કી પડી ગઈ અને મારા તરફ જોવા લાગી. બેશક તે સહજબુદ્ધિથી સમજી ગઈ કે અડચણ નાણાંની નહોતી,

છતાં તે માત્ર એટલું જ બોલી:

'તો તમે શી ફી માગો છો?'

'આપણે એક બીજા સાથે સ્પષ્ટતાથી વાત કરીએ.' મેં જવાબ આપ્યો. 'હું કંઈ સોદો કરવા નથી બેઠો. તમારે મને 'રોમિયો અને જુલિયેટ'માંનો ભૂખે મરતો વૈદ્ય ન માનવો, જે 'ઝેરથી યે ઝેરી' પૈસા લઈને ઝેર વેચતો હતો. તમે જો મને કેવળ વેપારી સમજીને વાત કરશો તો તમને જે જોઈએ છે, તે કદી મળવાનું નથી.'

'તો તમે નહિ કરો, એમ ને?'

'પૈસાને ખાતર તો નહિ જ.'

ક્ષણભાર મૌન વ્યાપી રહ્યું. ઓરડો એટલો શાંત હતો કે હું તેના શ્વાસોચ્છ્વાસનો અવાજ સાંભળી શકતો હતો.

'તો પછી તમારે બીજું શું જોઈએ છે?'

મેં તપી જઈને જવાબ આપ્યો:

'મારે પહેલાં તો એ જોઈએ છે કે તમે મને વેપારી ગણીને નહિ પણ માણસ ગણીને વાત કરો. તમારે જો મારી મદદની જરૂર હોય તો તમારે તમારા ધનનો—જે માણસના આત્માને ઝેર કરતાં પણ ભૂંડું છે તેનો—દેખાડો કરતાં ન આવવું જોઈએ, પણ મારામાં વસતા માનવને વિનંતી કરતા આવવું જોઈએ કે મને—એક માનવને મદદ કરો. હું માત્ર ડૉકટર જ નથી. 'મુલાકાતનો સમય' એ જ મારો એકલો સમય નથી. મારે બીજો પણ સમય હોય છે—અને તમે કદાચ તેવે સમયે મારી પાસે આવી પડ્યાં હો.'

થોડી વાર શાંતિ રહી. ત્યાર પછી તેણે પોતાના હોઠો સંકોચીને કહ્યું:

'એટલે હું તમારા કાલાવાલા કરું તો તમે કરો, એમ ને?'

'મેં એમ નથી કહ્યું. હજી તમે સોદો કરવાનો જ પ્રયત્ન કર્યા કરો છો, અને જો હું કામ કરવાને તૈયારી બતાવું તો તમે

કાલાવાલા કરો. પહેલાં કાલાવાલા કરો પછી હું જવાબ આપીશ.'

તેણે તેજી ઘોડાની પેઠે તિરસ્કારથી માથું ઉછાળ્યું.

'હું તમારી મદદ માટે કાલાવાલા નહિ કરું. એના કરતાં તો બહેતર છે કે હું મરી જાઉં.'

હું આવતો ભય વરતી ગયો અને મેં રોષપૂર્વક જવાબ દીધો.

'જો તમે વિનવણી નહિ કરો તો હું માગણી કરીશ. હું ધારું છું કે મારે કશું બોલવાની જરૂર જ નથી. મારે શું જોઈએ છે, તે તમે જાણી જ ગયાં છો. તમે જ્યારે એ આપશો ત્યારે હું તમારું કામ કરી દઈશ.'

તે ક્ષણભર મારા તરફ જોઈ રહી. ત્યાર પછી (મારે તમને એની ભીષણતા શી રીતે સમજાવવી?) તેના ચહેરા પરની તાણ ઢીલી પડી ગઈ, અને તે મોટેથી હસી પડી. તે એવા તિરસ્કારપૂર્વક હસી કે મારા અભિમાનના ભુક્કે ભુક્કે થઈ ગયા અને હું મદથી ગાંડો થઈ ગયો. આ તિરસ્કારભર્યું હાસ્ય જાણે મોટા બોમ્બનો ધડાકો ન હોય એમ આવી પડ્યું; અને મારા ઉપર એની અસર એવી થઈ હું મારી જાતને તેની આગળ નીચી પાડવા તૈયાર થયો, તેના ચરણ ચાટવા ઝંખવા લાગ્યો. તેના તિરસ્કારની પ્રબલતાએ વીજળીની પેઠે મારા અભિમાનના ભુક્કા ઉડાવી દીધા—અને તે જ ક્ષણે તે ફરી અને બારણા તરફ જવા લાગી.

અજાણતાં જ હું તેની પૂઠે પૂઠે જવા લાગ્યો, કંઈક બહાનાં કાઢવા, માફી માગવા—એટલો બધો હું દબાઈ ગયો હતો. પણ જવા પહેલાં તે મારા તરફ પાછી ફરી અને કહેતી ગઈ, ફરમાવતી ગઈ:

'મારી પાછળ આવવાનો અથવા હું કોણ છું તે જાણવાનો પ્રયત્ન કરવાની હિંમત ન કરશો. જો કરી તો પસ્તાશો.'

એક પલકારામાં તો તે ચાલી ગઈ.'

*

ફરી પાછો તે ખેંચાવા લાગ્યો. ફરી શાંતિ વ્યાપી રહી. ત્યાર પછી ફરીથી અંધારામાંથી અવાજ આવવા લાગ્યો.

'તે બારણામાં થઈને અદશ્ય થઈ ગઈ, અને હું તે જગ્યાએ જ જડાઈને ઊભો રહ્યો. તેની મનાથી જાણે હું મંત્રબદ્ધ જેવો થઈ ગયો. મેં તેને નીચે જતી સાંભળી; મેં ઘરનું બારણું બંધ થતાં સાંભળ્યું; મેં બધું જ સાંભળ્યું. મને તેની પાછળ જવાનું ખૂબ મન થયું. શા માટે? મને ખબર નથી કે એ તે તેને પાછી બોલાવવા માટે હશે, કે મારવા માટે હશે, કે ગળું પીસી નાખવા માટે હશે. ગમે તેમ, પણ મને તેની પાછળ જવાનું મન થયું—અને હું જઈ ન શક્યો. કેમ જાણે તેના ભયાનક જવાબે મને ઠારી ન દીધો હોય. મને ખબર છે કે તમને આ બેહૂદું લાગશે; પણ હકીકત એવી જ હતી. મિનિટો વહી ગઈ—પાંચ, દસ કદાચ હોય—ત્યાર પછી જ હું હાલીચાલી શક્યો.

'પણ મેં પહેલ વહેલું હલનચલન કર્યું તે જ ક્ષણે મંત્રની અસર ઊડી ગઈ. હું દોડતો દાદર ઊતરી ગયો. એક જ રસ્તો હતો જે રસ્તે થઈને તે પહેલાં વસાહતમાં અને ત્યાંથી સુધરેલા જગતમાં જઈ શકે. હું મારી બાઇસિકલ લેવાને છાપરીએ ગયો, પણ જઈને જોઉં છું તો ચાવી ભૂલી આવ્યો હતો. ચાવી લેવા જવા જેટલી ધીરજ ધારવાને બદલે મેં તે વાંસનું બારણું જ મિજાગરામાંથી ખેંચી કાઢ્યું અને સાયકલ ઉપાડી લીધી. બીજી ક્ષણે તો હું તેની પૂંઠ પકડવા ગાંડાની જેમ પૅડલ મારતો રસ્તે પડ્યો હતો. મારે તેને પકડી પાડવી જ જોઈએ; તે પોતાની મોટર સુધી પહોંચે તે પહેલાં મારે તેને પકડી પાડવી જોઈએ : મારે તેની સાથે વાત કરવી જોઈએ.

'મારી સામે ધૂળવાળો રસ્તો વિસ્તરેલો હતો, અને હું તેને જોવા પામ્યો તે પહેલાં મારે જેટલું અંતર કાપવું પડ્યું તેના ઉપરથી મને ખ્યાલ આવ્યો કે હું કેટલી વાર સુધી મંત્રબદ્ધ થઈને ઊભો

રહ્યો હતો. વસાવહતમાં દાખલ થવા પહેલાં જંગલને નાકે રસ્તો જ્યાં વળાંક લેતો હતો ત્યાં તે દેખાતી હતી. તે ઝપાટાભેર ચાલતી હતી; તેની પાછળ પેલો ચીની છોકરો લાંબાં લાંબાં પગલાં ભરતો ચાલતો હતો. મેં તેને જોઈ કે તરત જ હું તેની પૂંઠે પડ્યો છું એવી ખબર તેને પડી ગઈ હોવી જોઈએ, કારણ, તે છોકરાને કશુંક કહેવાને ઊભી રહી અને પછી પાછી એકલી ચાલવા લાગી, અને છોકરો ત્યાં ઊભો રહ્યો. તે શું કરવા એકલી ગઈ હશે? શું તે કોઈ સાંભળી ન શકે એવે ઠેકાણે મારી સાથે વાત કરવા માગતી હશે? મેં ઝપાટો લગાવ્યો, ત્યાં તો પેલો છોકરો હું તેને વટાવવાની તૈયારીમાં હતો એવામાં કૂદીને મારી સામે આવીને ઊભો. તેને ટાળવા માટે મેં વળાંક લીધો, હું પાળ ઉપર ચડી ગયો, અને પડી ગયો.

'એક ક્ષણમાં હું પાછો ઊભો થઈ ગયો, છોકરાને ગાળો દેવા લાગ્યો, અને તેને એક મુક્કો લગાવી દેવા મેં મારો હાથ ઉગામ્યો, પણ તેણે ઘા છટકાવ્યો. તેની ઝાઝી પરવા કર્યા સિવાય, મેં મારી બાઇસિકલ ઉપાડી લીધી અને હું પાછો બેસવાની તૈયારીમાં હતો ત્યાં પેલો બદમાશ કૂદીને આગળ આવ્યો અને હેંડલબાર પકડીને પિજિન અંગ્રેજીમાં કહેવા લાગ્યો :

'સાહેબ, અહીં જ ઊભા રહો.'

'તમે એ ઉષ્ણ પ્રદેશોમાં રહ્યા નથી. કોઈ દેશી અને તેમાંયે વળી નોકર આવું કરે એ કેટલું ઉદ્ધત અને અસહ્ય ગણાય એનો તમને ખ્યાલ નહિ આવી શકે. એ પીળા હેવાન ચીની છોકરાએ ખરેખર આવીને મારી સાઇકલ પકડવાની ધૃષ્ટતા કરી અને મને એક ગોરા દેવને કહ્યું કે જ્યાં છો ત્યાં જ ઊભા રહેજો! મારો સ્વાભાવિક જવાબ તો તેને બે આંખ વચ્ચે એક આપવાનો જ હતો. તે ચકરી ખાઈ ગયો પણ તેણે સાઇકલ ન છોડી. તેની તરાડ જેવી

ત્રાંસી આંખોમાં પામર ભય દેખાતો હતો, એમ છતાં તે ભારે હિંમતબાજ હતો અને તેણે સાઇકલ છોડી નહિ.

'સાહેબ, અહીંજ ઊભા રહેજો!' તેણે ફરી કહ્યું.

'સારે નસીબે હું મારી સ્વયંચાલિત પિસ્તોલ સાથે નહોતો લાવ્યો. મારી પાસે જો તે હોત તો મેં તેને જરૂર ત્યાંને ત્યાં ઠાર કરી નાખ્યો હોત.

'છોડી દે, કુત્તા!' મેં રાડ પાડી.

'તેણે ભયભીત થઈને મારા તરફ નજર માંડી પણ મારું કહ્યું ન કર્યું. રોષે ભરાઈને અને હવે જો વિલંબ થશે તો પેલી મારા હાથમાંથી છટકી જશે એવી ખાત્રી થતાં મેં તેની દાઢી ઉપર એક સખત મુક્કો લગાવ્યો અને તે ઢગલો થઈને રસ્તા ઉપર પડ્યો.

'હવે સાઇકલ છૂટી થઈ હતી; પણ હું બેસવા ગયો ત્યારે મને ખબર પડી કે આગલું પૈડું હું પડી ગયો ત્યારે વાંકું વળી ગયું હતું અને ફરતું નહોતું. તેને સીધું કરવાનો વૃથા પ્રયત્ન કર્યા પછી મેં સાઇકલ પેલા ચીના છોકરાની પાસે રસ્તા ઉપર જ પટકી (તે છોકરાને મારા મારથી લોહી નીકળતું હતું અને તે ભાનમાં આવવા માંડ્યો હતો) અને વસાહતને રસ્તે દોડવા માંડ્યું.

'હા, હું દોડ્યો; અને અહીં પણ તમે આ ભાગમાં રહ્યા નથી એટલે એનો શો અર્થ થાય તે તમે પૂરેપૂરો નહિ સમજી શકો. કોઈ ગોરો, યુરોપિયન આમ પોતાનું ગૌરવ ભૂલીને આંખો ફાડીને ઊભેલા દેશીઓના દેખતાં દોડે, એ પોતાની જાતને હાસ્યાસ્પદ બનાવવા જેવું છે. અસ્તુ. મને મારા ગૌરવનો વિચાર કરવાનો વખત નહોતો. હું તો ગાંડાની પેઠે ઝૂંપડીઓ આગળ થઈને દોડ્યો અને ઝૂંપડીમાંનાં માણસો સેટલમેંટના ડૉકટરને—ગોરા દેવને રિક્ષાના કૂલીની જેમ દોડતો જોઈને મોં વકાસી રહ્યા.

'હું જ્યારે વસાહતમાં પહોંચ્યો ત્યારે પરસેવાથી નાહી

નીકળ્યો હતો.

'મોટરકાર ક્યાં છે?' હાંફતાં હાંફતાં મેં બૂમ પાડી.

'હમણાં જ ગઈ, સાહેબ,' જવાબ મળ્યો.

'તેઓ આશ્ચર્યથી મારી સામે આંખો ફાડીને જોઈ રહ્યા હતા. હું આખો પલળી ગયેલો અને રજોટાઈ ગયેલો હતો, અને સંભળાય એટલે પાસે જતાં જ મેં બરાડા પાડીને સવાલ પૂછ્યો એટલે હું ગાંડા જેવો દેખાયો હઈશ. રસ્તા ઉપર જોતાં મને ક્યાંય મોટર તો ન દેખાઈ, પણ તેણે ઉડાડેલી ધૂળ દેખાતી હતી. તે આબાદ છટકી ગઈ. મારા માર્ગમાં અટકાયત કરવા છોકરાને પાછળ મૂકી જવાની તેની યુક્તિ સફળ નીવડી.

'આમ છતાં એકંદરે નાસી જવાથી તેને કશો લાભ ન થયો. ઉષ્ણ પ્રદેશોમાં આમ તેમ વેરાયલા પડેલા રાજકર્તા યુરોપિયનોનાં નામ અને કામથી બધા માહિતગાર હોય છે. એ દૃષ્ટિએ જોતાં જાવા એક મોટા ગામડા જેવું જ છે, જ્યાં કૂથલીનો કંઈ પાર નથી. તે મને મળવા આવી એ દરમિયાન તેના શૉફરે વસાહતના મુખ્ય મથકમાં એક કલાક ગાળ્યો હતો. થોડી જ મિનિટમાં મને બધી ખબર પડી ગઈ: તેનું નામ, અને દોઢસો માઈલ દૂર આવેલા રાજધાનીના શહેરમાં પણ તે રહેતી હતી તે. તે (હું અત્યાર પહેલાં જાણતો જ હતો તેમ) અંગ્રેજ હતી. તેનો ધણી ડચ વેપારી હતો અને મોટો કરોડપતિ હતો. તે પાંચ મહિના થયાં વેપારને અંગે અમેરિકા ગયો હતો, અને થોડા જ દિવસમાં પાછો આવવાની વકી હતી. પછી પતિપત્ની બંને ઈંગ્લંડ જવાનાં હતાં.

'તેનો પતિ પાંચ મહિના થયાં બહાર ગયેલો હતો. મને સ્પષ્ટ લાગતું હતું કે એને ત્રણ મહિનાથી વધારે મુદતનો ગર્ભ નહિ હોય.'

*

'અત્યાર સુધી તો હું તમને બધું સ્પષ્ટતાથી સમજાવી શક્યો

, કારણ અહીં સુધી તો મારા હેતુઓ મારા મનથી સ્પષ્ટ હતા. ક ડૉકટર તરીકે, એક અનુભવી નિરીક્ષક તરીકે હું મારી પોતાની થતિનું નિદાન કરી શકું એમ હતું, પણ હવે પછી હું સંનિપાત યેલા માણસ જેવો બની ગયો હતો. મેં મારા મગજ ઉપરનો કાબૂ રેપૂરો ખોઈ નાખ્યો હતો. મારાં કાર્યો કેટલાં બેહૂદાં છે, એ જાણતો હતો, અને છતાં હું તે કરતો રહ્યો. તમે કદી 'એમોક ાગ્યાનું સાંભળ્યું છે ?'

'હા. મલાયાના લોકોમાં એવી એક જાતની ગાંડી ઘૂરી આવે , ખરું ને ?'

'ગાંડપણથી યે વધારે. ઘૂરીથી યે વધારે. એ એક એવી સ્થિતિ જેમાં માણસ હડકાયા કૂતરાની જેમ વર્તે છે, અને લોહી તરસ્યો ની ખૂને ચડે છે. એ એક વિચિત્ર અને ભયાનક માનસિક રોગ . અહીં રહ્યો એ દરમિયાન મેં એવા કેસો જોયા છે, તેનો અભ્યાસ ણ કર્યો છે, પણ મને એની પ્રકૃતિની બરાબર સમજણ પડી નથી. ે કેટલેક અંશે અહીંના હવા પાણીને લીધે થાય છે. અહીંની ગરમ, જવાળી અને ત્રાસજનક હવાને લીધે જ્ઞાનતંતુઓ ઉપર ખૂબ તાણ ડે છે અને આખરે તે તૂટી જાય છે. બેશક જે કોઈ મલાયાવાસીને મેમોક લાગે છે તેને કોઈને કોઈ જાતની પીડા સામાન્ય રીતે ાય જ છે—ઈર્ષ્યા, જુગારમાં ખોટ, વગેરે. જાણે કંઈ જ થયું ન હોય ેમ માણસ શાંત થઈને બેઠેલો હોય છે—જેમ તે મારા ઓરડામાં માવી તે પહેલાં હું બેઠેલો હતો તેમ.

'એકાએક તે ઊછળીને ઊભો થઈ જાય છે, પોતાની કિરીસ* ાથમાં લે છે, રસ્તામાં ધસી જાય છે, અને સીધો ગમે ત્યાં દોડી જાય છે. જે કોઈ રસ્તામાં આવે છે તેને કિરીસ હુલાવી દે છે, અને ોહી જોઈને તે વધારે ને વધારે વકરાતો જાય છે. તેને મોઢે ફીણ

---

* લહેરિયાંદાર ધારવાળી કટાર.

વળે છે, દોડતો દોડતો તે બૂમો પાડે છે, અને પોતાની લોહી ખરડી કિરીસ આમ તેમ ખેલાવતો ખેલાવતો આગળને આગળ દોડ્યો જ જાય છે. બધા જાણે છે કે મૃત્યુ સિવાય કોઈ એ ગાંડાને ખાળી શકવાનું નથી; તેઓ બધા બીજાઓને ચેતવવા ‘ઍમોક ઍમોક’ની બૂમ પાડતા તેના રસ્તામાંથી જીવ લઈને ભાગી જાય છે. આમ તે દોડતો જાય છે ને મારતો જાય છે, મારતો જાય છે ને દોડતો જાય છે, અને આખરે હડકાયા કૂતરાની જેમ તેને ઠાર કરવામાં આવે છે ત્યારે જ તે અટકે છે.

‘મેં માલાયા લોકોને ઍમોક લાગેલા જોયા છે એટલે એ દિવસોમાં, એ તાજા જ ગયેલા દિવસોમાં, જેને વિશે હું તમને કહેવાનો છું તે દિવસોમાં મારી સ્થિતિ કેવી હતી તે હું બરાબર સમજી શકું છું. આવા એકાદ મલાયાની જેમ મેં પેલી અંગ્રેજ બાઈની પૂંઠે ગાંડા થઈને દોડ્યા કર્યું, ડાબે યે ન જોયું ને જમણે યે ન જોયું, મને બસ એક જ ધૂન લાગી હતી કે એક વાર પાછી તેને જોવી. હું તેની પૂંઠે પડ્યો તેની પહેલાંની ભયંકર ક્ષણોમાં મેં શું શું કર્યું તેની મને યાદ નથી. તેનું નામ અને ઠેકાણું જાણ્યા પછી એક મિનિટ થાય તે પહેલાં તો મેં સાઇકલ ઉછીની લઈને મારા ઘર ભણી મારી મૂકી હતી. મેં એક થેલીમાં વધારાનાં એક બે જોડ કપડાં નાખ્યાં, ખિસ્સામાં નોટોનો થોકડો ઘાલ્યો, અને સૌથી પાસેને રેલ્વેસ્ટેશને પહોંચ્યો. મેં ડિસ્ટ્રિક્ટ ઑફિસરને પણ જણાવ્યું નહિ; મેં કોઈ અવેજીની પણ ગોઠવણ કરી નહિ; મારી આસપાસ સૂચના માગવા ઊભેલા મારા નોકરો તરફ લક્ષ પણ આપ્યા વગર ઘર હતું એમનું એમ મૂકીને હું ચાલી નીકળ્યો. તે સ્ત્રી મને પહેલ વહેલી મળવા આવી તે ક્ષણથી એક કલાકની અંદર તો હું મારા ભૂતકાળ સાથેના બધા સંબંધો તોડી નાખીને ગાંડો થઈને શૂન્યમાં દોડતો હતો.

‘ખરું જોતાં મારી ઉતાવળથી મને કશો લાભ ન થયો,—

મારી વિચારશક્તિ જો સાબૂત હોત તો મને એ સમજાવું જોઈતું હતું. હું રેલ્વે સ્ટેશને પહોંચ્યો ત્યારે પાછલો પહોર થઈ ગયો હતો, સાંજ થવા આવી હતી અને જાવાના પહાડોમાં શિલાઓ ધસી પડવાના ભયથી અંધારું થયા પછી ગાડીઓ દોડતી નથી. ડાક બંગલામાં નિદ્રાહીન રાત્રિ, અને દિવસ આખો ગાડીની મુસાફરીમાં ગાળ્યા પછી સાંજે છ વાગ્યે હું તે જ્યાં રહેતી હતી તે શહેરમાં પહોંચ્યો. મને ખાત્રી હતી કે તે મોટરમાં મારા પહેલાં ક્યારનીય આવી પહોંચી હશે. દસ મિનિટ થાય તે પહેલાં તો હું તેને બારણે જઈને ઊભો. 'આના કરતાં મોટી બેવકૂફી બીજી શી હોઈ શકે?' એમ તમે કહેશો. મને ખબર છે, હું જાણું છું, પણ જેને અમોક લાગ્યું હોય તે તો ગાંડાની જેમ જ દોડે; તે પોતે ક્યાં જાય છે તેનો વિચાર ન કરે.

'મેં મારું કાર્ડ અંદર મોકલ્યું. નોકરે (પેલો ચીની છોકરો નહિ—હું ધારું છું કે તે હજી આવી નહિ પહોંચ્યો હોય) પાછા આવીને મને કહ્યું કે શેઠાણીની તબિયત સારી નથી એટલે કોઈને મળી શકે એમ નથી.

'હું ઠોકરાતો ઠોકરાતો પાછો રસ્તા ઉપર આવ્યો. એક કલાકથી પણ વધુ સમય સુધી મેં ઘરની આસપાસ ટિંગાયા કર્યું—એવી એકલ આશામાં કે કદાચ તે કંઈક ઠંડી પડે અને મને તેડાવે. પછી મેં પાસેની એક હોટેલમાં ઓરડી રાખી, અને બે બાટલી વિસ્કીની ઉપર મંગાવી. એ બાટલીઓ અને વેરોનલનો સખત ડોઝ લઈને મેં આખરે ભાનને નશામાં ડુબાડી દીધું—એ ગાઢ નિદ્રા જ જીવન-માંથી મૃત્યુ મુખમાં ધસતી મારી ગતિમાં આવતો એક માત્ર વિરામ હતો.'

*

આઠ ટકોરા પડ્યા. મળસ્કે ચાર વાગ્યા હતા. આ અચાનક થયેલા અવાજથી એ વાત કહેનાર ચમકી ઊઠ્યો, અને એકદમ

બોલતો બંધ થઈ ગયો, પણ થોડી જ વારમાં સ્વસ્થ થઈને તેણે ફરી વાત શરૂ કરી.

'આ પછી જે કલાકો ગયા તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. મને લાગે છે કે મને તાવ આવ્યો હશે. હું એટલો બધો ચીડિયો થઈ ગયો હતો કે લગભગ ગાંડો જ કહેવાઉં. મને એમોક લાગ્યું હતું. હું મંગળવારે તે દરિયાકિનારા પરને શહેર પહોંચ્યો હતો અને બીજે દિવસે મેં સાંભળ્યું હતું કે તેનો પતિ શનિવારે આવવાની વકી હતી, એટલે તેની મુશ્કેલી માંથી તેને બચાવવાને મારી પાસે ચોખ્ખા ત્રણ દિવસ હતા. મને ખબર હતી કે એક ક્ષણ પણ નકામી જવા દેવાય એમ નથી—અને તે મને મળવાની નથી. તેને મદદ કરવાની મારી ઇચ્છાએ અને ( તેથી યે વિશેષ તો જો બની શકે તો ) મેં કરેલી ગાંડી માગણી બાબત માફી માગવાની મારી ઇચ્છાએ મારા મગજની અસ્વસ્થતામાં ઉમેરો કર્યો. એક એક સેકંડ કીમતી હતી. બધું એક તાંતણે લટકી રહ્યું હતું, અને હું એવી તો ખરાબ રીતે વર્ત્યો હતો કે તે મને પોતાની પાસે પણ નહિ જવા દે. ધારો કે તમે કોઈ માણસને ખૂનીથી ચેતવવા તેની પાછળ દોડતા હો, અને તે તમને જ ભાવિ ખૂની માની લે, અને તમારાથી ભાગીને વિનાશના મુખમાં ધસ્યો જાય. તે તો મને કેવળ હલકટ માગણી કરીને તેનું અપમાન કરનાર અને તેનો પીછો પકડનાર તરીકે જ ઓળખતી હતી અને અત્યારે હું પાછી તે જ માગણી તાજી કરવા માગતો હતો એમ માનતી હતી.

'આખી પરિસ્થિતિમાં સૌથી વિચિત્ર વસ્તુ જ એ હતી. મારી એક માત્ર ઇચ્છા તેને મદદ કરવાની હતી, અને તે મને મળે એમ નહોતું. હું તેને મદદરૂપ થવા કોઈ પણ ગુનો કરવા તૈયાર હતો, પણ તેને તેની ખબર નહોતી.

'બીજે દિવસે જ્યારે હું તેને ત્યાં ગયો ત્યારે પેલો ચીની છોકરો બારણે ઊભો હતો. મને લાગે છે કે હું જે ગાડીમાં આવ્યો હતો તેમાં

જ તે પણ પાછો આવ્યો હશે. તે ધ્યાન જ રાખ્યા કરતો હશે; કારણ જેવો હું દેખાયો કે તરત જ તે અલોપ થઈ ગયો—જો કે તે પહેલાં જ મેં તેના ચહેરા ઉપરના ઉઝરડા જોઈ લીધા હતા. કદાચ તે અંદર દોડી ગયો તેનો હેતુ મારા આવવાની ખબર આપવાનો જ અત્યારે હશે. હવે એ એક જ વિચાર મારા મગજને ભમાવી રહ્યો હતો કે આખરે તેને કદાચ સમજાયું હોય કે હું તેને મદદ કરવા માગું છું, અને કદાચ તે મને મળવા તૈયાર થઈ હોય. પણ તે છોકરાને જોતાં વેંત જ મને મારી શરમજનક વર્તણૂકની યાદ આવી અને મારું નામ અંદર મોકલવાની હિંમત કર્યા સિવાય હું બારણા આગળથી જ પાછો ફર્યો. હું પાછો ચાલ્યો આવ્યો; હું વેદના વહીને ચાલ્યો આવ્યો, જ્યારે તે કદાચ એટલી જ વેદનાપૂર્વક મારી રાહ જોઈ રહી હશે.

'આ અજાણ્યા શહેરમાં કંટાળાભર્યા કલાકો કેમ ગાળવા તે મને સમજાયું નહિ. આખરે મને જેનો પગ મોટર અકસ્માત પછી મેં સાજો કરી આપ્યો હતો તે વાઇસરેસિડન્ટને મળવા જવાનો વિચાર સૂઝ્યો. તે ઘેર જ હતો, અને મને જોઈને, બેશક તેને ઘણો આનંદ થયો. મેં તમને એ કહ્યું કે નહિ, કે હું ડચ લોકોના જેટલી જ છૂટથી ડચ બોલી શકું છું? હું બે વરસ હોલેંડની શાળામાં ભણ્યો હતો. અને જ્યારે લાઇપઝીગ છોડવાનો વખત આવ્યો ત્યારે ડચ સંસ્થાનની નોકરી સ્વીકારવાનું એ પણ એક કારણ હતું.

'આમ છતાં મારી રીતભાતમાં કંઈક વિચિત્રતા હોવી જોઈએ. મારો કૃતજ્ઞ દરદી ખૂબ વિનયથી વર્તતો હતો છતાં તે મારા તરફ કંઈ આશંકાપૂર્ણ દૃષ્ટિ નાખતો હતો, કેમ જાણે તેને ખબર ન પડી ગઈ હોય કે મને એમોક લાગ્યું છે! મેં તેને કહ્યું, 'હું બદલી માગવા આવ્યો છું. હવે મારાથી એક ઘડી પણ એ જંગલોમાં રહેવાય એમ નથી. મારે તાત્કાલિક શહેરમાં બદલી જોઈએ છે.' તેણે મારા તરફ શંકાભરી અને કોઈ પણ અભિપ્રાય વ્યક્ત ન કરતી, કેમ

જાણે કોઈ ડૉક્ટર પોતાના દરદી તરફ જોતો હોય એવી દષ્ટિ નાખી.

'તમારાં જ્ઞાનતંતુઓ થાકી ગયાં છે કે શું, ડૉક્ટર?' તેણે પૂછ્યું. 'હું એ બરાબર સમજું છું. આપણે તમારી ગોઠવણ કરીશું, પણ તમારે થોડો વખત થોભી જવું પડશે; ત્રણ ચાર અઠવાડિયાં—ત્યાં સુધીમાં તમારી જગ્યા સંભાળનાર કોઈ શોધી કાઢીશું.'

'ત્રણ ચાર અઠવાડિયાં!' હું બોલી ઊઠ્યો. 'મારાથી તો એક દિવસ પણ થોભાય એમ નથી!'

ફરી પેલી શંકાભરી દષ્ટિ પડી.

'મને લાગે છે કે તમારે એટલું વેઠી લેવું પડશે, ડૉક્ટર. તમારું મથક ખાલી તો ન જ રખાય. છતાં હું તમને વચન આપું છું કે હું આજ ને આજ ચાવી ફેરવવા માંડીશ.'

'હું મારા હોઠ કરડતો ત્યાં ઊભો રહ્યો અને તે વખતે મને પહેલ વહેલું સમજાયું કે હું કેવો પૂરેપૂરો ગુલામ બની ગયો હતો. મને તેના વચનની અને કાયદા કાનૂનોની સામે થવાનો વિચાર આવ્યો હતો; પણ તે કુનેહબાજ હતો, તે મારો ઋણી હતો, અને તે ખુલ્લી રીતે સંબંધ તોડવા તૈયાર નહોતો. મેં રોષપૂર્વક જવાબ આપવાનો નિર્ધાર કર્યો હતો તે કળી જઈને તેણે આગળ ચલાવ્યું:

'તમને ખબર છે કે તમે સાધુની પેઠે રહેતા આવ્યા છો, અને કોઈના પણ મગજને છટકાવવા માટે એટલું બસ છે. અમને બધાને ઘણી વાર નવાઈ લાગતી કે તમે કેમ કદી રજા માગતા નથી, કેમ કદી અમને મળવા અહીં આવતા નથી. અવાર નવાર આનંદી સોબતમાં ભળ્યા કર્યા હોત તો તમને ખૂબ લાભ થાત. આજે સાંજે ગવર્નમેન્ટ હાઉસમાં મેળાવડો છે. તમે મારી સાથે આવશો? આખી વસાહત ત્યાં આવશે—તમારે વિશે વારે વારે પૂછનાર અને તમારો પરિચય કરવા તલસનાર ઘણાં માણસો એમાં હશે.'

'આ સાંભળીને મારા કાન ખડા થયા. 'મારે વિશે પૂછનારા'

'મારો પરિચય કરવા તલસનાર?' તે બાઈ એમાં નહિ હોય? આ વિચારે મારા મગજ પર દારૂના જેવી અસર કરી. મને રીતભાતનું ભાન આવ્યું. મેં આમંત્રણ માટે તેનો આભાર માન્યો અને વહેલાં આવવાનું વચન આપ્યું.

'હું વહલો જ ગયો, અતિશય વહેલો! મારી અધીરાઈ મને ટકવા નહોતી દેતી, એટલે રેસિડન્સીના વિશાળ દીવાનખાનામાં દાખલ થનાર હું જ પહેલો હતો. એટલે મારે તો ત્યાં બેસી રહેવાનું હતું અને ખુલ્લે પગે આમથી તેમ દોડાદોડ કરતા, અને (મારી રોગિષ્ટ કલ્પનાને લાગ્યું કે) મારી પીઠ પાછળ મને હસતા દેશી નોકરોનાં હળવાં પગલાંનો અવાજ સાંભળ્યા કરવાનો હતો. પા કલાક સુધી એ શાંતિમાં હું જ એકલો મહેમાન હતો, અને નોકરોએ તૈયારી પૂરી કરી ત્યારે તો એ શાંતિ એટલી વધી ગઈ કે મારા ખિસ્સામાંની ઘડિયાળનો ટક ટક અવાજ પણ મને સંભળાવા લાગ્યો.

'ત્યાર પછી બીજા મહેમાનો આવવા લાગ્યા, કેટલાક સરકારી અમલદારો પોતાની પત્નીઓને લઈને આવ્યા હતા એટલે વાઇસ-રેસિડન્ટ હાજર થઈ ગયો અને તેણે મને ભારે હેતથી આવકાર આપ્યો અને તે મારી સાથે વાતે વળગ્યો. એમાં (મારા ધારવા પ્રમાણે) હું તાંતણો બરાબર જાળવી શક્યો હતો—પણ આખરે હું પાછો ક્ષુભિત થઈ ગયો અને થોથવાવ લાગ્યો.

'તે ઓરડામાં દાખલ થઈ, અને સારું થયું કે એ જ વખતે વાઇસરેસિડન્ટે મારી સાથેની વાત સમેટી લીધી અને બીજા કોઈ સાથે વાત કરવા માંડી, નહિ તો મને ખાત્રી છે કે મેં તેના તરફ પીઠ ફેરવી દીધી હોત. તેણે પીળાં રેશમી વસ્ત્રો પહેરેલાં હતાં, અને તે તેના હાથીદાંત જેવા ખભાને બરાબર શોભતાં હતાં; તે એક ટોળીમાં ઊભી ઊભી છટાથી વાત કરી રહી હતી. આમ છતાં, હું—જે તેનું દુઃખ જાણતો હતો તે—તેના સ્મિતની પાછળ ચિંતા જોઈ

શકતો હતો (અથવા જોઈ શકું છું એવું કલ્પતો હતો). હું જરા પાસે ગયો પણ તેણે મને જોયો નહિ, અથવા જોવાની પરવા કરી નહિ. એના તે સ્મિતે મને ફરી ગાંડો બનાવ્યો, કારણ હું જાણતો હતો કે એ બનાવટી હતું. 'આજે બુધવાર થયો,' મને વિચાર આવ્યો. 'શનિવારે એનો પતિ પાછો આવી પહોંચશે. તો પછી તે આટલી બધી લાપરવાહીથી શી રીતે હસી શકે છે? તે શી રીતે પોતાના પંખા સાથે ગેલ કરી શકતી હશે, અને તેને કચડીને ભાંગી નથી નાખતી?'

'હું તો અજાણ્યો માણસ હતો, છતાં એના ભાવિનો વિચાર કરીને હું થરથરતો હતો. હું એક અજાણ્યો માણસ બબ્બે દિવસ થયાં એના દુઃખે દુઃખી થતો હતો. એટલે એનું અટ્ટહાસ્ય અંતરમાં ચાલી રહેલા ધમસાણને ઢાંકવાના પડદા સિવાય બીજું શું હોઈ શકે?

'પાસેના ઓરડામાંથી સંગીતનો અવાજ આવ્યો. નૃત્ય શરૂ થવાનું હતું. એક આધેડ વયના અમલદારે તેને પોતાના સાથી તરીકે માગી લીધી. જેઓની સાથે વાત કરતી હતી તેમની માફી માગીને તે પેલાનો હાથ પકડી નૃત્યઘર તરફ ચાલી ગઈ. આમ તે મારી નજીક આવી અને તેણે મને જોયો ન હોય એ બને જ નહિ. એક ક્ષણભર તો તે ચોંકી ઊઠી, અને પછી (હું તેની સાથે ઓળખાણ કાઢવી કે કેમ તેનો નિર્ણય કરું તે પહેલાં જ) તેણે મારા તરફ જોઈને મિત્રભાવે માથું હલાવ્યું અને કહ્યું, 'ગુડ ઇવનિંગ ડૉક્ટર,' અને પછી તે આગળ ચાલી ગઈ.

'એ અછડતી દૃષ્ટિ પાછળ શું શું છુપાયું હતું તેની કોઈને કલ્પના પણ નહિ આવી હોય. ખરેખર, હું પોતે પણ મૂંઝવણમાં પડી ગયો હતો. તેણે શા માટે ખુલ્લી રીતે મારી સાથેનો સંબંધ સ્વીકાર્યો? શું તે સમાધાન કરવા માગતી હશે? હજી તે બચાવ જ કરતી હશે? શું તે માત્ર ઓચિંતી જ ઝપટાઈ ગઈ હશે? મને શી

રીતે ખબર પડે ? મને તો માત્ર એટલી ખબર હતી કે મારું અંતર છેક તળિયા સુધી હલી ઊઠયું હતું.

'તે નાચતી હતી તે હું જોઈ રહ્યો હતો. તેના હોઠ ઉપર આનંદનું સ્મિત ફરકતું હતું, અને મને ખબર હતી કે એ બધો વખત તે નાચના નહિ પણ હું જે વસ્તુનો વિચાર કરતો હતો, જે છૂપી વાત કેવળ હું અને તે બે જ જાણતાં જાણતાં હતાં, તેનો જ વિચાર કરતી હતી—આ વિચારથી મારી ચિંતા, મારી ઝંખના અને મારી મૂંઝવણ (જો શકચ હોય તો) વધી ગયાં. મને ખબર નથી કે બીજું કોઈ મને જોતું હતું કે નહિ, પણ મને ખાત્રી છે કે હું તેને જે ઉત્સુકતાપૂર્વક નિહાળતો હતો, અને તે જે બેપરવાહ દેખાડતી હતી તેની વચ્ચેનો વિરોધ નજરે ચડે એવો હતો. હું તેના સિવાય બીજા કોઈ તરફ જોઈ જ નહોતો શકતો, કારણ હું આખો વખત એ જ જો જો કરતો હતો કે તે એક વાર, એક ક્ષણને માટે પણ આ બુરખો ઉતારી નાખે છે કે નહિ. મારી સ્થિર દૃષ્ટિ તેને ગમી નહિ હોય. જ્યારે તે પોતાના સાથીદારના હાથ પર ઝૂકીને પાછી આવી ત્યારે તેણે મારા તરફ આંખોનો એક સત્તાવાહી અને રોષ-ભર્યો ઝબકારો ફેંકયો, કેમ જાણે મને જરા વધારે સંયમ પાળવા ન કહેતી હોય.

'પણ, મેં તમને સમજાવ્યું તે પ્રમાણે મને તો અમોક લાગ્યું હતું. મને બરાબર ખબર હતી કે એના આ દૃષ્ટિપાતનો અર્થ શો છે!' આમ મારા તરફ લોકોનું ધ્યાન ન ખેંચીશ. તારી જાતને કાબૂમાં રાખ.' આ જાહેર મેળાવડામાં જરા વિવેક વાપરવા તે મને કહી રહી હતી. મને વિશ્વાસ બેઠો કે હું જો શાંત રીતે ઘેર જાઉં તો તે આવતી કાલે મને જરૂર મુલાકાત આપશે; હું શિષ્ટતાથી વર્તું એટલું જ તેને જોઈતું હતું; તેને રખેને હું કંઈક નાટક કરી બેસું એવી (સકારણ) બીક હતી. બેશક, હું સમજતો હતો કે

તેને શું જોઈતું હતું; પણ મને એમોક લાગ્યું હતું, અને મારે ત્યાંને ત્યાંને તે જ ઘડીએ તેની સાથે વાત કરવી હતી. તે જે ટોળીમાં વાત કરતી હતી ત્યાં હું ગયો. તે બધાં જ મને અપરિચિત હતાં. આમ છતાં જંગલીની પેઠે હું ખભાં મારતો મારતો અંદર ઘૂસ્યો, અને ત્યાં જઈને હું તેની વાત સાંભળતો ઊભો રહ્યો. જો કે જ્યારે જ્યારે તેની આંખો ટાઢાશથી મારા ઉપર પડતી ત્યારે ત્યારે હું ફટકાવેલા કૂતરાની જેમ થરથરી ઊઠતો હતો. એ તો ઉઘાડું જ હતું કે ત્યાં મને કોઈ ઇચ્છતું નહોતું. કોઈ મારી સાથે એક શબ્દ પણ બોલ્યું નહિ, અને તેને મારા ઘૂસવાથી ખોટું લાગ્યું હશે એ પણ સ્પષ્ટ છે.

'હું નથી કહી શકતો હું ત્યાં ક્યાં સુધી ઊભો રહેત. કદાચ અનંત કાળ સુધી. હું મંત્રમુગ્ધ બની ગયેલો હતો. પણ તેને આ તાણ અસહ્ય થઈ પડી. એકાએક તેણે વાત બંધ કરી દીધી અને મનોહર અને નિર્ણાયક બેપરવાહીનો ભાવ ધારણ કરી કહ્યું: 'બસ, મને જરા થાક લાગ્યો છે એટલે હું વહેલી ચાલી જઈશ. માફ કરજો, ગુડનાઈટ!'

'બધાંની સાથે તેણે મને પણ એક મિત્રતાભર્યો નમસ્કાર કર્યો અને ફરીને ચાલવા માંડ્યું. હું તો તેના પીળા રેશમી ગાઉન ઉપરની સુડોળ, સફેદ, સુંવાળી પીઠ જોઈ જ રહ્યો અને શરૂઆતમાં (હું એટલો તો અંજાઈ ગયો હતો કે) મને ખ્યાલ પણ ન આવ્યો કે તે દિવસે સાંજે હું તેને ફરી જોવા પામવાનો નથી, અને જે અંતિમ સંધ્યાની હું મુક્તિની સંધ્યા તરીકે પ્રતીક્ષા કરી રહ્યો હતો તે તો તેની સાથે એક શબ્દ પણ બોલ્યા વિના ચાલી જવાની હતી. મને આ વાત સમજાઈ ત્યાં સુધી હું પૂતળું બનીને ઊભો રહ્યો. પછી...પછી....

'મેં કેવી ભારે મૂર્ખાઈ કરી તે જો મારે તમને સમજાવવું હોય તો મારે આખું ચિત્ર તમારી આગળ ખડું કરવું જોઈએ.

સિડન્સીનું એ વિશાળ દીવાનખાનું અત્યારે લગભગ ખાલી થઈ ગયેલું હતું. જો કે દીવા ઝગઝગાટ બળતા હતા. ઘણાંખરાં મહેમાનો નૃત્યઘરમાં નાચતાં હતાં, અને જેમનો આવી રીતે જોડી બંધાવાનો રસ ઊડી ગયો છે, તેવાં વૃદ્ધો બીજે ઠેકાણે પાનાં રમવા બેઠાં હતાં. માત્ર થોડી છૂટી છવાઈ ટોળીઓ અહીંતહીં વાતો કરતી હતી. આ વિશાળ દીવાનખાનાંને ચીરીને તે એવા ગૌરવ અને લાલિત્યપૂર્વક અને જતાં જતાં આને તેને વિદાયના નમસ્કાર કરતી કરતી ચાલી ગઈ કે હું તો ગાંડો જ થઈ ગયો. હું આખી પરિસ્થિતિ સમજ્યો ત્યાં સુધીમાં તો તે ખંડને બીજે છેડે પહોંચી ગઈ હતી અને બહાર જવાની તૈયારીમાં હતી. તે ક્ષણે, તે છટકી જવાની એ ભાન આવતાં, મેં તેની પૂંઠે દોડવા માંડયું, હા, દોડવા માંડયું, અને હું એ ચકચકતી ફરસબંધી ઉપર થઈને દોડયો ત્યારે મારા જોડા ખટખટ ખખડી ઊઠયા. બેશક, સૌ કોઈ મારા ભણી તાકી રહ્યું, અને હું એકદમ શરમાઈ ગયો—છતાં હું અટકી ન શકયો. તે બારણે પહોંચી ત્યાં તો મેં તેને પકડી પાડી અને તે મારા તરફ વળી. તેની આંખમાંથી આગ વરસતી હતી, તેનાં નસ્કોરાં તિરસ્કારથી ફાટું ફાટું થતાં હતાં.

'પણ મારામાં લગારે નહોતો તે આત્મસંયમ તેનામાં હતો, અને એક ક્ષણમાં તેણે પોતાના ક્રોધને કાબૂમાં લઈ લીધો અને તે હસી પડી. તરતબુદ્ધિથી, બધા સાંભળે માટે મોટે અવાજે તે બોલી :

'વાહ ડૉકટર, આખરે તમને મારા નાના બાળકનું પ્રિસ્ક્રિપશન સાંભર્યું ખરું! તમે વિજ્ઞાનીઓ વારે ઘડીએ ભૂલી જાઓ છો, ખરું?'

'પાસે ઊભેલા બે માણસો ખુશ મિજાજથી હસી પડયા. હું સમજી ગયો. મારી બેવકૂફીને તે જે ચતુરાઈથી છાવરી લેતી હતી તેની મેં પ્રશંસા કરી, અને મને તેનું સૂચન ઉપાડી લેવાની બુદ્ધિ

સૂઝી. મારી ખિસ્સાવહી કાઢીને તેમાંના કોરા પ્રિસ્ક્રીપશનોમાંથી એક ફાડીને માફી ગણગણતાં ગણગણતાં તેના હાથમાં આપી દીધું. મારી પાસેથી હસતાં હસતાં કાગળિયું લઈને 'ગુડનાઈટ!' કહીને તે ચાલી ગઈ.

'તેણે પ્રસંગ સંભાળી લીધો; પણ મને લાગ્યું કે મારે હવે કોઈ જાતની આશા રાખવા જેવું રહ્યું નથી. મારી અક્કલહીણી બેવકૂફીને કારણે તે મને ધિક્કારતી હતી, મરણ કરતાં પણ મારા પર વધારે ઘૃણા વરસાવતી હતી; અને (ગમે એટલી વાર હું ફરી ફરીને જઈશ તો યે) તે મને ફરી ફરીને પોતાને બારણેથી કૂતરાની જેમ હાંકી કાઢવાની છે.

'હું લથડિયાં ખાતો, ઠોકરાતો ઠોકરાતો દીવાનખાનામાં પાછો આવ્યો. લોકો મારી સામે આંખો ફાડીને જોઈ રહ્યા હતા. મારા દેખાવમાં કંઈ વિચિત્રતા હોવી જ જોઈએ એમાં શંકા નથી. પીણાંના ટેબલ આગળ જઈને હું ઉપરા ઉપરી ચાર પ્યાલા બ્રાન્ડી પી ગયો. મારા જ્ઞાનતંતુઓનાં પીંઝરે પીંઝરાં ઊડી ગયાં હતાં, અને આટલી બધી બ્રાન્ડી પીધી એને લીધે જ હું ટકી શક્યો. ચોર હોઉં એમ હું એક બાજુને બારણે થઈને લપાતો છુપાતો છટકી ગયો. કોઈ મને રાજ-ગાદી આપવા તૈયાર થયું હોત તો યે હું પાછો તે દીવાનખાનામાં ન જાત, લોકોની ઉપહાસ ભરી દૃષ્ટિ ન વેઠત. પછી મેં શું કર્યું? મને ભાગ્યે જ કશું યાદ છે. એક પાનગૃહમાંથી બીજામાં જઈને મેં દારૂ પી પીને બધું ભૂલી જવાનો પ્રયત્ન કર્યો; પણ કશાથી મારી ચેતના મંદ પડી નહિ. જે હાસ્યે મને પહેલ વહેલો ગાંડો બનાવ્યો હતો અને જે કૃત્રિમ હાસ્ય વડે તેણે મારી હેવાનિયતને તે સાંજે છાવરી લીધી હતી, તે આ ક્ષણે પણ હું સાંભળી શકતો હતો. કુરજા ઉપર ફરતાં ફરતાં મેં નીચે પાણીમાં જોયું અને મારી પિસ્તોલ સાથે નહોતો લાવ્યો, એનો મને ભારે પસ્તાવો થયો, નહિ તો મેં મારું

મગજ ઉડાવી દીધું હોત અને એ શાંત જળમાં પડતું મૂક્યું હોત. મારું મન આ પિસ્તોલના વિચાર ઉપર સ્થિર થયું, અને મેં મારી જાતનો અંત આણવાનો નિશ્ચય કર્યો. હું થાકીને પાછો હોટેલમાં ગયો.

'મેં મળસ્કે મારી જાતે પિસ્તોલ ન ખાધી એનું કારણ, ખરું માનજો, કાયરતા નહોતી. મારા વિચારોના ત્રાસમાંથી આ મને છોડવશે, એવી ખાત્રીપૂર્વક ઘોડો દાબી દેવામાં મને ખૂબ આનંદ પડત. હું ફરજના ખ્યાલથી, ફરજના કમબખ્ત ખ્યાલથી પીડાતો હતો. હજી કદાચ તેને મારી જરૂર પડશે, તેને બેશક મારી જરૂર છે જ, એ વિચાર મારું મગજ ભમાવી રહ્યો હતો. આ ગુરુવારની સવાર તો થઈ. બે દિવસમાં તેનો પતિ પાછો આવશે. મને ખાત્રી હતી કે આ વાત પકડાઈ જાય અને એને જે શરમ વેઠવી પડે તે વેઠવા એ કદી જીવતી રહેવાની જ નથી. આ વિચારો વારંવાર ઘૂંટતો અને મારી જે અધીરાઈ અને ભૂલોને કારણે તેને મદદ કરવાનું મારે માટે અશક્ય થઈ પડ્યું હતું તેના ઉપર શાપ વરસાવતો કલાકો સુધી મારા ઓરડામાં આંટા મારવા લાગ્યો. હવે મારે એની પાસે શી રીતે જવું? મારે એની શી રીતે ખાત્રી કરાવવી કે હું કેવળ એને મદદ કરવાનું મળે એ જ ઇચ્છતો હતો? તે મને મળશે જ નહિ, તે મને મળશે જ નહિ. કલ્પનામાં જ મેં તેનું ભયાનક હાસ્ય સાંભળ્યું, અને તિરસ્કારમાં ફાટફાટ થતાં તેનાં નસ્કોરાં જોઈ રહ્યો. ઉષ્ણ પ્રદેશનો પો ફાટ્યો અને જોતજોતામાં પ્રભાતનો સૂર્ય વરંડામાં પ્રકાશવા લાગ્યો ત્યાં સુધી મેં મારા દસ ફૂટના ઓરડામાં આંટા માર માર કર્યા. તમને ખબર છે કે ઉષ્ણ પ્રદેશમાં છ વાગે ત્યાં તો બધાં ઊઠીને કામે પણ ચડી ગયાં હોય છે.

'હું એક ખુરસીમાં પડ્યો અને થોડા લેટરપેપર લઈને તેને પત્ર લખવા બેઠો. મેં જે મનમાં આવ્યું તે બધું જ લખ્યું, કાલાવાલા કર્યા, તેની માફી માગી, હું તો ગાંડો છું, દુષ્ટ છું એમ જાહેર

કર્યું, મારા ઉપર વિશ્વાસ રાખવા અને છેવટે પોતાની જાતને મારા હાથમાં સોંપવા વિનંતી કરી. મેં કસમપૂર્વક તેને ખાત્રી આપી કે ત્યાર પછી હું શહેરમાંથી, વસાહતમાંથી અને જો તેની ઇચ્છા હશે તો દુનિયામાંથી પણ ચાલ્યો જઈશ. એ મને માફ કરે, મારા ઉપર વિશ્વાસ રાખે, અને આ કટોકટીને પ્રસંગે મને મદદ કરવા દે એટલી જ મારી ઇચ્છા હતી.

'મેં વીસ પાનાં ભરી કાઢ્યાં. એ કાગળ ખૂબ ઢંગધડા વગરનો બન્યો હશે—કોઈ ગાંડા માણસે લખ્યો હોય, અથવા કોઈ સન્નિપાતવાળાએ લખ્યો હોય એવો બન્યો હશે. જ્યારે મેં તે પૂરો કર્યો ત્યારે હું પરસેવાથી નાહી નીકળ્યો હતો, અને હું ઊભો થયો ત્યારે આખો ઓરડો ચકર ચકર ફરતો હતો. એક પ્યાલો પાણી ઉતારી જઈને, મેં જે લખ્યું હતું તે વાંચી જવાનો મેં પ્રયત્ન કર્યો, પણ મારી નજર આગળ અક્ષરો નાચવા લાગ્યા. મેં પરબીડિયું લેવા હાથ લંબાવ્યો, અને ત્યારે મને સૂઝયું કે તેને હલમલાવી મૂકે એવું કંઈક ઉમેરવું જોઈએ. ફરી વાર કલમ ઝડપી લઈને છેલ્લા પાનાની પાછળ મેં ઘસડી કાઢયું: 'અહીં હોટેલમાં મારીના સમાચારની રાહ જોઈશ. રાત પહેલાં જો કંઈ ખબર નહિ મળે તો હું ગોળી ખાઈને મરી જઈશ.'

'પત્ર બીડીને મેં એક નોકરને બૂમ પાડી અને તરત ને તરત કાગળ પહોંચાડી આવવા કહ્યું. હવે મારે જવાબની રાહ જોવા સિવાય બીજું કશું કરવાનું હતું નહિ.'

*

જાણે આ ગાળાનો પડઘો પાડવા માટે હોય એમ તે થોડી મિનિટ થોભ્યો અને પછી ફરી બોલવા લાગ્યો. તેના શબ્દો નવા બળપૂર્વક વહેવા લાગ્યા.

'મારે માટે ખ્રિસ્તી ધર્મ અર્થ વગરનો થઈ પડયો છે. સ્વર્ગ અને નરકની જૂની વાતોની મારા ઉપર હવે કશી અસર થતી નથી,

પણ જો નરક ખરેખર હોય તો પણ મને એની ઓછી જ બીક લાગે, કારણ મેં હોટેલમાં ગાળેલા એ થોડા કલાકો કરતાં વધુ ભયંકર નરક હોઈ શકે જ નહિ. એ મારી નાની ઓરડી બપોરના તાપથી ભઠ્ઠી જેવી તપી ગઈ હતી. ઉષ્ણ પ્રદેશોમાં હોટેલની ઓરડીઓ કેવી હોય છે, તે તમે જાણો જ છો—એક બિછાનું, એક ટેબલ અને એક ખુરસી. ટેબલ ઉપર કશું જ નહિ, એક ઘડિયાળ અને એક પિસ્તોલ. ટેબલની સામે ખુરસી ઉપર બેસીને એક માણસ ઘડિયાળ અને પિસ્તોલ તરફ તાકી રહ્યો છે—એણે નથી કશું ખાધું કે નથી કશું પીધું, બીડી સુદ્ધાં તાણ્યા વગર તે ત્યાં હાલ્યા ચાલ્યા વગર બેઠો છે અને ઘડિયાળના ચંદા તરફ મીટ માંડીને સેકંડ કાંટાને પોતાનાં અનંત ચક્કરો ફરતો જોઈ રહ્યો છેઃ એ રીતે રાહ જોઈ જોઈને મેં દિવસ પૂરો કર્યો—અને છતાં, જો કે હું ત્યારે સ્થિર થઈને બેઠો હતો, છતાં હું અમોક લાગેલા કોઈ મલાયાની પેઠે અથવા હડકાયા કૂતરાની પેઠે, વિનાશને માર્ગે ગાંડો થઈને ધસી રહ્યો હતો.

'બસ, હવે હું એ કલાકોનું વર્ણન કરવાનો વધુ પ્રયત્ન નહિ કરું. હું એટલું જ કહીશ કે કોઈ પણ માણસ આવા સમયમાં શી રીતે જીવતો રહી શકે છે, અને મગજ ખોઈ બેસતો નથી એ જ મને તો સમજાતું નથી.

'ત્રણને બાવીસ મિનિટે (મારી આંખો હજી ચંદા ઉપર જ ચોંટેલી હતી.) બારણા ઉપર કંઈક ટકોરો પડ્યો. એક દેશી જુવાનિયો હાથમાં કાગળની ચબરકી લઈને—પરબીડિયું નહિ—આવ્યો હતો. મેં તેના હાથમાંથી તે એકદમ ખેંચી લીધી એટલે હું ખોલું તે પહેલાં તો તે ચાલ્યો પણ ગયો. પછી, પહેલી વાત તો એ કે હું ચિઠ્ઠી વાંચી જ ન શક્યો. અહીં અંતે એણે જવાબ આપ્યો હતો પણ તેના શબ્દો મારી આંખ આગળ નાચતા હતા! મને તેનો કંઈ અર્થ નહોતો સમજાતો, મારે મારું માથું ઠંડા પાણીમાં બોળીને મારા

મગજને શાંત કરવું પડ્યું, ત્યારે મારું ચિત્ત ઠેકાણે આવ્યું અને પેનસિલે લખેલા અંગ્રેજીનો મને અર્થ સમજાયો:

'બહુ મોડું થયું! છતાં તમે હોટેલમાં જ રહેજો. કદાચ મારે તમને છેવટે બોલાવવા પડે.'

'એ ચોળાયલા પાના ઉપર કોઈની સહી નહોતી—કોઈ નિવેદન કે એવા કશાકમાંથી એક બાજુ કોરું ફાડી દીધેલું એ પાનું હતું. લખાણ અસ્થિર હતું, કદાચ ક્ષોભને લીધે પણ હોય, કદાચ ચાલતી ગાડીએ લખ્યું હોય એટલે પણ હોય. મને શી ખબર પડે? મને તો માત્ર એટલી ખબર પડી કે ચિંતા, ઉતાવળ, ભય એમાંથી ડોકિયાં કરતાં હતાં; તેણે મને બરાબર પકડમાં લીધો, અને છતાં મને આનંદ થતો હતો, કારણ કે કમમાં કમ તેણે મને પત્ર તો લખ્યો હતો. મારે જીવતા રહેવું જોઈએ, કારણ, કદાચ તેને મારી જરૂર પડે, કદાચ તે મને આખરે મદદ કરવા પણ દે. હું ગાંડી ગાંડી કલ્પનાઓ અને આશાઓમાં રાચવા લાગ્યો. મેં તે ટૂંકા ને ટચ શબ્દો વારેવારે વાંચ્યા, અનેક વાર તેને ચુંબન કર્યું; હું શાંત પડ્યો અને નિદ્રા અને જાગ્રતિની વચમાંની અવસ્થામાં ચાલ્યો ગયો, જ્યાં સમયનો કશો અર્થ નહોતો—અમે ડૅાકટરો એને 'કોમા–વિજિલ' કહીએ છીએ.

'કલાકો સુધી આ ચાલ્યું હશે. જ્યારે હું ચમકીને જાગ્યો ત્યારે મળસ્કું થવા આવ્યું હતું એટલે છ તો જરૂર વાગવા આવ્યા હશે. બારણું કોઈએ ફરી ખખડાવ્યું હતું? હું ધ્યાનપૂર્વક સાંભળી રહ્યો, પછી એમાં કશી શંકા ન રહી—કોઈ ધીમેથી પણ વારેવારે બારણું ઠોકતું હતું. લથડતાં લથડતાં (કારણ મને ચકરી અને મૂર્છા આવતી હતી) હું એકદમ બારણા પાસે ધસી ગયો. ત્યાં ચાલમાં પેલો ચીની છોકરો ઊભો હતો. હજી એટલું અજવાળું તો હતું કે મેં મારેલા મારનાં ચિહ્નો—કાળી આંખ અને ઉઝરડાયલી દાઢી જ નહિ પણ તેનો પીળો ચહેરો ધોળો પૂણી જેવો બની ગયો હતો એ પણ હું જોઈ શક્યો.

'સાહેબ, જલદી ચાલો.' એટલું જ તે બોલ્યો.

'હું દોડતો નીચે ગયો, પેલો છોકરો મારી પૂંઠે પૂંઠે આવ્યો. એક ગાડી ઊભેલી હતી. અમે કૂદીને અંદર બેઠા.

'શું થયું છે?' ગાડીવાળાએ અમારા કહ્યા વગર જ ગાડી હાંકી મૂકી એટલે મેં પૂછ્યું.

'છોકરો મારા તરફ જોવા લાગ્યો, તેના હોઠો ધ્રૂજવા લાગ્યા, પણ તે એક શબ્દ પણ બોલ્યો નહિ. મેં મારો પ્રશ્ન ફરી વાર પૂછ્યો: છતાં તે મૂંગો જ રહ્યો. મને એવો ક્રોધ ચડ્યો કે એક લગાવી દઉં. આમ છતાં શેઠાણી પ્રત્યેની એની નિષ્ઠા અને ભક્તિ જોઈને હું પીગળી ગયો, અને એથી મેં મારા મગજને કાબૂમાં રાખ્યું. એ જો નહિ બોલવાનો હશે તો નહિ જ બોલે; એમાં મારું કંઈ નહિ ચાલે.

'ગાડીવાળો પોતાનાં ટટવાંને ફટકારતો હતો, એટલા તો વેગથી હાંકતો હતો કે લોકોને છૂંદાતા બચવા જીવ લઈને રસ્તામાંથી કૂદવું પડતું હતું. અમે યુરોપિયન લત્તો છોડીને જવાની અને મલાયા લત્તામાં થઈને ચીના લત્તામાં જતા હતા એટલે રસ્તાઓ લોકોથી ઊભરાતા હતા. અહીં ગાડી એક સાંકડી ગલી આગળ ખખડી ગયેલા ઘર પાસે ઊભી રહી. એ જગ્યા ભ્રષ્ટ હતી. આગલા ભાગમાં મીણબત્તીવાળી એક નાની દુકાન હતી અને જોડેના મકાનમાં એક ગંદી હોટેલ હતી—પૂર્વનાં બધાં જ મોટાં શહેરોમાં ચીનાઓ ચલાવે છે તેવી, જેમાં અફીણનો અડ્ડો, વેશ્યાઘર, ચોરોનું રસોડું અથવા ચોરીનો માલ રાખનારની વખાર હોય છે.

છોકરાએ બારણું ઠોક્યું. એક બે ઈંચ જેટલું તે ઊઘડ્યું અને કંટાળો આવે એવી લાંબી ચર્ચા શરૂ થઈ. અધીરો થઈને હું પણ ગાડીમાંથી કૂદીને બહાર આવ્યો અને બારણે ખભો અડાડી તેને હડસેલીને મેં ઉઘાડ્યું—એક આધેડ વયની ચીની બાઈ બૂમ પાડતી

દોડતી ચાલી ગઈ. હું તે રસ્તે રસ્તે ઉતાવળો ઉતાવળો બીજા એક બારણા આગળ પહોંચ્યો અને પેલો છોકરો મારી પાછળ પાછળ આવ્યો. એ બારણું ઉઘાડી હું એક અંધારા ઓરડામાં પેઠો જેમાંથી બ્રાંડીની અને લોહીની વાસ આવતી હતી. કોઈ દુઃખની ચીસો નાખતું હતું. અંધારામાં હું કશું જ જોઈ ન શક્યો પણ ફંફોસતો ફંફોસતો અવાજની દિશામાં ગયો.'

ફરી તે અટક્યો. ફરી જ્યારે તેણે બોલવાનું શરૂ કર્યું ત્યારે ડૂસકાં અને શબ્દો બંને સરખે ભાગે નીકળતાં હતાં.

'હું ફંફોસતો ફંફોસતો અવાજની દિશામાં ગયો—અને ત્યાં તે એક ફાટેલી મેલી સાદડી ઉપર વેદનાથી અમળાઈને ઊંહકારા–સિસકારા કરતી હતી. ઓરડો એવો અંધારો હતો કે હું તેનું મોઢું ન જોઈ શક્યો. મેં મારો હાથ લંબાવીને તેનો હાથ શોધી કાઢ્યો તો તે ધગધગી ગયેલો હતો. તેને પુષ્કળ તાવ ચડ્યો હતો. શું થયું હતું એ સમજતાં જ હું થથરી ઊઠ્યો. મેં જે મદદ આપવાની ના પાડી હતી તે મેળવવા માટે તે આ ગંદા ઘોલકામાં આવી હતી, અને તેણે કોઈ ચીની દાયણને શોધી કાઢી હતી, એ આશામાં કે આમ કરવાથી હું જે ગુપ્તતા જાળવીશ એવો તેને વિશ્વાસ નહોતો તે જળવાશે. મારી દેખરેખમાં આવવા કરતાં, ચાલમાં મેં જે ડાકણને જોઈ હતી તેની પાસે તે આવી હતી, અને એ ઊંટવૈદની પાસે પોતાના બેહાલ કરાવ્યા હતા, કારણ કે હું ગાંડાની જેમ વર્ત્યો હતો, અને મેં તેનું એવું ભયંકર અપમાન કર્યું હતું કે હું જે મદદ કેવળ મારી રાક્ષસી માગણી સ્વીકારવામાં આવે તો જ આપવા તૈયાર હતો તે લેવા કરતાં તેણે ગમે તે જોખમ ઉઠાવવાનું બહેતર ધાર્યું હતું.

'મેં દીવા માટે બૂમ પાડી, અને પેલી ઘૃણાજનક ડચરી ગંધાતો અને ધુમાડિયો ઘાસતેલનો ખડિયો લઈ આવી. મને તેનું ડોકું મરડી નાખવાનું મન થયું—પણ એથી શો ફાયદો થવાનો

હતો ? તેણે દીવો નીચે ટેબલ પર મૂકી દીધો; અને હવે એના પીળા પ્રકાશમાં હું લાચાર શહીદ બનેલી દેહ જોઈ શક્યો.

'ત્યાર પછી, એકાએક મારા મગજમાં પ્રકાશ થયો. મારું ગાંડપણુ ચાલ્યું ગયું, મારો ક્રોધ ભુલાઈ ગયો, એટલા વખત પૂરતો તો આવી પરિસ્થિતિ ઊભી કરનાર દુષ્ટ મનોદશા પણુ હું ભૂલી ગયો. ફરીથી હું ડૉકટર બની ગયો. મારી પાસે કુશળતા અને જ્ઞાન બંને હતાં અને એક પીડાતા માનવને બચાવવા તેનો ઉપયોગ કરવાને મને તાકીદનું તેડું આવ્યું હતું. હું મારી કમનસીબ જાતને વીસરી ગયો; અને નવજાગ્રત બુદ્ધિના ચમકારથી મૃત્યુના દૂત સાથે ઝઘડવાને તૈયાર થઈ ગયો.

'થોડી વાર પહેલાં જ હું જેને માટે તલસતો હતો તે નગ્ન કાયા ઉપર મેં મારા હાથ ફેરવ્યા. અત્યારે એ કેવળ મારા દરદીની દેહ બની ગઈ હતી. એ મારે મન મૃત્યુ સાથે ઝઘડતા પ્રાણુનું કેવળ અધિષ્ઠાન હતું, વેદનાથી આમળા ખાઈ ગયેલ કોઈ માનવીનો દેહ હતો. જેના ચિત્તની સ્વસ્થતા ઉપર બધો આધાર હતો એવો કુશળ ડૉકટર હું બની ગયો હતો, એટલે મારે હાથે લાગેલું તેનું લોહી મને ભયંકર નહોતું લાગતું. એક તદ્દિદ તરીકે મેં તેના જોખમનું મહત્ત્વ જોઈ લીધું.

'મેં જોયું કે બધું પરવારી ગયું છે, હવે તો ચમત્કાર થાય તો જ એ બચે. તેનો એવી ખરાબ રીતે ઉપચાર કરવામાં આવ્યો હતો કે તેના જીવનસમું લોહી ઝપાટાભેર વહી જતું હતું. અને એ પ્રવાહને રોકવામાં હું વાપરી શકું એવું આ ગંધાતા ઘોલકામાં શું હતું ? જે કંઈ મારી નજરે ચડતું, જે કંઈ હું હાથમાં લેતો તે ગંદું જ માલમ પડતું. એક ચોખ્ખું કૂંડું કે ચોખ્ખું પાણી પણ ત્યાં નહોતું !

'અમારે તમને આ ઘડીએ ઇસ્પિતાલમાં ખસેડવાં પડશે,' મેં કહ્યું. એ સાંભળતાં જ શરીરની વેદનામાં મનની વેદનાનો ઉમેરો

થયો અને તેણે વિરોધમાં દેહ આમળી.

'ના,' તે ધીમે અવાજે બોલી, 'ના, ના. એના કરતાં તો હું મરી જઈશ. કોઈને ખબર ન પડવી જોઈએ. મને ઘેર લઈ જાઓ, ઘેર!'

'હું સમજી ગયો. તેને પોતાના પ્રાણ કરતાં પ્રતિષ્ઠા વધારે વહાલી હતી. હું સમજી ગયો અને તેના કહ્યા પ્રમાણે મેં કર્યું. પેલો છોકરો એક ડોળી લઈ આવ્યો. અમે તેને ઊંચકીને તેમાં મૂકી, અને તેને અધમૂઈ હાલતમાં રાતોરાત ઘેર લઈ ગયા. નોકરોના ભયત્રસ્ત પ્રશ્નો અને ઉદ્‌ગારોને ગણકાર્યા વિના અમે તેને તેના ઓરડામાં લઈ ગયા. ત્યાર પછી યુદ્ધ શરૂ થયું, મૃત્યુ સામેનું લાંબું અને વ્યર્થ યુદ્ધ.'

*

તેણે મારો હાથ એવા જોરથી પકડ્યો કે આશ્ચર્ય અને વેદનાથી બૂમ ન પાડવી એ મુશ્કેલ હતું. તેનું મોં એટલું પાસે હતું કે તેના દાંતની સફેદ ઝલક અને તારામાં ચમકતાં ચશ્માંના કાચની ઝાંખી ચમક હું જોઈ શકતો હતો. તે એવા હૃદયના ઊંડાણમાંથી અને એવા ભયાનક રોષથી બોલતો હતો કે તેનો અવાજ ફૂંફાડા અને ચીસની વચમાંની કોઈ વસ્તુની પેઠે મારા ઉપર અથડાતો હતો.

'તમે મને બિલકુલ અપરિચિત છો, દિવસના અજવાળામાં મેં તમને કદી જોયા નથી, તમે (મારા ધારવા પ્રમાણે) મનની મોજ ખાતર જગતના પ્રવાસે નીકળેલા છો, તમને ખબર છે કે કોઈને મરતું જોતાં શું શું થાય છે? મૃત્યુની યાતના સહન કરતા કોઈની પાસે તમે કદી બેઠા છો, છેલ્લા દ્વંદ્વયુદ્ધમાં આમળા ખાતું શરીર, અને શૂન્યમાં નહોરિયાં ભરતા આંગળીના ભૂરા નખો તમે જોયા છે? ગળામાં ચાલતો ઘોઘરો સાંભળ્યો છે? મરનારની આંખમાંનો અનિર્વચનીય ભય કદી નિહાળ્યો છે? તમને કદી એ ભયાનક અનુભવ થયો છે?—લહેરથી જગત ખૂંદવા નીકળ્યા છો અને ફરજની લાંબી

ચોડી વાતો કરો છો તે કદી આવો અનુભવ થયો છે ?

'મેં ડોકટર તરીકે અનેક વાર આ બધું જોયું છે, અને વૈદ્કીય બનાવ તરીકે મેં મૃત્યુનો અભ્યાસ પણ કર્યો છે, પણ એ પૂરેપૂરા અર્થમાં એનો અનુભવ તો મને ફક્ત એકજ વાર થયો છે ફક્ત એકજ વાર હું બીજાને જીવને જીવ્યો છું અને બીજા મરણે મૂઓ છું. થોડીજ રાતો પહેલાં જ્યારે હું પેલો ભયાનક ઉજાગરો કરી રહ્યો હતો, વહી જતા લોહીને અટકાવવાનો કોઈ માર્ગ શોધવા મારી નજર આગળ તેને ખાખ કરી રહેલા તાવને ઠારવાનો કોઈ ઉપાય શોધવા, સામે દેખાતા મૃત્યુને ખાળવાની કોઈ તરકીબ શોધવા હું જ્યારે મારું મગજ પટકી રહ્યો હતો, ત્યારે એકજ વાર મેં તે અનુભવ્યું છે.

'કોઈ માણસ ડોકટર હોય, વૈદ્યક શાસ્ત્રનો પૂરેપૂરો જ્ઞાતા અને અનુભવી હોય, અને (તમે મહાત્માની પેઠે કહો છો તેમ) જેની પહેલી ફરજ મદદ કરવાની હોય,—તેને લાચાર થઈને મરનારની પથારી પાસે બેસી રહેવું પડે; અને પોતાનું ગમે તેટલું જ્ઞાન હોવા છતાં એને કશીજ મદદ કરી શકે એમ નથી એવા જ્ઞાન સાથે તેની ધીમે ધીમે મંદ પડતી અને અંતે અદૃશ્ય થતી નાડ જોયા કરવી પડે, ત્યારે તેની શી દશા થતી હશે, તે તમે સમજી શકો છો ? મારા હાથ બંધાઈ ગયેલા હતા ! હું તેને ઇસ્પિતાલમાં લઈ જઈ શકું એમ નહોતું, જ્યાં તેને તક આપવા કંઈક કરી શકાયું હોત. હું કોઈને મદદમાં પણ બોલાવી શકું એમ હતું નહિ. એટલે મારે તો દેવળ આગળ બેઠેલી સફરજન વેચનારી ડોસીની પેઠે અર્થહીન પ્રાર્થનાઓ ગણગણવાની, અસ્તિત્વહીન દેવતા સામે વ્યર્થ ક્રોધમાં મુઠ્ઠીએ ઉગામવાની અને તેને મરતી જોવાનીજ રહી હતી.

'તમને સમજાય છે ? સમજો છો ? મને માત્ર એટલુંજ નથી સમજાતું કે આટઆટલા ભયંકર કલાકો ગાળ્યા પછી પણ માણસ

શી રીતે જીવતો રહે છે? કેમ માણસ મરનારની સાથે જ મરી જતો નથી? શી રીતે માણસ બીજે દિવસે સવારે ઊઠીને દાંત સાફ કરતો હશે અને નેકટાઈ પહેરતો હશે? અને જેમ હું જેને બચાવવાને ખાતર મારું સર્વસ્વ આપી દેવા તૈયાર હતો તેને સદાને માટે શૂન્યમાં સરી જતી જીવનમાં પહેલી જ વાર મેં જોઈ હતી એવો જેને અનુભવ થયો હોય, તે શી રીતે એ પછી પણ સાધારણ રીતે જીવન ગાળી શકે?

'એ ઉપરાંત મારે એક વધારાની યાતના પણ ભોગવવાની હતી. હું તેના બિછાના આગળ બેઠો હતો (તેની વેદના હળવી કરવા માટે મેં અફીણનું ઇન્જેકશન આપ્યું હતું, અને અત્યારે તે ધોળા પૂણી જેવા ગાલે શાંત પડેલી હતી) ત્યારે એક સ્થિર દૃષ્ટિ મારી પીઠને વીંધી રહી હતી એવું મને સતત લાગ્યા જ કરતું હતું. પેલો ચીની છોકરો પલાંઠી વાળીને ભોંય ઉપર બેઠો હતો અને પોતાની ભાષામાં પ્રાર્થનાઓ ગણગણ્યા કરતો હતો. જ્યારે જ્યારે હું તેના તરફ નજર કરતો ત્યારે ત્યારે તે મારી સામે વિનંતીપૂર્ણ નજરે જોતો, કેમ જાણે કોઈ શિકારી કૂતરો મદદ ન માગતો હોય. કોઈ દેવ આગળ હાથ જોડતો હોય તેમ તેણે મારી આગળ હાથ જોડ્યા, અને હું તો નમાલો અને શક્તિહીણો હતો, મને ખબર હતી કે બધું નકામું હતું, જમીન ઉપર ચાલતા એક કીડા જેટલો જ હું તે ઓરડામાં નિરુપયોગી હતો. તે આવી રીતે મારી પ્રાર્થના કરતો હતો, અંધતાપૂર્વક એમ માની બેઠો હતો કે તેની નજર આગળ અને પ્રાર્થના દરમિયાન જે બાઈનું જીવન વહી રહ્યું હતું તેને મારું કૌશલ બચાવી શકશે, એને લીધે મારી યાતનામાં ઉમેરો થતો હતો.

'તેની આ ઉત્સુક આકાંક્ષાભરી નજરથી મને એટલું બધું ખરાબ લાગતું હતું કે મને બૂમ પાડવાનું અને તેને પગ નીચે ખૂંદી નાખવાનું મન થતું હતું. અને આમ છતાં મને એમ લાગતું હતું કે અમે બંને જણા તે મરણોન્મુખ બાઈ પ્રત્યેના અમારા ભાવના અને

જે ગુપ્ત વાત અમે બંને જણ જાણતા હતા તેના સૂત્રથી બે
બંધાયલા હતા.

'ચોકી કરતા કોઈ પ્રાણીની પેઠે તે મારી પાછળ સંકોડાઈ બેઠો હતો; પણ જે ક્ષણે હું કંઈક માગતો કે તરત જ તે જાગ્ર થઈ જતો, અને ચપળતાપૂર્વક તે લઈ આવતો, એવી આશામાં હજી યે કામ આવી શકે એવું કંઈક મને સૂઝી આવ્યું હશે. તેણે તેન જિંદગી બચાવવા પોતાનું લોહી આપ્યું હોત. મને એની ખાત્રી છે મેં પણ આપ્યું હોત. પણ જ્યાં લોહી વહી જતું અટકાવવાનો કશે ઉપાય નહોતો ત્યાં લોહી આપવાનો (મારી પાસે સાધનો હોત તે યે) વિચાર કરવાનો શો અર્થ હતો? એથી તો તેની યાતના માત્ર લંબાઈ હોત. પણ આ ચીની છોકરો તેને માટે મરવા તૈય થાત—હું પણ થાત, એવો તેનો પ્રભાવ હતો. અને છતાં મારા તેને લોહી વહી જવાથી મરી જતી બચાવવાની શક્તિ નહોતી!

'પરોઢિયે પરોઢિયે તેને ભાન આવ્યું, દવાના ઘેનમાંથી તે જા તેણે આંખો ઉઘાડી, હવે એમાં ગુમાન કે ટાઢાશ રહ્યાં નહોતાં. તે ઓરડામાં ચારે બાજુએ જોયું ત્યારે તેમાં તાવની ગરમી ચમક હતી. મારા ઉપર નજર પડતાં ક્ષણભર તો તે ગૂંચવાઈ ગઈ, અ આ અજાણ્યો માણસ કોણ છે, એ યાદ કરતાં યે તેને મહેનત પ ત્યાર પછી તેને યાદ આવ્યું. પહેલાં તો તેણે મને દુશ્મન ભાવે જો અને મને પાછો કાઢવા માટે હાથ હલાવ્યો, અને જો શક્તિ હો તો મારી આગળથી ભાગી ગઈ હોત એમ ઇશારતથી સૂચવ ત્યાર પછી મગજ શાંત પડતાં તેણે મારા તરફ વધારે શાંતિ જોયું. તેના શ્વાસ મહા મહેનતે ચાલતા હતા; તે બોલવાનો પ્રયત કરતી હતી; તેને બેઠા થવું હતું, પણ નબળાઈ ખૂબ હતી. તેને એ પ્રયત્ન ન કરવાનો આગ્રહ કરી હું તેની ઉપર વાંકો વળ્યો જે તેનો ઝીણામાં ઝીણો ઉચ્ચાર પણ સાંભળી શકાય. તે મારા ત

દયાજનક રીતે જોઈ રહી, તેના હોઠ ઊઘડચા, અને તેમાંથી અતિ મૃદુ શબ્દોચ્ચાર થયો:

'કોઈને ખબર તો નહિ પડે ને? કોઈને?'

'કોઈને નહિ પડે,' અંતરના વિશ્વાસથી મેં જવાબ આપ્યો. 'કદી કોઈને ખબર નહિ પડે.'

'તેની આંખો હજી અસ્વસ્થ હતી. ભારે પ્રયત્ન કરીને તે આટલા શબ્દો બોલી શકી:

'સોગંદ લો કે કોઈને ખબર નહિ પડે. સોગંદ લો.'

'મેં મારો હાથ ગંભીરતાપૂર્વક ઊંચો કર્યો અને ધીમે સ્વરે હું બોલ્યો: 'હું તમને વચન આપું છું.'

'આટલી બધી નબળી પડી ગયેલી હતી છતાં તેણે મારા તરફ ભાવથી અને કૃતજ્ઞતાથી જોયું. મેં તેને આટઆટલું નુકસાન કર્યું હતું છતાં તેણે છેવટે મારા પ્રત્યે કૃતજ્ઞતા વ્યક્ત કરી, અને આભારપૂર્ણ હાસ્ય કર્યું. થોડી વાર પછી તેણે ફરી બોલવાનો પ્રયત્ન કર્યો, પણ એટલો પરિશ્રમ કરવાનું તેનામાં બળ રહ્યું નહોતું. પછી તે આંખો મીંચીને શાંતિપૂર્વક પડી રહી. ઓરડામાં બરાબર અજવાળું થયું તે પહેલાં તો બધું પતી ગયું.'

*

તે લાંબો વખત સુધી મૂંગો રહ્યો. જે આવેશને લીધે તેણે મારું બાવડું ઝાલ્યું હતું તે આવેશ ઉપર તેણે કાબૂ મેળવ્યો હતો, અને તે થાકીને પાછો ઢળી પડચો. તારા ઝાંખા પડવા માંડચા હતા. એવામાં ત્રણ ટકોરા પડચા. ઉષ્ણ પ્રદેશમાં બહુ વહેલા થતા પ્રભાતના અગ્રદૂત સમી પવનની મંદ લહરો આવવા માંડી. થોડી જ વારમાં હું તેને સ્પષ્ટ જોઈ શકચો. તેણે ટોપી કાઢી નાખી હતી એટલે તેનો ચહેરો ખુલ્લો દેખાતો હતો. તેના ઉપર દુઃખના આઘાતો દેખાતા હતા. પોતે જેની આગળ પોતાનું હૈયું ઠાલવી રહ્યો હતો તે

અજાણ્યો માણસ કેવો છે તે જોવા તેણે કંઈક ધ્યાનપૂર્વક ચશ્માંમાં થઈને મારા તરફ જોયું. પછી તિરસ્કારભર્યે સ્વરે તેણે ફરી પોતાની વાત કહેવા માંડી.

'તેના પૂરતું તો બધું પતી ગયું હતું; પણ મારે હજી બાકી હતું. હું અજાણ્યા જ ઘરમાં એ મુડદા પાસે એકલો જ બેઠો હતો; એવા એક શહેરમાં કે જ્યાં (એવાં બધાં જ શહેરોની પેઠે) લોકવાયકા ગાંડી આગની જેમ પ્રસરી જાય છે, અને મેં વચન આપ્યું હતું કે તેની વાત કોઈ જાણવા નહિ પામે! તમે જરા પરિસ્થિતિનો વિચાર કરો. આ બાઈ વસાહતના ઊંચામાં ઊંચા સમાજમાં ફરતી હતી અને તદ્દન સાજીસમી દેખાતી હતી. તે ગઈ સાંજની આગલી સાંજે જ સરકારી મહેલમાં નાચી હતી. અત્યારે તે મરી ગઈ હતી, અને એ વિશે કંઈ પણ જાણતો હોય એવો એક માત્ર ડૉકટર, મરતી વખતે તેની પાસે બેસનાર માણસ, તે શહેરમાં અચાનક આવી ચડેલો એક માણસ હતો, જેને એક નોકર તેના બિછાના પાસે બોલાવી લાવ્યો હતો. આ ડૉકટરે અને આ નોકરે તેને રાતોરાત એક ડોળીમાં ઘાલીને ઘરમાં આણી હતી અને બીજાં બધાંને અજાણ રાખ્યાં હતાં. સવાર થયું ત્યાર પછી જ તેમણે બીજા નોકરોને બોલાવ્યા, અને કહ્યું કે તેમની શેઠાણી મરી ગઈ છે. એક બે કલાકમાં તો વાત આખા શહેરમાં ફરી વળશે અને પછી મારે—ઉત્તરમાંથી આવેલા એક ડૉકટરે—એના એકાએક નીપજેલા મરણનો, મેં શું શું કર્યું હતું અને શું શું નહોતું કર્યું, એનો શી રીતે ખુલાસો કરવો? મેં કેમ કોઈ બીજા ડૉકટરને મારી જવાબદારી ઓછી કરવા માટે બોલાવ્યો નહોતો? શા માટે?...... શા માટે?......શા માટે?......

'મારું ભાવિ મને સમજાઈ ગયું. મારો એકનો એક મદદગાર પેલો ચીની છોકરો હતો; પણ તે તો નિષ્ઠાવાન મદદનીશ હતો, જેને

બર હતી કે હજી એક યુદ્ધ લડવાનું બાકી છે.

'મેં તેને કહ્યું: 'તું સમજે છે ને? તારી શેઠાણીની છેલ્લી ઇચ્છા વી હતી કે શું બન્યું છે એની કોઈને ખબર ન પડવી જોઈએ.'

'હું તમને બરાબર બચાવી લઈશ, સાહેબ,' તેણે સરલતાથી વાબ આપ્યો; અને હું સમજી ગયો કે એના ઉપર વિશ્વાસ રાખવામાં ધો નથી.

'તેણે જમીન ઉપરથી લોહીના ડાઘ ધોઈ નાખ્યા, અને બન્યું ટલું જલદી બધું ઠીકઠાક કરી દીધું. તેની હિંમત જોઈને મને મત રહેતી હતી.

'મારામાં આટલી શક્તિ મેં કદી જોઈ નહોતી, અને હું કદી તેવા પામવાનો નથી. જ્યારે માણસ પાસે છેલ્લો ટુકડો જ રહી ાય છે, ત્યારે તેને ખાતર તે મરણિયો થઈને, ભયંકર નિશ્ચયપૂર્વક ડે છે. હું જે ટુકડાને માટે લડી રહ્યો હતો તે તેની છેલ્લી વિરાસત તી, તેની ગુપ્ત વાત હતી. જે કોઈ આવતું તે બધાને હું શાંતિ ને આત્મવિશ્વાસપૂર્વક આવકાર આપતો હતો અને મરણ સંબંધે વાત કહેવાનું મેં નક્કી કર્યું હતું તે તેમને કહેતો હતો. એટલું ારું છે કે ઉષ્ણ પ્રદેશમાં લોકો ઓચિંતી, ગંભીર, જીવલેણ માંદગીને ાયલાં છે; અને સામાન્ય માણસો ડૉકટરના પ્રમાણભૂત વચનો શે ખુલ્લી રીતે શંકા ઉઠાવી શકતા નથી. મેં સમજાવ્યું કે જ્યારે એકાએક માંદી પડી ગઈ ત્યારે તેણે આ ચીની છોકરાને ડૉકટરને લાવવા મોકલ્યો અને દૈવવશાત્ તે મને મળી ગયો. હું બધાં સાથે ા પ્રમાણે સ્વસ્થતાથી વાત કરતો હતો ત્યારે હું એક માણસની ક જોયા કરતો હતો—જેના હાથમાં અધિકાર હતો; એ સિનિયર ર્જન આવે અને શબને તપાસે ત્યાર પછી જ દફનક્રિયા થઈ શકે. રુવારની સવાર થઈ ચૂકી હતી, અને શનિવારે તો એનો પતિ છો આવવાનો હતો. આ ભાગમાં જલદી દફનાવવાનો રિવાજ છે;

પણ જોઈતાં પ્રમાણપત્રો સિનિયર સર્જનને આપવાનાં હતાં, મારે નહિ.

'નવ વાગ્યે તે આવ્યાના ખબર આવ્યા. અલબત્ત, મેં તેને તેડાવ્યો હતો. તે અધિકારમાં મારો ઉપરી હતો, અને વાઇસ-રેસિડન્ટનું ભાંગેલું હાડકું સારું કરવાને લીધે આ ભાગમાં મારી જે ખ્યાતિ થઈ હતી તેને લીધે મારા ઉપર દાઝે બળતો હતો. જે ડૉકટરને વિશે એ બાઈએ તિરસ્કારપૂર્વક કહ્યું હતું કે એ તો પાનાં રમવામાં જ હોશિયાર છે, તે જ આ માણસ હતો. દફતરી રસમ પ્રમાણે મારી બદલીની અરજી એના હાથમાં થઈને જવાની હતી. બેશક, વાઇસરેસિડન્ટે એને આ પહેલાં જ વાત કરી હતી.

'તે દિવસે સવારે અમે મળ્યા તે જ ક્ષણે હું તેની દુશ્મનાવટ કળી ગયો, પણ એથી તો ઊલટો હું મારા કાર્યમાં વધારે દૃઢ બન્યો.

'જેવો હું આગલા ખંડમાં જ્યાં એ ઊભો હતો ત્યાં આવ્યો કે તરત જ તેણે હુમલો શરૂ કર્યો :

'મિસિસ બ્લૅક ક્યારે ગુજરી ગયાં ?'

'આજે સવારે છ વાગે ?'

'તેમણે તમને ક્યારે બોલાવ્યા ?'

'ગઈ કાલે સમી સાંજે.'

'તમને ખબર હતી કે હું એમનો કાયમી ડૉકટર છું ?'

'હા.'

'તો પછી તમે મને કેમ તેડાવ્યો નહિ ?'

'વખત જ નહોતો—અને વધારામાં, મિસિસ બ્લૅંકે પોતાની જાતને કેવળ મારા જ હાથમાં સોંપી દીધી હતી. ખરું પૂછો તો, તેમણે મને બીજા કોઈ ડૉકટરને બોલાવવાની સાફ ના પાડી હતી.'

'તે મારા તરફ ફાટી આંખે જોઈ રહ્યો. તેના મોં ઉપર લોહી ચઢી આવ્યું. મોઢામાં આવેલો રોષભર્યો જવાબ ગળી જઈ તે

તાટસ્થ્યનો દેખાવ કરી બોલ્યો :

'ભલે, એ જીવતાં હતાં ત્યાં સુધી તો તમે મારા વિના ચલાવી શક્યા, અને મને અત્યારે બોલાવીને તમે તમારી કાયદેસરની ફરજ બજાવી છે, હવે મારે મૃત્યુની ખાત્રી કરીને અને તેનું કારણ શોધી કાઢીને મારી ફરજ બજાવવાની છે.'

'મેં કશો જવાબ ન આપ્યો અને તેને જ શબના ઓરડામાં આગળ આગળ જવા દીધો. અમે ત્યાં પહોંચ્યા કે તરત જ અને તે શબને અડે તે પહેલાં જ મેં કહ્યું:

'આ કંઈ મૃત્યુનું કારણ નક્કી કરવાનો પ્રશ્ન નથી પણ ઉપજાવી કાઢવાનો પ્રશ્ન છે. એક ચીની દાયણે કઢંગી રીતે કરાવેલા ગર્ભપાતના પરિણામમાંથી હું જો બચાવી શકું તો તેમને બચાવવા માટે મિસિસ બ્લેંક મને તેડાવ્યો હતો. તેમનો જીવ બચાવવાનું તો શક્ય નહોતું, પણ તેમની આબરૂને બચાવવાનું મેં વચન આપ્યું છે, મારે એમાં તમારી મદદ જોઈએ છે.'

'તે આશ્ચર્યચકિત થઈ ગયો.

'તમે ખરેખર આ વિભાગના વડા સર્જનને—મને એક ગુનો છુપાવવામાં સાથ આપવાનું કહો છો?'

'પણ, મારી તમારી પાસે એ જ માગણી છે.'

'એટલે કે,' તેણે મારો ઉપહાસ કરતાં કહ્યું, 'તમે કરેલા ગુનાને છાવરી લેવામાં મારે તમને મદદ કરવાની છે.'

'મેં તમને સમજાવ્યું છે કે મિસિસ બ્લેંકને મેં તો કેવળ તેમના અવિવેકનો અને કોઈકના (જો તમારે એ શબ્દનો આગ્રહ હોય તો) ગુનાના પરિણામમાંથી બચાવવાનો પ્રયત્ન જ કર્યો છે. હું જો ગુનેગાર હોત તો આ ક્ષણે જીવતો જ ન હોત. તેમણે પોતે જ વધારેમાં વધારે સહન કર્યું છે, અને જે પામર અણઘડ બાઈએ ગર્ભપાત કરાવ્યો હતો તેનું તો આમ કે તેમ કશું મહત્ત્વ જ નથી.

મરનાર બાઈના નામને કલંક લગાડ્યા વિના એ ગુનેગાર બાઈને સજા થઈ શકે એમ છે જ નહિ, અને એ હું નહિ થવા દઉં.'

'તમે એ નહિ થવા દો? હું તમારો ઉપરી નહિ પણ તમે મારા ઉપરી હો એમ તમે મારી સાથે વાત કરો છો. તમે મને હુકમ ફરમાવો છો. તમને દૂર ખૂણેના જંગલમાંથી બોલાવ્યા અટલે જ મને વહેમ ગયો કે આમાં કંઈક કાળું હોવું જોઈએ. અહીંયાં માથું મારીને તમે શરૂઆત તો સારી કરી છે. અસ્તુ. હવે મારે તો માત્ર મારી સ્વતંત્ર તપાસ જ કરવાની રહે છે, અને હું તમને ખાત્રી આપું છું કે મને જે જણાશે તે જ પ્રમાણે હું નિવેદનમાં લખીશ. હું ખોટા પ્રમાણપત્ર ઉપર મારી સહી કરવા માગતો નથી; તમે એવી આશા ન રાખશો'

'મારા પેટમાંનું પાણી હાલે એમ નહોતું.

'આટલી એક વખત તો તમારે કરવી જ પડશે. જો નહિ કરો તો જીવતા બહાર જવા નહિ પામો.'

'મેં મારા ખીસામાં હાથ નાખ્યો. તેમાં પિસ્તોલ નહોતી. (હું હોટેલમાં મારી ઓરડીમાં મૂકી આવેલો હતો), પણ દમદાટીની અસર થઈ. તે ભયથી પાછો હઠ્યો; એટલે હું એક ડગલું આગળ વધ્યો અને ગણતરીપૂર્વક ધમકી અને સમજાવટનું મિશ્રણ કરીને બોલ્યો:

'આમ જુઓ! છેલ્લી હદે જવું પડશે તો મને ભારે દુઃખ થશે. પણ તમે જો સમજો તો બહુ સારું કે મને તમારી કે મારી જિંદગીની એક કોડીની યે કિંમત નથી. હું બધેથી તદ્દન પરવારી ગયેલો છું, મારે હવે એક જ વસ્તુ સંભાળવાની રહે છે, અને તે મરનાર બાઈને મેં આપેલું વચન કે તેના મરણનું કારણ છૂપું રહેશે. હું તમને વચન આપું છું કે જો તમે એવા પ્રમાણપત્ર ઉપર સહી કરી આપો કે તેનું મરણ—આપણે શું લખીશું—એકાએક હાઈપરપાઈરેક્ષિયાની સાથે મૅલિગ્નંટ ટ્રોપિકલ ફીવર ચઢી આવવાને કારણે

હૃદયબંધ પડી જવાથી નીપજ્યું છે—એ ચાલી જશે—તમે જો એટલું કરો તો એક અઠવાડિયાની અંદર હું આ ટાપુઓ છોડી જઈશ. અથવા તમે કહો તો એને દફનાવવામાં આવે અને મને એવી ખાત્રી થાય હવે કોઈ પણ (તમે સમજ્યા ને કોઈ પણ) એને ફરી તપાસી શકવાનું નથી કે તરત હું ગોળી ખાઈને મરવા તૈયાર છું. તમને આટલાથી સંતોષ થશે ને? ખરું જોતાં તમને આટલાથી સંતોષ થવો જ જોઈએ.'

'મારો અવાજ, મારો દેખાવ ખૂબ ભયપ્રેરક હોવા જોઈએ, કારણ તેણે નમતું આપ્યું. જ્યારે જ્યારે હું જરા આગળ વધતો હતો ત્યારે ત્યારે તે પાછળ હઠતો હતો; કોઈ માણસ લોહીવાળી કીરિસ વીંઝતો જતો હોય, કોઈ માણસને અમોક લાગ્યું હોય તેનાથી લોકો જેવા ભયભીત થઈને ભાગે છે, તેવી બેલગામ બીક તેને લાગી હતી. તે નજરે ચડે એટલો ચીમળાઈ ગયો હતો, તેનો અવાજ બદલાઈ ગયો હતો. તે હવે વિધિનો દૃઢ આગ્રહ રાખનાર, મક્કમ અમલદાર રહ્યો નહોતો.

'છતાં વિરોધના શેષ લેશપૂર્વક તે ગણગણ્યો:

'મારી જિંદગીમાં કદી મેં ખોટા પ્રમાણપત્ર ઉપર સહી કરી નથી. તમે સૂચવો છો એ પ્રમાણે હું લખી આપું તો કદાચ કશો જ પ્રશ્ન ઊઠવાનો સંભવ નથી. આમ છતાં મારા મનમાં એ વાત દીવા જેવી સ્પષ્ટ છે કે મારે એવું કશુંજ કરવું ન જોઈએ.'

'અલબત, જો આપણે રૂઢ રીતે વિચાર કરીએ તો તમારે કરવું તો ન જ જોઈએ' મેં તેને ટાંગ ઊંચી રાખવામાં મદદ કરવાની ઇચ્છાથી જવાબ દીધો. 'પણ આ તો ખાસ કેસ છે. જો તમે જાણો છો કે સાચી વાત પ્રગટ કરવાથી એક જીવતા માણસને અકથ્ય દુ:ખ થાય એમ છે, અને એક મરેલી બાઈની આબરૂના ભુક્કા ઊડી જાય એમ છે, તો પછી શા માટે આનાકાની કરો છો?'

'તેણે માથું હલાવ્યું. અમે બંને જણા ટેબલ આગળ બેઠા. અમે બંને અત્યારે તદ્દન મિત્રો જેવા બની ગયા હતા, અને અમે જે પ્રમાણપત્ર ઉપજાવી કાઢ્યું તેને આધારે જ બીજે દિવસે છાપામાં હેવાલો પ્રગટ થયા હતા. ત્યાર પછી તે ઊભો થયો અને મારા તરફ ઝીણવટપૂર્વક જોવા લાગ્યો.

'તમે બીજી જ સ્ટીમરમાં યુરોપ ચાલ્યા જશો, ખરું ને?'

'અલબત્ત! મેં તમને વચન આપ્યું છે.'

'તે મારા તરફ તાકી જ રહ્યો. હું જોઈ શક્યો કે તે ટૂંકમાં ચોકસાઈપૂર્વક કામ પતાવવા માગતો હતો, અને કામ ભારે હતું. કંઈક અંશે પોતાની મૂંઝવણ છુપાવવા અને કંઈક અંશે મને ખબર કરવાની ઇચ્છાથી તે બોલ્યો :

'યોકોહામાથી આવ્યા પછી તરત જ બ્લેંક પોતાની પત્નીને લઈને દેશ જતો રહેવાનો હતો. હું ધારું છું કે તે બિચારો પોતાની પત્નીનું શબ તેનાં સગાંવહાલાં પાસે ઈંગ્લંડ લઈ જવા ઇચ્છશે. તમે જાણો છો કે તે ખૂબ ધનવાન માણસ છે, અને ધનવાનોને આ બધા ચાળા પરવડે છે. હું હમણાં જ કફન તૈયાર કરાવું છું અને તેને સીસાનું અસ્તર કરાવું છું એટલે સીલ કરી શકાય. આટલાથી હાલ તરત તો કંઈ મુશ્કેલી નહિ આવે, અને તે સમજશે કે આ બળબળતા તાપમાં તે આવે ત્યાં સુધી રાહ જોવાની હોય નહિ. આપણે ખૂબ ઉતાવળ કરી છે, એમ કદાચ તેને લાગશે તો પણ તે બોલશે નહિ. આપણે અધિકારીઓ છીએ અને ગમે તેમ પણ તે એક વેપારી કહેવાય, જો કે તે આપણ બંનેને સહેલાઈથી ખરીદી શકે એમ છે. વળી આપણે તેને નકામા દુઃખમાંથી ઉગારી લેવા આમ કરીએ છીએ.'

'થોડી મિનિટ પહેલાંનો મારો દુશ્મન અત્યારે મારો પક્કો સાગરીત બની ગયો હતો. તેને ખબર હતી કે થોડા જ વખતમાં

મારું કાસળ જવાનું છે; અને તેણે પોતાના મનને મનાવવાનું હતું. પણ પછી તેણે જે કર્યું તેની મેં લગારે અપેક્ષા જ નહોતી રાખી. તેણે ઉમળકાભેર મારી સાથે હાથ મિલાવ્યા!

'હું આશા રાખું છું કે તમે થોડા જ વખતમાં પાછા સાજા થઈ જશો' તેણે કહ્યું.

'આનો અર્થ શો? શું હું માંદો હતો? શું હું ગાંડો હતો? મેં વિધિપૂર્વક તેને માટે બારણું ઉઘાડયું, અને તેને વિદાય આપી, એની સાથે જ મારી શક્તિ ખલાસ થઈ ગઈ. મને ઓરડી ચકર ચકર ફરતી લાગી, અને એમોક લાગેલો મલાયા ખૂનો કરી પરવાર્યો હોય અને તેને ઠાર કરવામાં આવે ત્યારે જેમ ઢગલો થઈને પડે છે તેમ હું તેના બિછાના પાસે ઢગલો થઈને પડ્યો.

'હું ત્યાં ભોંય ઉપર કેટલી વાર સુધી પડી રહ્યો તેની મને ખબર નથી. આખરે વસ્ત્રોનો અવાજ આવ્યો. ઓરડામાં કંઈક હિલચાલ થતી લાગી. મેં ઊંચું જોયું, તો પેલો ચીની છોકરો અસ્વસ્થતાપૂર્વક મારા ભણી જોતો ઊભો હતો.

'કોઈ આવ્યું છે. બાઈને મળવા માગે છે,' તે બોલ્યો.

'તારે કોઈને અંદર આવવા દેવું નહિ.'

'પણ સાહેબ....'

'તે ખંચાયો, તેણે મારા તરફ સંકોચપૂર્વક જોયું, અને બોલવાનો વૃથા પ્રયત્ન કર્યો. એ કમનસીબ જીવને ભારે દુઃખ થતું હોય એમ લાગ્યું.

'એ કોણ છે?'

'મારા ભયથી ધ્રૂજતા કૂતરાની જેમ તે ધ્રૂજવા લાગ્યો. તેણે નામ ન લીધું. દેશી નોકરોમાં જવલ્લે જ જોવામાં આવતી સુકુમારતા તેને અટકાવતી હતી. તેણે માત્ર એટલું જ કહ્યું:

'પેલો માણસ!'

'તેણે કશો ખુલાસો કરવાની જરૂર નહોતી. હું તરત જ સમજી ગયો કે એ કોની વાત કરતો હતો. આ શબ્દો સાંભળતાં જ હું એ અજાણ્યા માણસને જોવાને ઉત્સુક બની ગયો. હું એનું અસ્તિત્વ જ ભૂલી ગયો હતો. કારણ કે, તમને કદાચ વિચિત્ર લાગશે, પણ તેણે મારી આગળ પહેલી વાર વાત કરી અને મારી દુષ્ટ માગણીનો તિરસ્કાર કરી કાઢ્યો ત્યાર પછી, હું એને છેક જ ભૂલી ગયો હતો. ઉતાવળમાં, ચિંતામાં અને પછીથી જે બન્યું હતું તેના દબાણમાં એ વાત ખરેખર મારા ધ્યાનમાંથી સરકી ગઈ હતી કે આમાં બીજો એક માણસ પણ સંડોવાયેલો છે, જે માણસને આ બાઈ ચાહતી હતી, જે માણસને એણે મને જે આપવાની ના પાડી હતી તે આવેશપૂર્વક આપ્યું હતું. પેલે દિવસે હોત તો મેં એને ધિક્કાર્યો હોત, અને એના ટુકડે ટુકડા કરી નાખ્યા હોત. પણ અત્યારે હું એને જોવાને ઉત્સુક હતો, કારણ મને એના પર વહાલ છૂટતું હતું—ખરેખર, તેણે જેના પર વહાલ વરસાવ્યું તેના ઉપર મને વહાલ છૂટતું હતું.

'એકે કૂદકે હું આગલા ખંડમાં પહોંચી ગયો. એક જુવાન, તદ્દન જુવાન, સુંદર વાળવાળો અમલદાર ત્યાં શરમાતો અને કઢંગી રીતે ઊભો હતો. તે ફિક્કો અને પાતળો હતો, છોકરા કરતાં સહેજ જ મોટો દેખાતો હતો, અને છતાં તે મરદ જેવો, શાંત અને સ્વસ્થ દેખાવાનો દયાજનક પ્રયત્ન કરતો હતો. તેણે સલામ કરવા હાથ ઊંચો કર્યો ત્યારે તે ધ્રૂજતો હતો. મને તેને બાથમાં લઈને ભેટવાનું મન થઈ આવ્યું—આ બાઈના પ્રેમીની મેં જે કલ્પના કરી હતી તેને તે એટલો બધો સંપૂર્ણપણે મળતો આવતો હતો; તે આત્મવિશ્વાસવાળો કોઈ ફસાવનાર નહોતો, પણ નાજુક પાતળિયો પુરુષ હતો જેને તેણે પોતાની જાત અર્પણ કરવાનું ઉચિત ધાર્યું હતું.

'તે શરમાતો શરમાતો મારી સામે ઊભો હતો. હું ભૂતની પેઠે એકદમ હાજર થયો અને તેને ધારી ધારીને જોવા લાગ્યો, એથી

તેની મૂંઝવણુ વધી ગઈ. તેના ચહેરા ઉપર સહેજ કરચલી પડી, અને તે રડી પડવાની અણી ઉપર હતો એ સ્પષ્ટ જોઈ શકાતું હતું.

'હું અંદર ઘૂસવા માગતો નથી,' તે આખરે બોલ્યો, 'પણ મેડમ બ્લૅંકને એક વાર જોવાનું મન ખૂબ મન છે.'

'હું શું કરું છું એના ભાન વગરજ તે જુવાનના ખભા આસપાસ મારો હાથ મૂકી હું તેને બારણુ તરફ લઈ ગયો. તે મારા તરફ આશ્ચર્યથી અને કૃતજ્ઞતાથી જોઈ રહ્યો. આ ક્ષણે અમારામાં એક પ્રકારની મિત્રતાની ભાવના હતી એ નિઃસંશય છે. અમે બંને ભેગા બિછાના પાસે ગયા. તે ત્યાં પડેલી હતી; માથું, ખભા અને હાથ સિવાય તેનું આખું શરીર, સફેદ કપડાથી ઢંકાયલું હતું. મારી નિકટતા તેને રુચતી નહિ હોય એમ લાગવાથી હું થોડે દૂર ખસી ગયો. એકાએક તે ભાંગી પડ્યો, મારી પેઠે, ઘૂંટણીએ ઢળી પડ્યો અને પોતાની લાગણી વ્યક્ત કરતાં લગારે શરમાયા વગર રડી પડ્યો.

'હું શું કહું ? કંઈ નહિ !

'હું શું કરી શકું ? મેં તેને ઊભો કર્યો અને પછી હું તેને સોફા પાસે લઈ ગયો. ત્યાં અમે બંને જોડાજોડ બેઠા; અને તેને શાંત પાડવા માટે મેં તેના સુંવાળા ભૂખરા વાળને ધીમેથી થાબડ્યા. તેણે મારો હાથ પોતાના હાથમાં લીધો અને વહાલથી દાબ્યો. પછી તે બોલ્યો :

'મને બધું સાચેસાચું કહો, ડૉકટર. એણે આપઘાત તો નથી કર્યો ને ?'

'ના,' મેં જવાબ આપ્યો.

'તો શું બીજું કોઈ એના મૃત્યુ માટે જવાબદાર છે ?'

'ના,' ફરીથી મેં કહ્યું, જો કે મારા અંતરમાંથી જવાબ નીકળું નીકળું કરતો હતો : 'હું, હું, હું—અને તમે. આપણે બે—અને તેનું દુઃખદ અભિમાન.'

'પણ મેં એ શબ્દો અનુચ્ચારિત જ રહેવા દીધા, અને ફરીથી એટલું કહીને જ સંતોષ માન્યો :

'ના ! કોઈનો દોષ નહોતો. એના નસીબમાં જ એવું હતું.'

'મને એ સમજાતું જ નથી,' તે દુઃખપૂર્વક બોલ્યો. 'એ માની શકાય એવું જ નથી. આગલી રાતે તો તે નૃત્યસમારંભમાં હાજર હતી; તે મને નમસ્કાર કરી હસી હતી. એ બની જ કેમ શકે ? તે આટલી બધી અચાનક અને આટલી બધી જલદી શી રીતે મરી જાય ?'

'મેં તેને અસત્યોની આખી હારમાળા કહી સંભળાવી. તેના પ્રેમીથી પણ મારે વાત છૂપી રાખવી જ જોઈએ. અમે તે દિવસ, તે પછીનો દિવસ અને તે પછીનો દિવસ ભેગા ભાઈભાઈની પેઠે વાતો કરવામાં કાઢ્યો. અમને બંનેને ખબર હતી (જો કે અમે એ વાત મોઢેથી ઉચ્ચારી નહોતી) કે તે બાઈની સાથેના સંબંધને કારણે અમારાં જીવન ઓતપ્રોત થઈ ગયાં છે. વારેવારે મારે માટે વાત પેટમાં રાખવી મુશ્કેલ થઈ પડતી હતી, છતાં મેં રાખી. તેને જરા યે ખબર ન પડી કે તેને તેનાથી ગર્ભ રહ્યો હતો; તેમના પ્રેમના ફળનો નાશ કરાવવા તે મારી પાસે આવી હતી; અને મેં ના પાડી ત્યાર પછી તેણે એવું પગલું લીધું જેનાથી તેના જીવનનો પણ અંત આવ્યો. અને આમ છતાં એ દિવસો દરમિયાન જ્યારે હું તેના ઘરમાં છુપાયેલો હતો ત્યારે અમે તેના સિવાય બીજા કશાની જ વાત કરી નહોતી. એ તો હું તમને કહેવાનું ભૂલી જ ગયો ! એ લોકો મને શોધતા હતા. કફન બંધ થઈ ગયા પછી તેનો પતિ આવ્યો હતો. તેને વહેમ ગયો—ગામમાં જાતજાતની અફવાઓ ઊડતી હતી—અને તે મારે મોઢે બધી વાત વીગતવાર સાંભળવા માગતો હતો. પણ મને તો જે માણસને લીધે, મને ખબર છે કે, તેણે આટઆટલું ભોગવ્યું હતું, એ માણસને મળવાનો વિચાર જ અસહ્ય થઈ પડ્યો; એટલે હું સંતાઈ ગયો, અને એ ચાર દિવસમાં કદી બહાર જ ન નીકળ્યો. તેના પ્રેમીએ મારે માટે ખોટે નામે પાસપોર્ટ

લીધો અને મોડી રાતે હું સિંગાપોર જતી સ્ટીમરમાં બેસી ગયો. હું બધું જ છોડી આવ્યો, મારી બધી જ વસ્તુઓ, આ સાત સાત વરસનું મારું બધું જ કામ. મારું ઘર જેને જવું હોય તેને માટે ખુલ્લું ઊભું છે. બેશક, સરકારે તો પોતાના અમલદારોની યાદીમાંથી મારું નામ ક્યારનું ય 'રજા વિના ગેરહાજર' તરીકે કાઢી નાખ્યું હતું. પણ મારાથી તે ઘરમાં, તે શહેરમાં, તે દુનિયામાં રહેવાય એમ નહોતું, જ્યાં સર્વ કાંઈ મને તેની યાદ આપતું હતું.. હું આમ ચોરની પેઠે નાઠો તે પણ તેનાથી ભાગવા માટે, તેને વીસરવા માટે.

'પણ મારો પ્રયત્ન વૃથા હતો ! મને વિદાય આપવા આવેલા મારા મિત્ર સાથે હું જ્યારે મધરાતે સ્ટીમર ઉપર આવ્યો ત્યારે એક મોટી, લંબચોરસ, પિત્તળના પટ્ટાથી બાંધેલી પેટી ઊંટડા વડે સ્ટીમર ઉપર ચડાવતા હતા. એ તેનું કફન હતું, તેનું કફન હતું ! હું જેમ ડુંગરામાંથી તેની પૂંઠે પૂંઠે અહીં દરિયા કિનારા સુધી આવ્યો હતો તેમ તેનું કફન મારી પૂંઠે પૂંઠે અહીં આવ્યું હતું. હું કશી મુદ્રા–સંજ્ઞા કરી શકું એમ નહોતું. મારે તો, જાણે જોતો જ ન હોઉં એ રીતે, જોયા કરવાનું હતું, કારણ તેનો પતિ પણ ત્યાં હતો. તે ઇંગ્લંડ જતો હતો. કદાચ તેનો એવો વિચાર હશે કે ઈંગ્લંડ ગયા પછી કફન ઉઘડાવવું, મૃત્યુ બાદની તપાસ કરાવવી અને જોવું તો ખરું કે... ગમે તેમ પણ તેણે આખરે તેને પોતાના કબજામાં લીધી ખરી, અમારી પાસેથી ઝૂંટવી તો લીધી જ; અને હવે તે એના કબ્જામાં હતી, અમારા નહિ. સિંગાપોરમાં હું આ જર્મન મેલ–બોટમાં બેઠો ત્યારે પેલું કફન પણ એમાં ચડાવવામાં આવ્યું, અને તે પણ, તેનો પતિ પણ અહીં જ છે. પણ હજી હું તેના ઉપર નજર રાખ્યા કરું છું, અને આખર સુધી નજર રાખતો રહીશ. આ માણસને તો એ વાતની ખબર નહિ જ પડવા દઉં. જે માણસના હાથમાંથી છૂટવા માટે તેણે મૃત્યુને સ્વીકાર્યું તે માણસથી તો હું તેનું રક્ષણ કરીશ જ.

એને હું કશી જ, કશી જ ખબર નહિ પડવા દઉં. તેની છૂપી વાત કેવળ હું જ જાણું છું, આખી દુનિયામાં મારા સિવાય કોઈનો તેના પર અધિકાર નથી.

'તમને સમજાય છે? તમને સમજાય છે કે શા માટે હું બીજા મુસાફરોથી વેગળો જ રહું છું, શા માટે હું તેમના હાસ્યવિનોદ અને વાતચીત અને તેમની બેવકૂફીભરી પ્રેમલીલાઓ સહી શકતો નથી? કારણ, હું જાણું છું કે નીચે ઊંડા ભંડકમાં ચાની પેટીઓ અને કાફીના ડબ્બાઓ ભેગું તેનું શબ રહેલું છે. હું તેની નિકટ જઈ શકતો નથી, કારણ બારણાં વાસેલાં હોય છે; પણ રાત્રે કે દિવસે જ્યારે મુસાફરો તૂતક ઉપર ફરતા કે સલૂનમાં આનંદથી નાચતા હોય છે ત્યારે હું તેની નિકટતા અનુભવું છું. મને ખબર છે કે આ મારી બેવકૂફી છે. કરોડો મુડદાં ઉપર સાગરની ભરતી ઓટ હીંચ્યા કરે છે, અને ધરતી ઉપર આપણે જ્યાં જ્યાં પગ માંડીએ છીએ ત્યાં ત્યાં નીચે શબ સડતાં જ હોય છે. આમ છતાં મારાથી એ નથી સહન થતું. જે સ્ટીમર તેના શબને ઘેર લઈ જાય છે, તે જ સ્ટીમર ઉપર આ લોકો હસે અને નાચે એ મારાથી નથી ખમાતું. મને ખબર છે કે તે મારી પાસે શી અપેક્ષા રાખે છે. હજી મારે માટે કંઈક કરવાનું બાકી છે. હજી તેની છૂપી વાત સલામત નથી; અને જ્યાં સુધી એ સલામત ન બને ત્યાં સુધી મેં તેને આપેલું વચન વણપાળ્યું જ રહે.'

*

સ્ટીમરના વચલા ભાગમાંથી પાણી છાંટવાના અને જમીન ઘસવાના અવાજ આવ્યા. ખલાસીઓ તૂતકો ઘસીને સાફ કરતા હતા. તે અવાજની દિશામાં તાકી રહ્યો, અને એકદમ ઊભો થઈ ગયો.

'મારે જવું જોઈએ,' તે બબડ્યો.

તેનો ચિંતાગ્રસ્ત ચહેરો, રડી રડીને અને દારૂ પીને લાલઘૂમ

થઈ ગયેલી આંખો—એ બધું જોઈને આપણને દુ:ખ થાય એવું હતું. એકાએક તેની રીતભાતમાંથી નિકટતા ચાલી ગઈ હતી. પોતે આટલું બધું બોલી નાખ્યું, એનો તેને પસ્તાવો થતો હોય, અને મારી આગળ આમ પોતાનું હૈયું ખાલી કર્યું એથી તેને શરમ લાગતી હોય એમ સ્પષ્ટ લાગતું હતું. છતાં મિત્રતા બતાવવા મેં કહ્યું :

'આજે બપોર પછી તમે મને તમારી કેબિનમાં મળવા નહિ આવવા દો ?'

ઉપહાસભર્યા, કઠોર અને વક્ર હાસ્યથી તેના હોઠ ફરકયા; અને ક્ષણેક ખંચાયા પછી જ્યારે તેણે જવાબ આપ્યો ત્યારે શબ્દો ઉપર યોગ્ય ભાર મૂકી મૂકીને તે બોલતો હતો.

'હા, હા,' મદદ કરવાની માણસની ફરજ છે,' એ તમારું પ્રિય સૂત્ર છે, ખરું ને! થોડા કલાક પહેલાં કોઈ નિર્બળ ક્ષણે તમે મને પકડી પાડયો ત્યારે તમે એનો ઉપયોગ કર્યો હતો, એને લીધે મારી જીભ આટલી છૂટી થઈ ગઈ! તમારા શુભાશયો માટે હું તમારો આભાર માનું છું, પણ મને એકલા જ પડી રહેવાનું ગમે છે. તમે એમ પણ ન માનશો કે મેં તમારી આગળ મારા મનની વાત કરી, મારું અંતર ઉઘાડું કરીને બતાવ્યું, તેથી મને લગારે શાંતિ વળી છે. મારા જીવનના કુરચે કુરચા ઊડી ગયા છે, અને હવે કોઈ એને સાંધી શકે એમ નથી. ડચ સરકારની સંસ્થાનની નોકરીમાં સાત સાત વરસ ગાળવાથી યે મને કશો લાભ થયો નથી. મારું પેન્શન ડૂલ થઈ ગયું છે, અને હું એક ભિખારીની પેઠે, કફનની પાછળ જતા કૂતરાની પેઠે જર્મની જઈ રહ્યો છું. માણસને એમોક વળગે એટલે તેને નુકસાન તો થવાનું જ. આખરે તેને ઠાર કરવામાં આવે છે; અને મારો પણ અંત તરત જ આવશે એમ હું ધારું છું. તમે મારી કેબિને આવવા તૈયાર થયા એ બદલ હું તમારો આભારી છું. મને મારી કેબિનમાં એકલું ન

લાગે એ માટે મારે અનેક ઉત્તમ સોબતીઓ છે—ઉત્તમ વિસ્કીની અનેક બાટલીઓ. તેમાંથી મને ખૂબ આશ્વાસન મળે છે. વળી મારે બીજો પણ એક જૂનો મિત્ર છે, માત્ર અત્યાર સુધી મેં તેનો વહેલો ઉપયોગ ન કર્યો એનું મને દુઃખ છે. હું મારી પિસ્તોલની વાત કરું છું. ગમે એટલા ખુલ્લા એકરાર કરતાં પણ અંતે એ મારા આત્માને વધારે કામ આવવાની છે. એટલે તમને જો ખોટું લાગે એમ ન હોય તો હું તમને મારે મુકામે આવવાની તસ્દી આપવા નથી માગતો. 'મનુષ્યના અધિકારો'માં એવો એક અધિકાર છે જે કોઈ છીનવી લઈ શકતું નથી—'કોઈની પણ મદદ' વિના ગમે ત્યારે, ગમે ત્યાં ગમે તે રીતે મરી જવાનો હક.

તેણે મારા તરફ તિરસ્કારપૂર્વક અને મને પડકારતો હોય એ રીતે જોયું, પણ હું જાણતો હતો કે તેના અંતરના ઊંડાણમાં તો તે શરમ—અપાર શરમ અનુભવતો હતો. વિદાયનો એક શબ્દ પણ બોલ્યા વગર તે પાછો ફરી ગયો અને કેબિનની દિશામાં ચાલવા માંડ્યો. હું મધરાત પછી અનેક વાર તૂતક ઉપર ગયો પણ તે મને ફરી મળ્યો નહિ. તે એવો તો અલોપ થઈ ગયો કે હું કોઈ ભ્રમમાં પડેલો છું, એમ જ મેં માની લીધું હોત, પણ મેં બીજા મુસાફરો ભેગો કાળો બાજુબંધ પહેરેલા એક વલંદાને જોયો, અને તેની સ્ત્રી ઉષ્ણ પ્રદેશના તાવથી મરી ગઈ હતી એવું સાંભળ્યું. તે એકલો એકલો જ ફરતો, કોઈ સાથે બોલતો નહિ અને ખૂબ દિલગીર જણાતો હતો. તેને જોતાં, એનું છૂપું દર્દ હું જાણું છું એ ખ્યાલે મને દુઃખ થતું. જ્યારે અમે સામસામા આવી જતા ત્યારે હું આડું જોઈ જતો, જેથી તે મારા ચહેરા ઉપરથી કળી ન જાય કે તેના દુઃખ વિશે તેના કરતાં મને વધારે ખબર છે.

*

નેપલ્સ બંદરમાં એ અકસ્માત બન્યો, જેનો ખુલાસો મને આ

અજાણ્યા માણુસની વાત ઉપરથી મળી ગયો હતો. ઘણા ખરા મુસાફરો, મેં કહ્યું તે પ્રમાણે, તે વખતે કાંઠે ગયેલા હતા. હું નાટક જોવા ગયો હતો, અને ત્યાર પછી વાયા રોમાની ઝગઝગતી હોટેલમાં વાળુ કરવા ગયો હતો. હું પાછો મછવામાં બેસીને સ્ટીમર પર જતો હતો ત્યારે સ્ટીમર પર ચડવાના પૂલ આગળ ખૂબ ધમાલ માલમ પડતી હતી, હોડીઓ આમથી તેમ ફરતી હતી, તેમાં બેઠેલા માણુસો ટૅાર્ચના દીવાનું અજવાળું નાખી પાણીમાં કંઈક શોધતા હતા. તૂતક ઉપર કેટલાક પિસ્તોલધારી સિપાઈઓ ધીમે સ્વરે વાતો કરતા હતા. મેં તૂતક પરના એક માણસને પૂછ્યું કે શું છે ? તેણે ઉડાઉ જવાબ આપ્યો, એ પરથી મને સમજાયું કે એને કોઈને ન કહેવાનું કહેવામાં આવ્યું છે. બીજે દિવસે સવારે પણ, જ્યારે અમે જેનોવા જવા ઊપડયા ત્યારે પણ હું કશી ખબર ન મેળવી શક્યો, પણ જેનોવામાં એક ઇટાલિયન છાપામાં મેં તે દિવસે રાતે નેપ્લ્સમાં શું બન્યું હતું તેનો ભભકદાર હેવાલ વાંચ્યો.

મુસાફરોની શાંતિમાં ભંગ ન પાડવાના ઉદ્દેશથી રાત્રિના અંધકારમાં ડચ ઇન્ડીઝથી આવેલું એક કફન હોડીમાં ઉતારતા હતા એમ લાગે છે. એમાં કોઈ સ્ત્રીનું શબ હતું. અને તેનો પતિ (જે એને દફનાવવા માટે દેશમાં લઈ જતો હતો તે) ક્યારનો હોડીમાં બેઠો બેઠો રાહ જોઈ રહ્યો હતો. જ્યારે કફન વહાણની પડખે અરધે સુધી ઊતર્યું ત્યારે કંઈક ભારે વસ્તુ ઉપલા તૂતક ઉપરથી તેના ઉપર પડી એટલે કફન ઊથલીને હોડીમાં પડ્યું અને તે તરત જ ડૂબી ગઈ. કફનમાં સીસાનું અસ્તર હતું એટલે તે પણ ડૂબી ગયું. સદ્ભાગ્યે કોઈ જાનની હાનિ થઈ નહોતી, કારણ કે કફન પડ્યું ત્યારે કોઈને વાગ્યું નહોતું, અને હોડીમાંના બીજા માણસોની સાથે પેલા વિધુરને પણ મહા મુશ્કેલીથી બચાવી લેવામાં આવ્યો હતો.

આ અકસ્માત શાને લીધે થયો ? ખબરપત્રીના કહેવા પ્રમાણે

એક માન્યતા એવી હતી કે કોઈ ગાંડા માણસે ઉપરથી પડતું મેલ્યું હતું અને તેના પડવાને લીધે કફન પકડમાંથી છૂટી ગયું હતું. આ કફન ઉતારવાની જવાબદારી જેમને માથે હતી તેમણે દોરડાં અને ગરેડી નબળાં વાપર્યાં હતાં અને વજનને લીધે પેટી એની મેળે જ છટકી ગઈ હતી, અને આ ભૂલને ઢાંકવા માટે કદાચ માણસના પડવાની વાત ઉપજાવી કાઢવામાં આવી હોય. ગમે તેમ હો, પણ અધિકારીઓ કશું બોલતા નહોતા.

છાપામાં બીજે પાને પાંત્રીસેક વરસના કોઈ અજાણ્યા માણસનું શબ નેપલ્સ બંદરમાંથી મળી આવ્યાના ખબર નોંધેલા હતા. તેના માથામાં ગોળીનો ઘા હતો. કફન ઉતારતી વખતે જે અકસ્માત બન્યો હતો તેની સાથે કોઈએ આનો સંબંધ જોડ્યો નહોતો.

આમ છતાં મેં જ્યારે આ ટૂંકા હેવાલો વાંચ્યા ત્યારે મારી નજર આગળ એ છાપેલા પાનામાંથી મેં અહીં રજૂ કરી છે તે વાત કહેનાર દુ:ખી માણસનો ભૂત જેવો ચહેરો તરવરવા લાગ્યો.

**વિલિયમ સમરસેટ મૉ'મ** [ ૧૮૭૪— ] પ્રતિભાશાળી નાટ્યકાર, નવલકથાકાર, અને વાર્તાલેખક. સોલિસિટર પિતાને ત્યાં પારિસમાં જન્મ. દસ વરસની ઉંમર થતાં સુધીમાં સ્કૉટનાં બધાં પુસ્તકો વાંચી નાખેલાં. કિંગ્સસ્કૂલ, કૅંટરબરી, હીડેલબર્ગ વિદ્યાપીઠમાં કેળવણી લીધેલી. સેંટ ટોમસ હૉસ્પિટલમાં ડૉકટરની ડિગ્રી લીધેલી પણ કદી એ ધંધો કરેલો નહિ. વૈદકીય તાલીમ અને પુષ્કળ પ્રવાસ એ લેખક માટે ઉત્તમ પૂર્વ તૈયારી છે, એમ એઓ માને છે. ડૉકટરીનો અભ્યાસ કરતા હતા તે દરમિયાન જ 'લિઝા ઑવ લૅમ્બેથ' નામે નવલકથા લખેલી. લખવાનો અભ્યાસ પાડવા માટે શિષ્ટ ગ્રંથોમાંથી ફકરાના ફકરા ઉતારતા અને પછી યાદદાસ્ત ઉપરથી લખી નાખતા. ગદ્ય માટે સ્વિફ્ટ, ડ્રાયડન અને ન્યુમેનને ઉત્તમ આદર્શ ગણે છે. લૉરેન્સ હાઉઝમેન સાથે 'ધ વેન્ચર'નું સંપાદન કરેલું. રોયલ સોસાયટી ઑવ લિટરેચરના ફેલો છે. પૂર્વના દેશોમાં પુષ્કળ પ્રવાસ કરેલો છે. આ યુદ્ધ પહેલાં ફ્રાંસમાં રહેતા હતા.

એમણે ૧૯૩૫ સુધીમાં ૧૩ નવલકથા, ૨૪ નાટકો, ૩૦ વાર્તાઓ, ૩ પ્રવાસનાં પુસ્તકો અને ૨ નિબંધ સંગ્રહો પ્રગટ કર્યાં હતા. તેમાં નીચેનાં પુસ્તકો વિશેષ જાણીતાં છે.

**નવલકથા**—લિઝા ઑવ લૅમ્બેથ, ૧૮૯૭, હ્યુમન બૉન્ડેજ, ૧૯૧૫, ધ મૂન ઍન્ડ સિક્સ પેન્સ, ૧૯૧૯, કેઇક્સ ઍન્ડ એઇલ, ૧૯૩૦, ધ નેરો કૉર્નર, ૧૯૩૨; **વાર્તા**—'ઑલહ્યુગેધર, ૧૯૩૪. બધી વાર્તાઓનો સંગ્રહ. **નાટકો**—ધ સર્કલ, ૧૯૨૧, અવર બેટર્સ, ૧૯૨૩, ધ લેટર, ૧૯૨૫, ધ કૉન્સ્ટન્ટ વાઈફ, ૧૯૨૬, ધ સેકેડ ફ્લેઈમ, ૧૯૨૮, ફૉર સર્વિસિસ રેન્ડર્ડ, ૧૯૩૨. **પ્રવાસ**—ધ જેન્ટલમૅન ઇન ધ પાર્લર, ૧૯૩૦.

# હેલી

સૂવાનો વખત થવા આવ્યો હતો, અને બીજે દિવસે સવારે એ લોકો ઊઠશે ત્યારે તો જમીન દેખાવા માંડી હશે. ડૉ. મેકફેઈલે પોતાની ચૂંગી સળગાવી અને કઠેરા ઉપર ઝૂકીને તેણે દક્ષિણાકાશમાં સ્વસ્તિકની શોધ કરવા માંડી. તેણે કેટલાંક વરસ લડાઈમાં કાઢયાં હતાં અને તેને એક ઘા તો એવો પડ્યો હતો જેને રુઝાતાં જરા વધારે વખત લાગ્યો હતો. એટલે ઓછામાં ઓછા બાર મહિના સુધી એપિયામાં શાંતિપૂર્વક રહેવાની તેની ઇચ્છા હતી, અને મુસાફરીથી તેની તબિયત સારી પણ થવા માંડી હતી. કેટલાક મુસાફરો બીજે દિવસે પાગોપાગો ઊતરી જવાના હતા એટલે તે દિવસે સાંજે નાનો સરખો નૃત્યનો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો અને યાંત્રિક પિયાનોના કઠોર સૂરથી તેના કાન બહેરા જેવા થઈ ગયા હતા, પણ તૂતક ઉપર અત્યારે શાંતિ હતી. થોડે દૂર તેણે પોતાની પત્નીને લાંબી ખુરસીમાં બેસીને ડેવિડસન દંપતી સાથે વાત કરતી જોઈ, અને તે લટાર મારતો મારતો તેની પાસે ગયો. તેણે બત્તી નીચે બેસીને હૅટ કાઢી નાખી એટલે ખબર પડી કે તેના વાળ ખૂબ રાતા હતા, અને તાલકા આગળ ટાલ પડેલી હતી. તેની ચામડી પણ એવા વાળ નીચે હોય છે તેવી રાતી અને આછા બદામી ચાઠાંવાળી હતી; તેની ઉંમર

ચાળીસ વરસની થઈ હતી અને તે શરીરે એકવડિયા બાંધાનો અને ચપટા મોંનો, ચોક્કસ અને કંઈક પંડિત જેવો હતો; તે બોલતો ત્યારે ધીમા શાંત અવાજે સ્કૉટ લોકોના જેવા ઉચ્ચારથી બોલતો.

મૅકફેઈલ દંપતી અને ડૅવિડસન દંપતી (જેઓ મિશનરી હતાં) વચ્ચે વહાણ ઉપર નિકટ સંબંધ બંધાયો હતો, તે કોઈ જાતની સમાન રુચિને કારણે નહિ, પણ સહવાસને જ કારણે. જે માણસો રાત દિવસ 'સ્મોકિંગ રૂમ'માં પડી રહેતા અને પોકર કે બ્રીજ રમ્યા કરતા અને દારૂ પીધા કરતા, તેમના પ્રત્યેનો અણગમો એ જ તેમની વચ્ચેનું મુખ્ય સંબંધસૂત્ર હતું. વહાણ પરનાં બધાં માણસોમાંથી માત્ર પોતાના પતિની અને પોતાની સાથે જ હળવા મળવાને ડૅવિડસન દંપતી રાજી હતાં, એ જોઈને મિસિસ મૅકફેઈલ એક પ્રકારનું ગૌરવ અનુભવતી હતી, અને ડૉકટર જે શરમાળ હતો પણ બેવકૂફ નહોતો તે પણ અર્ધો જાણતાં અને અર્ધો અજાણતાં એ ગૌરવનો સ્વીકાર કરતો. પોતે ચર્ચાપ્રિય પ્રકૃતિનો હતો એટલે જ રાતે પોતાની કૅબિનમાં તે બધાની ટીકા કરતો.

'મિસિસ ડૅવિડસન કહેતાં હતાં કે આપણે જો સાથે ન હોત તો તેમનો પ્રવાસ કોણ જાણે કેવો ય જાત,' પોતાના બનાવટી વાળ ઉતારી નાખતાં નાખતાં મિસિસ મૅકફેઈલ બોલ્યાં. 'તેઓ કહેતાં હતાં કે આખા વહાણમાં તેમને કેવળ આપણી જ ઓળખાણ કરવા જેવી લાગી છે.'

'મને તો ખ્યાલે નહોતો કે આ મિશનરી બડાશ મારે છે એટલો મોટો હશે!'

'એ કાંઈ બડાશ નથી. એનું કહેવું હું બરાબર સમજું છું. સ્મોકિંગ રૂમમાં બેસતા બધા અશિષ્ટ લોકો સાથે ભળવું એ ડૅવિડસન દંપતીને શોભત નહિ.'

'એમના ધર્મના સંસ્થાપક એવા અતડા નહોતા,' ડૉ. મૅકફેઈલે

મંદ સ્મિત કરતાં કહ્યું.

'મેં તમને ધર્મની મશ્કરી ન કરવાને વારંવાર કહ્યું છે,' તેની પત્નીએ જવાબ આપ્યો. 'મને તમારા જેવો સ્વભાવ નથી ગમતો, અલેક! લોકોના સારા ગુણ તમે જોતા જ નથી.'

તેણે પોતાની ફિક્કી ભૂરી આંખે તેના તરફ એક તીરછી નજર નાખી, પણ જવાબ ન આપ્યો. અનેક વર્ષોના પરિણીત જીવન પછી તે શીખ્યો હતો કે સ્ત્રીને છેલ્લો બોલ બોલવા દેવો એ શાંતિનો માર્ગ છે. પત્ની પહેલાં કપડાં ઉતારી તે ઉપલા બિછાના ઉપર ચઢી ગયો અને ઊંઘ આણવા વાંચવા મંડ્યો.

જ્યારે તે બીજે દિવસે સવારે તૂતક ઉપર આવ્યો ત્યારે જમીન પાસે આવી હતી, તે લોલુપ નજરે જોઈ રહ્યો. રૂપેરી કાંઠાની પાતળી પટ્ટી ઉપરથી એકદમ પર્વતો ખડા થતા હતા અને તે બધા ટોચ સુધી લીલીછમ વનસ્પતિથી ભરચક ભરેલા હતા. ગાઢાં, લીલાં નાળિયેરીનાં ઝાડો ઠેઠ પાણીની ધાર સુધી આવતાં હતાં, અને તેની વચમાં વચમાં સામોઅન લોકોનાં ઘાસનાં ઝૂંપડાં દેખાતાં હતાં. ક્યાંક ક્યાંક નાનાં સફેદ દેવળો ઝબકતાં હતાં.

મિસિસ ડેવિડસન તેની પાસે આવીને ઊભી. તેણે કાળો પોશાક પહેરેલો હતો, અને ગાળામાં એક સોનાની સેર હતી તેમાં એક નાનો ક્રોસ લટકતો હતો. તે ઠીંગણી હતી, તેના વાળ ઝાંખા ભૂખરા હતા અને ખૂબ કાળજીપૂર્વક ગોઠવેલા હતા; ન દેખાય એવાં દાંડલી વગરનાં ચશ્માં પાછળ તેની આગળ પડતી ભૂરી આંખો હતી. ઘેટાની પેઠે તેનું મોં જરા લાંબું હતું, પણ તેને જોઈને બેવકૂફીની લગારે છાપ પડતી નહોતી, બલકે અતિશય ચપળતાની જ છાપ પડતી હતી; તેના હલનચલનમાં પંખીના જેવી ચપળતા હતી. તેનામાં સૌથી વધારે ધ્યાન ખેંચે એવો તો તેનો અવાજ હતો— ઊંચો, રણકતો, અને આરોહ અવરોહ વિનાનો. તે કોઈ પણ જાતના

વૈવિધ્ય વગર કાન ઉપર પડતો અને હવાથી ચાલતી શારડીના ક્રૂર ઘોંઘાટની પેઠે જ્ઞાનતંતુઓને પીડા કરતો.

'આ તો તમને ઘર જેવું લાગતું હશે,' ડૉ. મૅકફેઈલે પોતાના આછા પ્રયત્નાસિદ્ધ સ્મિત સાથે કહ્યું.

'અમારા ટાપુઓ તો નીચા છે, આના જેવા નથી, સમજ્યા, પરવાળાંના છે, આ તો જ્વાળામુખીના છે; ત્યાં પહોંચતાં તો અમને બીજા દસ દિવસ લાગશે.'

'અહીં તો એ પોતાના ગામના બીજા ફળિયામાં હોઈએ એમ જ ગણાય,' ડૉ. મૅકફેઈલે મશ્કરીમાં કહ્યું.

'એ તો અતિશયોક્તિ કહેવાય; પણ અહીં દક્ષિણ સમુદ્રમાં ગાઉ જુદા છે એ ખરું, એટલે અંશે તમારી વાત સાચી છે.'

ડૉ. મૅકફેઈલે સહેજ નિસાસો નાખ્યો.

'સારું થયું કે અમને અહીં નહોતાં મૂક્યાં,' તેણે આગળ ચલાવ્યું. 'કહે છે કે અહીં કામ કરવું અત્યંત મુશ્કેલ છે. સ્ટીમરો આવે એને લીધે લોકો અસ્થિર થઈ જાય છે; અને વધારામાં પાછું દરિયાઈ થાણું પણ છે; દેશીઓને માટે એ બહુ ખરાબ કહેવાય. અમારા ભાગમાં અમારે આવી મુસીબતો સામે ઝૂઝવું પડતું નથી. એક બે વેપારીઓ છે ખરા, પણ અમે તેમને સીધા રાખીએ છીએ, અને જો નહિ માને તો અમે એવું કરી મૂકીએ છીએ કે તેઓ પોતાની મેળે જ ચાલ્યા જાય છે.'

ચશ્માં બરાબર નાક ઉપર ગોઠવીને તે નિર્દય નજરે લીલા બેટ તરફ તાકી રહી.

'અહીં આગળ તો મિશનરીનું કામ લગભગ અશક્ય જ બની જાય એવું છે. અમે એમાંથી બચી ગયાં એટલા માટે હું પ્રભુનો જેટલો પાડ માનું તેટલો ઓછો છે.'

ડેવિડસનનું કાર્યક્ષેત્ર સામોઆની ઉત્તરે આવેલા એક દ્વીપસમૂહમાં

હતું. તે બધા ખૂબ દૂર દૂર આવેલા હતા અને તેમને ઘણી વાર લાંબે સુધી કેનો-નાવડીમાં જવું પડતું. આવે પ્રસંગે તેમની પત્ની મુખ્ય સ્થળે રહેતી અને મિશનની વ્યવસ્થા કરતી. અને જે કાબેલિયતથી તે આ વ્યવસ્થા ચલાવતી હશે એનો વિચાર આવતાં ડૉ. મૅકફેઈલની છાતી બેસી ગઈ. કશાથી ન ઢંકાય એવે સ્વરે તે દેશીઓના અધઃપતનની વાત કરતી હતી, અને તેમાં રહેલી ભયંકરતામાં એને મઝા પડતી હોય એમ મલાવી મલાવીને તે કહેતી હતી. તેની શિષ્ટતાની લાગણી અતિ અદ્‌ભુત હતી. ઓળખાણની શરૂઆતમાં તેણે ડૉકટરને કહ્યું હતુંઃ

'તમને ખબર છે, કે અમે જ્યારે તે ટાપુઓમાં પહેલ વહેલાં રહેવા ગયાં ત્યારે એ લોકોના લગ્નના રિવાજો એવા ઘૃણાસ્પદ હતા, કે હું તમારી આગળ વર્ણવી પણ ન શકું. પણ હું મિસિસ મૅકફેઈલને કહીશ અને તેઓ તમને કહેશે.'

ત્યાર પછી તેમણે પોતાની પત્ની અને મિસિસ ડેવિડસનને પોતાની ડેકચેર અડોઅડ લઈને લગભગ બે કલાક સુધી બહુ જ મહત્ત્વની વાતચીતમાં મશગૂલ થયેલાં જોયાં હતાં. તે વ્યાયામ માટે આંટા મારતા મારતા તેમની પાસે થઈને જતા હતા ત્યારે તેમણે દૂરના પર્વતના ઝરણાના જેવો મિસિસ ડેવિડસનનો ઉશ્કેરાટભર્યો ગુસપુસનો અવાજ સાંભળ્યો હતો, અને પોતાની પત્નીના પહોળા મોં અને ફિક્કા ચહેરા ઉપરથી તે સમજી શકયા હતા કે તે કોઈ ભયંકર વાત રસપૂર્વક અનુભવી રહી છે.

'કેમ, મેં શું કહ્યું હતું?' બીજે દિવસે સવારમાં મિસિસ ડેવિડસન ઉત્સાહપૂર્વક બોલી ઊઠયાં. 'તમે કદી આવી ભયંકર વાત સાંભળી છે? હું તમને ન કહી શકી એમાં તમને હવે નવાઈ નહિ લાગતી હોય, લાગે છે? તમે ડૉકટર છો છતાં.'

મિસિસ ડેવિડસન તેના મોં તરફ તાકી રહ્યાં. પોતે ધારી

અસર ઉપજાવી છે એ જોવાની તેનામાં નાટકી ઉત્સુકતા હતી.

'અમે પહેલ વહેલાં ત્યાં ગયાં ત્યારે અમારી તો છાતી જ બેસી ગઈ, એની તમને હવે કંઈ નવાઈ લાગે છે ! હું કહીશ તો તમે માનશો નહિ, પણ કોઈ પણ ગામમાં એક પણ સારી છોકરી મળવી મુશ્કેલ હતી.'

તેણે 'સારી' શબ્દ અતિશય પારિભાષિક અર્થમાં વાપર્યો હતો.

'મેં ને મિ. ડેવિડસને એ વસ્તુ ચર્ચી લીધી અને અમે નક્કી કર્યું કે સૌથી પહેલું કામ નાચ બંધ કરાવવાનું કરવું જોઈએ. દેશીઓ નાચની પાછળ ગાંડા હતા.'

'મને પણ એનો કંટાળો નહોતો—જુવાનીમાં.' ડૉ. મૅકફેઈલે કહ્યું.

'કાલે રાતે તમે મિસિસ મૅકફેઈલને એક ચક્કર લગાવવા કહ્યું ત્યારે જ મને એનો ખ્યાલ આવ્યો હતો. હું નથી ધારતી કે કોઈ પુરુષ પોતાની પત્ની સાથે નાચે એમાં કંઈ ખરેખર નુકસાન હોય, પણ જ્યારે તેમણે ના પાડી ત્યારે મારો જીવ હેઠો બેઠો. પરિસ્થિતિ જોતાં મને લાગ્યું કે આપણે બહુ ન ભળીએ એ સારું છે.'

'કઈ પરિસ્થિતિ ?'

મિસિસ ડેવિડસને ચશ્માંમાંથી તેમના તરફ એક ઝડપી નજર ફેંકી પણ તેમના સવાલનો જવાબ ન આપ્યો.

'પણ ગોરા લોકોની વાત જુદી છે,' તેણે આગળ ચલાવ્યું. 'જો કે મારે કહેવું જોઈએ કે હું મિ. ડેવિડસનની સાથે સંમત થાઉં છું કે કોઈ પતિ એક બાજુ ઊભો ઊભો પોતાની પત્નીને બીજા માણસની બાથમાં શી રીતે જોઈ શકે ? મને મારે વિશે જો પૂછતા હો તો લગ્ન પછી હું તો એક પગલું યે નાચી નથી. પણ દેશી નાચ જુદી જ વસ્તુ છે. એ જાતે જ અનીતિમય છે, એટલું જ નહિ, એ સ્પષ્ટપણે અનીતિને માર્ગે લઈ જાય છે. ગમે તેમ હો, પણ અમે એ વસ્તુને કચરી નાખી એ બદલ હું પ્રભુનો પાડ માનું છું.

અને હું જો એમ કહું કે અમારા ભાગમાં આઠ વરસ થવાં કોઈ નાચ્યું નથી તો તેમાં લગારે ખોટું નથી.'

પણ હવે તો તેઓ બંદરના મુખ આગળ આવી પહોંચ્યાં હતાં અને મિસિસ મૅકફેઇલ આવીને તેમની ભેગાં ભળ્યાં. વહાણે એકદમ વળાંક લીધો અને તે ધીમે ધીમે અંદર ગયું. બંદર જમીનથી બંધાયેલું અને લડાયક જહાજોનો આખો કાફલો રહી શકે એવું મોટું હતું. અને તેની બધી મેર ઊંચા, સીધા ચઢણવાળા, લીલા પહાડો આવેલા હતા. પ્રવેશદ્વાર પાસે જ, સાગરમાંથી જે કાંઈ આવે તે પવનનું સુખ ભોગવતો ગવર્નરનો બંગલો નાના બગીચા વચ્ચે ઊભો હતો. ધ્વજદંડ ઉપર તારા અને પટ્ટા અંકિત વાવટો શિથિલ ભાવે લટકતો હતો. તેઓએ બે ત્રણ સુઘડ બંગલાઓ અને ટેનિસકોર્ટ વટાવ્યા અને પછી ગોદી વાળે ધક્કે પહોંચ્યાં. મિસિસ ડૅવિડસને બસો ત્રણસો વારને અંતરે ઊભું રાખેલું મોટું જહાજ બતાવ્યું જે તેમને એપિયા લઈ જવાનું હતું. ટાપુના બધા ભાગોમાંથી આવેલા કુતૂહલી ઘોંઘાટિયા અને આનંદી દેશીઓનું મોટું ટોળું જામ્યું હતું. કેટલાક કેવળ કુતૂહલને ખાતર આવ્યા હતા અને કેટલાક સિડની જતા મુસાફરો સાથે માલનો અદલોબદલો કરવા આવ્યા હતા. તેઓ પોતાની સાથે અનનાસ, મોટી મોટી કેળાંની લૂમો, 'ટાપા' નામે ઓળખાતું કપડું, છીપલાં અથવા શાર્ક માછલીના દાંતની માળાઓ, કાવાપાત્રો, અને લડાયક નાવડિયોના નાના નમૂનાઓ લાવ્યા હતા. સ્વચ્છ અને સુઘડ, દાઢી મૂંછ મૂંડેલા અને નિખાલસ ચહેરાવાળા અમેરિકન ખલાસીઓ એ લોકોમાં લટાર મારતા હતા, અને અમલદારોની પણ એક નાનકડી ટોળી હતી. પોતાનો સામાન ઊતરતો હતો એ દરમિયાન મૅકફેઇલ અને ડૅવિડસન દંપતીએ આ ટોળાનું નિરીક્ષણ કર્યું. ઘણાંખરાં બાળકોને અને જુવાન છોકરાઓને ચાંદાં થયેલાં હતાં તેના તરફ ડૉ. મૅકફેઇલની નજર ગઈ અને જ્યારે તેમણે હાથીપગાના દરદીઓને

પહેલ વહેલા જોયા—કોઈનો હાથ ખૂબ ફૂલી ગયેલો હોય અથવા સૂજીને બેડોળ બની ગયેલો પગ ઢસડતો ઢસડતો કોઈ જતો હોય તે જ્યારે એમણે જોયું ત્યારે એમની ધંધાદારી આંખોમાં ચમક આવી. સ્ત્રીઓ અને પુરુષોએ 'લાવા-લાવા' પહેર્યાં હતાં.

'આ બહુ જ અસભ્ય વેશ છે,' મિસિસ ડૅવિડસને કહ્યું. 'મિસ્ટર ડૅવિડસન માને છે કે કાયદાથી એની મનાઈ કરવી જોઈએ. જ્યારે લોકો માત્ર કમરની આસપાસ એક લાલ દોરી જ વીંટીને ફરતા હોય ત્યારે તમે તેઓ નીતિમાન થાય એવી શી રીતે આશા રાખી શકો ?'

'અહીંનાં હવાપાણીને એ તદ્દન અનુકૂળ છે.' પોતાને માથેથી પસીનો લૂછી નાખતાં ડૉકટરે કહ્યું.

હવે તો એ લોકો જમીન ઉપર ઊતર્યાં હતાં એટલે વહેલી સવાર હોવા છતાં ગરમીએ ત્રાસ આપવા માંડ્યો હતો. ચારે બાજુથી ડુંગરોએ ઘેરી લીધું હોવાથી પાગો-પાગોમાં પવનની એક ફૂંક સુદ્ધાં આવતી નહોતી.

'અમારા ટાપુઓમાં' મિસિસ ડૅવિડસને પોતાને તીવ્ર સ્વરે શરૂ કર્યું, 'અમે 'લાવા-લાવા'નો લગભગ નાશ કર્યો છે. માત્ર કેટલાક ઘરડા માણસો એ પહેરે છે એ જ, સ્ત્રીઓ તો બધી 'મધર હુબર્ડ' ઝભ્ભાઓ પહેરવા લાગી છે, અને પુરુષો લેંઘા અને વાસ્કૂટ પહેરે છે. અમે રહેવા ગયાં ત્યારે શરૂઆતના એક નિવેદનમાં મિ. ડૅવિડસને લખ્યું હતુંઃ જ્યાં સુધી દસ વરસની ઉપરના એકે એક છોકરાને લેંઘો પહેરાવવામાં ન આવે ત્યાં સુધી આ ટાપુના વતનીઓ કદી પૂરા ખ્રિસ્તી થવાના નથી.'

પણ મિસિસ ડૅવિડસને બંદરના મુખ તરફ તણાતાં આવેલાં કાળાં વાદળાં તરફ પંખીના જેવી ચપળ નજર બે ત્રણ વાર ફેંકી હતી. થોડા થોડા છાંટા પડવા માંડ્યા હતા.

'આપણે કયાંક ઓથામાં ઊભાં રહીએ તો સારું.' તેણે કહ્યું.

આખા ટોળા સાથે તેઓ બધાં પતરાંના એક મોટા છાપરા નીચે જઈને ઊભાં, અને વરસાદ ધોધમાર પડવા લાગ્યો. તેઓ ત્યાં થોડી વાર ઊભાં હશે ત્યાં તો મિસ્ટર ડેવિડસન તેમને જઈ મળ્યા. પ્રવાસ દરમિયાન તેમણે મેકફેઈલ દંપતી સાથે સારો વિનય જાળવ્યો હતો, પણ તેમનામાં પોતાની પત્નીના જેવું મળતાવડાપણું નહોતું, અને તેમણે ઘણો ખરો વખત વાંચવામાં જ ગાળ્યો હતો. તેઓ ખૂબ શાંત, બલકે એકલગંધા આદમી હતા, અને તમને જરૂર એમ લાગે કે મળતાવડાપણું એ પણ ખ્રિસ્તી તરીકેની એક ફરજ તરીકે તેમણે પોતા પર લાદેલી વસ્તુ હતી. તે સ્વાભાવથી જ ઓછાબોલા અને ઉદાસીન હતા. તેમનો દેખાવ જુદી જ જાતનો હતો. તે ખૂબ ઊંચા અને પાતળા હતા, અને તેમના લાંબા લાંબા હાથપગ ઢીલા જોડેલા હોય એમ લાગતું હતું. ડાચાં બેસી ગયેલાં હતાં અને ગાલનાં હાડકાં વિચિત્ર રીતે ઊપસી આવેલાં હતાં. તેમનો આખો દેખાવ એવો મુડદાના જેવો હતો કે તેમના ભરાવદાર અને વિષયી હોઠો જોઈને નવાઈ લાગે. તેઓ લાંબા વાળ રાખતા હતા. ઊંડી બખોલમાં રહેલી તેમની કાળી આંખો મોટી અને કારમી હતી. તેમનાં મોટાં લાંબાં આંગળાંવાળા હાથ ખૂબ ઘાટીલા હતા. પણ એમને વિશે સૌથી ધ્યાન ખેંચે એવી વસ્તુ તો એ હતી કે તમે એમને જુઓ તો ભારેલા અગ્નિ જેવા લાગે. એની ખૂબ અસર થતી અને એમની સમક્ષ માણસ ન કળાય એમ અસ્વસ્થ બની જતો. કોઈ પણ પ્રકારનો નિકટ સંબંધ બાંધી શકાય એવા એ માણસ જ નહોતા.

અત્યારે તે મૂઆના સમાચાર લઈને આવ્યા. બેટ ઉપર હમણાં શીતળાનો રોગચાળો ફાટી નીકળ્યો હતો અને 'કાનકા' લોકોમાં તો એ ભયંકર અને મોટે ભાગે જીવલેણ રોગ ગણાતો હતો. જે જહાજ એમને આગળ લઈ જવાનું હતું તેના એક ખલાસીને પણ શીતળા

નીકળ્યાં હતાં. તે દરદીને કાંઠે લાવ્યા હતા અને તેને ક્વૉરંટાઈનની હૉસ્પિતાલમાં રાખ્યો હતો, પણ એપિયાથી તાર મારફતે એવી સૂચના આવી હતી કે બીજા કોઈ ખલાસીને શીતળા નીકળ્યાં નથી એવી ખાત્રી થયા વગર જહાજને બંદરમાં દાખલ થવા દેવામાં નહિ આવે.

'એનો અર્થ એ થયો કે આપણે ઓછામાં ઓછા દસ દિવસ સુધી અહીં રહેવું પડવાનું.'

'પણ એપિયામાં મારી ખાસ જરૂર છે,' ડૉક્ટર મૅકફેઈલે કહ્યું.

'પણ એનો ઉપાય નથી. જો કોઈ નવો કેસ ન થાય તો જહાજને ગોરા મુસાફરોને લઈને ઊપડવા દેવામાં આવશે, પણ દેશીઓની અવર જવર તો ત્રણ મહિના સુધી તદ્દન બંધ કરી દેવામાં આવી છે.'

'અહીં હોટેલ છે?' મિસિસ મૅકફેઈલે પૂછ્યું.

ડેવિડસને મંદ સ્મિત કર્યું.

'નથી.'

'તો આપણે શું કરીશું?'

'મેં ગવર્નર સાથે વાત કરી છે. કાંઠા ઉપર એક વેપારી રહે છે, તે ઓરડીઓ ભાડે આપે છે, અને મારી સૂચના એવી છે કે વરસાદ રહે કે તરત આપણે ત્યાં પહોંચી જવું અને જોવું કે કંઈ થઈ શકે છે. સગવડની આશા જ ન રાખશો. માથે છાપરું અને સૂવા ખાટલો મળે તો ય પ્રભુનો પાડ.'

પણ વરસાદ અટકવાનાં કંઈ લક્ષણ દેખાયાં નહિ. આખરે છત્રી લઈને અને વૉટરપ્રૂફ ડગલા ચઢાવીને તેઓ નીકળી પડ્યાં. એ કંઈ શહેર નહોતું. માત્ર થોડા અમલદારોના બંગલા હતા, એક બે ભંડારો હતા, પાછલી બાજુએ નાળિયેરીઓ અને કેળોમાં થોડાં દેશીઓનાં મકાન હતાં. તેઓ જે ઘેર જવા માગતાં હતાં તે ધક્કાથી પાંચ મિનિટને રસ્તે આવેલું હતું. એ બે માળનું ચોકઠાંવાળું મકાન

હતું, ઉપર નીચે પહોળી ઓશરી હતી, અને પતરાંનું છાપરું હતું. તેનો માલીક હૉર્ન નામે એક હાફકાસ્ટ હતો; તે દેશી બાઈને પરણ્યો હતો અને તેની આસપાસ નાનાં નાનાં ભૂખરાં છોકરાં વીંટળાયા કરતાં હતાં. ભોંય તળિયે તે એક સ્ટોર ચલાવતો હતો અને તેમાં સૂતરાઉ કાપડ અને કેટલીક ચીજોના ટિનના પૅક ડબ્બા વેચતો હતો. તેણે એ લોકોને જે ઓરડાઓ બતાવ્યા તેમાં ફરનિચર નહિ જેવું જ હતું. મૅકફેઈલના ઓરડામાં એક ફાટી ગયેલી મચ્છરદાનીવાળો જૂનો પુરાણો ખાટલો, એક ડગમગી ગયેલી ખુરસી અને હાથ મોં ધોવાની ઘોડી સિવાય કશું જ નહોતું. તેઓ તો અકળાઈને આમતેમ જોવા લાગ્યાં. વરસાદ તો અટક્યા વગર પાણી નાખ્યા જ કરતો હતો.

'હું તો બધા દાગીના બંધ જ રાખવાની છું; જોઈએ તેથી એકપણ વધારે વસ્તુ બહાર કાઢવાની નથી.'

મિસિસ મૅકફિલે કહ્યું.

તે એક પેટી ઉઘાડતી હતી એવામાં મિસિસ ડૅવિડસન અંદર આવી. તે ખૂબ ચપળ અને છોંટવાળી હતી. આવા ગમગીન વાતાવરણની પણ તેના ઉપર કશી અસર થઈ નહોતી.

'તમે જો મારું કહ્યું માનતાં હો તો સોયદોરો લઈને એકદમ આ મચ્છરદાની સાંધવા મંડી પડો,' તેણે કહ્યું, 'નહિ, તો આજે રાતે એક મટકું યે ઊંઘ નહિ પામો.'

'મચ્છરો બહુ હશે?' ડૉ. મૅઈકિફેઈલે પૂછ્યું.

'આ તો મચ્છરની મોસમ છે. એપિયામાં ગવર્નમેન્ટ હાઉસમાં પાર્ટીનું આમંત્રણ આપે છે ત્યારે ત્યાં બધી સ્ત્રીઓને ઓશીકાની એકેકી ખોળ આપે છે, પોતાના પગેથી ઉપર ચડાવી દેવા.'

'એક ઘડી વરસાદ અટકે તો સારું,' મિસિસ મૅકફેઈલે કહ્યું. 'તડકો પડ્યો હોય તો આ ઓરડામાં જરા સગવડ કરવાનું

મને થાવ.'

'અરે, તમે એની રાહ જોઈને બેસી રહેશો તો તો પાર જ નહિ આવે, પાસિફિકમાં વધારેમાં વધારે વરસાદ કદાચ પાગો–પાગોમાં જ પડતો હશે. તમે જુઓ છો ને પેલા ડુંગરા અને આ અખાત —એ વરસાદને ખેંચી લાવે છે, અને આ વખતે તો વરસાદ હોય જ.'

જાણે કંઈ જ સૂઝતું ન હોય એમ અસહાય બનીને ઓરડામાં જુદે જુદે ઠેકાણે ઊભેલાં ડૉ. મૅકફેઈલિને અને તેમની પત્નીને જોઈને તેણે પોતાનું મોં સંકોચ્યું. તેને લાગ્યું કે મારે આમને હાથમાં લેવાં જોઈએ. એમના જેવાં આવડત વગરનાં માણસોને જોઈ એ અકળાઈ જતી. તેના હાથ બધું વ્યવસ્થિત કરી દેવાને સળવળી રહ્યા. વ્યવસ્થા તેને સ્વાભાવિક હતી.

'લાવો, તમે મને સોયદોરો આપો, એટલે હું તમારી મચ્છરદાની સાંધી આપું. અને તમે તમારો સામાન છોડો: એક વાગે જમવાનું થવાનું છે. ડૉ. મૅકફેઈલિ, તમે એના કરતાં ધક્કા ઉપર જાઓ, અને જુઓ કે તમારો ભારે સામાન સૂકી જગ્યામાં મૂક્યો છે કે નહિ. આ દેશીઓ કેવા છે તે તો તમને ખબર છે; એ લોકો એવી જગ્યાએ ગોઠવે એવા છે કે જ્યાં વરસાદ આખો વખત એના ઉપર જ ઝડી કર્યા કરે.'

ડૉક્ટરે પાછો વૉટરપ્રૂફ પહેરી લીધો. તે નીચે ગયા. બારણા આગળ મિ. હૉર્ન, જે વહાણમાં બેસીને આ લોકો હમણાં આવ્યા હતા તેના ક્વાર્ટર માસ્ટર અને એક સેકન્ડ ક્લાસની મુસાફર બાઈ જેને ડૉ. મૅકફેઈલે બે ચાર વાર વહાણમાં જોઈ હતી તેની સાથે વાત કરતો ઊભો હતો. તે ત્યાંથી નીકળ્યા ત્યારે તે ઠીંગણા, ચીમળાયલા, અતિશય ગંદા ક્વાર્ટર માસ્ટરે ડૉક્ટરને માથું હલાવીને સલામ કરી.

'આ તો બહુ ખરાબ થયું, શીતળાવાળું, ડૉક્ટર,' તેણે કહ્યું. 'વાહ તમે તો ગોઠવાઈ પણ ગયા અત્યારમાં.'

ડૉ. મૅક્ફેઇલને લાગ્યું કે આ બહુ નિકટતાથી વાત કરે છે, પણ તે બહુ શરમાળ માણસ હતા અને તેમને ઝટ ખોટું લાગતું નહોતું.

'હા, અમને ઉપર એક ઓરડી મળી છે.'

'મિસ ટોમ્સન તમારી સાથે એપિયા આવતાં હતાં, એટલે હું તેમને અહીં લઈ આવ્યો છું.'

ક્વાર્ટર માસ્ટરે અંગૂઠા વતી પોતાની પાસે ઊભેલી બાઈને બતાવી. તેની ઉમ્મર કદાચ સત્તાવીસ વરસની હશે; તે જાડી અને ગ્રામ્ય રીતે ફૂટડી હતી. તેણે સફેદ વસ્ત્રો અને મોટી સફેદ હૅટ પહેરી હતી. તેની સફેદ સુતરાઉ મોજાંમાં ઢંકાયલી જાડી પીંડીઓ સુંવાળા બકરીના ચામડાની સફેદ લાંબી બૂટો ઉપર ઉપસેલી દેખાતી હતી. તેણે મૅક્ફેઇલ તરફ જોઈને મહેરબાની માગતી હોય એમ સ્મિત કર્યું.

'ભાઈ સાહેબ ઘોલકા જેવી ઓરડીનો મારી પાસે રોજનો દોઢ ડૉલર પડાવવા માગે છે,' તેણે ઘોઘરા અવાજે કહ્યું.

'હું તમને કહું છું ને કે એ મારી મિત્ર છે,' ક્વાર્ટર માસ્ટરે કહ્યું: 'જુઓ, એ ડૉલરથી વધારે નહિ આપી શકે, અને તમારે એને જરૂર એટલામાંજ રાખવી તો પડવાની જ.'

વેપારી જાડો અને સુંવાળો હતો અને શાંતિથી મલકાતો હતો.

'ભલે. જો એમજ હોય તો પછી મિ. સ્વૉન, હું વિચાર કરી જોઈશ. હું મિસિસ હૉર્નને વાત કરીશ, અને જો અમે ભાડું ઓછું કરી શકીએ એમ હશે તો ઓછું કરીશું.'

'મારી સાથે એ બધી ચાલાકી જવા દેજો,' મિસ ટોમ્સને કહ્યું. 'હમણાં ને હમણાં નક્કી કરી નાખો. તમને ઓરડીનો રોજનો ડૉલર મળશે, એક પાઈ પણ વધારે મળવાની નથી.'

ડૉ. મૅકફેઇલ હસી પડ્યા. એ બાઈએ જે ધૃષ્ટતાથી સોદો કર્યો તે જોઈને એ ખુશ થઈ ગયા. તે પોતે એવા માણસ હતા કે જે માગે તે આપી દેતા. ખેંચાખેંચ કરવા કરતાં થોડું વધારે આપવું પડે તો આપવાનું તેઓ પસંદ કરતા. વેપારીએ નિસાસો નાખ્યો.

'ભલે, મિ. સ્વૉન કહે છે તો હું એટલું લઈશ.'

'પેલો રહ્યો સામાન,' મિસ ટોમ્સને કહ્યું. 'આવો હવે અંદર અને ચઢાવો પ્યાલી. પેલા થેલામાં મારી પાસે ઉત્તમ રાઈનો દારૂ છે, જો લાવો તો, મિ. સ્વૉન. તમે પણ આવોને, ડૉકટર.'

'હું નહિ આવું, માફ કરજો.' તેમણે કહ્યું. 'હું અમારો સામાન બરાબર મુકાયો છે કે નહિ તે જોવા જાઉં છું.'

તેમણે વરસાદમાં ચાલવા માંડયું. બારાના મોં આગળથી સખત ઝાપટું આવતું હતું અને સામો કિનારો આખો દેખાતો બંધ થઈ ગયો હતો. બે ત્રણ દેશીઓ કેવળ લાવાલાવા પહેરીને અને માથે મોટી છત્રીઓ ઓઢીને તેમની પાસે થઈને ગયા. તેઓ લહેરથી ડોલતા ડોલતા અને ટટાર રહીને સુંદર રીતે ચાલતા હતા; તેમણે જતાં જતાં વિચિત્ર ભાષામાં ડૉકટરને આવકાર આપ્યો.

તે પાછા આવ્યા ત્યારે લગભગ ભોજનનો સમય થવા આવ્યો હતો, અને વેપારીના દીવાનખાનામાં ભોજન પીરસાયેલું હતું. ઓરડો રહેવા માટે નહિ પણ પ્રતિષ્ઠા માટે બાંધેલો લાગતો હતો, અને ત્યાંનું વાતાવરણ પણ પુરાણું અને ગમગીન લાગતું હતું. છાપેલા પ્લશથી મઢેલું ફરનીચર ભીંતને અડીને સુઘડતાથી ગોઠવેલું હતું અને છતની મધ્યમાંથી માખીથી બચાવવા પીળા પાતળા કાગળ વીંટેલું ઝુમ્મર લટકતું હતું. ડેવિડસન આવ્યા નહોતા.

'મને ખબર છે કે તે ગવર્નરને મળવા ગયા છે,' મિસિસ ડેવિડસને કહ્યું, 'અને હું ધારું છું કે તેમને જમવા રોકી લીધા હશે.'

એક નાની દેશી છોકરી હૅમ્બુરર્ગર સ્ટીકની રકાબી મૂકી ગઈ અને થોડી વાર પછી વેપારી આવીને બધું બરાબર છે તેની ખાત્રી કરી ગયો.

'મિ. હૉર્ન, અમને કોઈ સહ–વાસી મળ્યું લાગે છે,' ડૉ. મૅકફેઈલે કહ્યું.

'તેણે એક ઓરડી રાખી છે, એટલું જ,' વેપારીએ જવાબ દીધો. 'તે જમવાનું પોતે મંગાવી લે છે.'

તેણે બંને સ્ત્રીઓ તરફ તાબેદારીભરી નજરે જોયું.

'મેં તેને નીચે રાખી છે, એટલે કશી અડચણ નહિ થાય. એ તમને કશી તકલીફ નહિ આપે.'

'એ કોઈ આગબોટમાંનું છે?' મિસિસ મૅકફેઈલે પૂછ્યું.

'હા જી, એ બીજી કૅબિનમાં હતી. એ એપિયા જતી હતી. એને ત્યાં કૅશિયરની નોકરી મળવાની છે.'

'એમ!'

વેપારી ગયો એટલે મૅકફેઈલે કહ્યું:

'હું નથી ધારતો કે એને પોતાના ઓરડામાં ખાવાનું બરાબર ફાવે.'

'એ બીજી કૅબિનમાં હતી એટલે એને કદાચ ફાવશે.' મિસિસ ડૅવિડસને કહ્યું. 'મને કંઈ બરાબર ખબર નથી કે એ કોણ હશે.'

'ક્વાર્ટર માસ્ટર એને લઈને આવ્યા ત્યારે અચાનક હું ત્યાં હતો. એનું નામ ટૉમ્સન છે.'

'ગઈ કાલે રાતે ક્વાર્ટર માસ્ટર સાથે નાચતી હતી તે તો નહિ ને?' મિસિસ ડૅવિડસને પૂછ્યું.

'તે જ હોવી જોઈએ,' મિસિસ મૅકફેઈલે કહ્યું. 'તે વખતે જ મને થયું હતું કે એ કોણ હશે. મને જરા શિથિલ ચારિત્રની લાગી.'

'સારા કુટુંબની નથી લાગતી.' મિસિસ ડૅવિડસને કહ્યું.

તેઓ બીજી વાતો કરવા લાગ્યાં અને ભોજન પછી, વહેલાં ઊઠેલાં તેના થાકને લીધે, તેઓ પોતપોતાના ખંડમાં જઈને સૂઈ ગયાં. તેઓ જાગ્યાં ત્યારે જો કે આકાશ હજી કાળું હતું અને વાદળાં નીચાં આવેલાં હતાં, છતાં વરસાદ પડતો નહોતો. તેઓ ઉપસાગર ઉપર અમેરિકનોએ બાંધેલા રાજમાર્ગ ઉપર ફરવા નીકળ્યાં.

તેઓ પાછાં આવીને જુએ છે તો ડેવિડસન સહેજ પહેલાંજ આવેલા હતા.

'આપણને કદાચ પંદરેક દિવસ અહીં રહેવું પડશે,' તેમણે ચિડાઈને કહ્યું. 'મેં ગવર્નર સાથે ખૂબ ચર્ચા કરી, પણ તેઓ કહે છે કે કંઈજ થઈ શકે એમ નથી.'

'મિ. ડેવિડસન પાછા કામે ચડવાને ઝંખી રહ્યા છે,' તેમના તરફ એક ચિંતાભરી નજર નાખીને તેમનાં પત્નીએ કહ્યું.

'આપણે વરસ દિવસ થયાં બહાર ગયાં હતાં,' વરંડામાં આંટા મારતાં મારતાં તેઓ બોલ્યા. 'મિશન દેશી મિશનરીઓના હાથમાં સોંપેલું છે, અને તેઓએ બધાં કામમાં ઢીલાશ આણી મૂકી હશે, એ વિચારે હું ખૂબ મૂંઝાયા કરું છું. તેઓ માણસ સારા છે, તેમની વિરુદ્ધ હું કશું કહેતો નથી, ઈશ્વરથી ડરનારા, નિષ્ઠાવાળા, અને સાચા ખ્રિસ્તી માણસો છે—આપણા દેશના કેટલાય કહેવાતા ખ્રિસ્તીઓને એમના ખ્રિસ્તીપણા આગળ નીચું જોવું પડે એમ છે—પણ એમનામાં ઉત્સાહનો એવો અભાવ છે કે આપણને દયા આવે. તેઓ એક વાર મક્કમ રહે, બે વાર રહે, પણ હમેશાં નહિ રહી શકે. તમે જો કોઈ દેશી મિશનરીના હાથમાં મિશન સોંપી દો તો તે ગમે તેટલો વિશ્વાસપાત્ર જણાતો હોય તો પણ જતે દિવસે તમને માલમ પડશે કે તેણે દોષો પેસવા દીધા છે.'

મિ. ડેવિડસન સ્થિર ઊભા રહ્યા. તેમનો ઊંચો પાતળો દેહ, તેમના ફિક્કા ચહેરામાંથી ઝગારા મારતી તેમની વિશાળ આંખો,—

એ બધાંને લીધે તે ભારે પ્રભાવશાળી લાગતા હતા. તેમના અભિનયના જુસ્સામાં અને ઘેરા રણકતા અવાજમાં તેમની નિષ્ઠા જણાઈ આવતી હતી.

'મારે માટે કામ તૈયાર જ હશે એવું હું માનું છું. હું પગલાં લેવામાં લગારે વિલંબ કરવાનો નથી, ઝાડ જો સડી ગયું હશે તો તેને કાપીને ભડકામાં હોમી દેવામાં આવશે.'

સાંજે વાળુ અને ચા પછી બધાં પેલા અક્કડ દીવાનખાનામાં બેઠાં હતાં—સ્ત્રીઓ કામ કરતી હતી અને ડૉ. મૅકફેઈલ પોતાની ચૂંગી પીતા હતા, ત્યારે મિશનરીએ બેટોમાં પોતે શું કામ કરે છે, તેની વાત કહી.

'અમે જ્યારે ત્યાં ગયાં ત્યારે તે લોકોને પાપનું લગારે ભાન નહોતું,' તે બોલ્યા. 'તેઓ શાસ્ત્રની આજ્ઞાઓ એક પછી એક તોડતા જતા હતા, અને તેમને ખ્યાલે નહોતો કે પોતે કશું અનુચિત કરે છે. અને મને લાગે છે કે મારું મુશ્કેલમાં મુશ્કેલ કામ એ દેશીઓમાં પાપની ભાવના જગાડવાનું હતું.'

મૅકફેઈલ દંપતીને અત્યાર પહેલાં ખબર પડી ગઈ હતી કે સોલોમન ટાપુઓમાં પાંચ વરસ કામ કર્યા પછી ડૅવિડસનનો તેની પત્ની સાથે ભેટો થયો હતો. તે ચીનમાં મિશનરી હતી. બંનેને બૉસ્ટનમાં ઓળખાણ થઈ હતી. તેઓ બંને જણ રજામાં કોઈ મિશનરી કૉંગ્રેસમાં હાજરી આપવા ગયાં હતાં. તેઓનાં લગ્ન થઈ ગયા પછી તેમની આ ટાપુઓમાં નિમણૂક કરવામાં આવી હતી. ત્યારથી તેઓ ત્યાં જ કામ કરતાં હતાં.

મિ. ડૅવિડસન સાથે એમને જે વાતચીત થઈ તે બધીમાંથી એક વસ્તુ ખાસ તરી આવતી હતી કે તેમની હિંમત અટલ હતી. તેઓ મિશનરી ડૉક્ટર હતા એટલે આસપાસના કોઈ પણ ટાપુમાંથી ગમે ત્યારે તેડું આવવાનો સંભવ હતો. ચોમાસામાં જ્યારે પાસિફિક

સાગર તોફાને ચઢે છે ત્યારે વે'લબોટ પણ સલામત ન ગણાય, છતાં ઘણી વાર એમને તેડવા માટે સાંકડી નાવડી આવતી અને એ રીતે મુસાફરી ખૂબ જોખમકારક બની જતી. માંદગી કે અકસ્માતને પ્રસંગે તેઓ કદી આનાકાની કરતા નહિ. દસ બાર વખત તો તેમને આખી રાત મછવામાંથી પાણી ઉલેચ ઉલેચ કરવામાં ગાળવી પડી હતી, અને અનેક વાર મિસિસ ડેવિડસને તેમની આશા છોડી દીધી હતી.

'હું તેમને કોઈ વાર ન જવાને વિનવતી,' તેણે કહ્યું, 'અથવા તોફાન અટકે ત્યાં સુધી થોભી જવા કહેતી, પણ એ કદી સાંભળતા જ નહિ ને. એ બહુ જક્કી છે, અને એક વાર કંઈ નિર્ણય કર્યો એટલે તે કેમે કર્યો ફરવાનો જ નહિ.'

'હું દેશીઓને ઈશ્વિર ઉપર શ્રદ્ધા રાખવાને શી રીતે કહી શકું, જો હું પોતે જ શ્રદ્ધા રાખતાં ડરતો હોઉં તો?' ડેવિડસન બોલી ઊઠ્યા, 'અને હું ડરતો નથી, ડરતો નથી. તેમને ખાત્રી છે કે પોતાની આફતને વખતે જો તેઓ મને તેડવા મોકલે તો જઈ શકાય એમ હોય તો હું જવાનો જ. અને તમને એમ લાગે છે કે હું પ્રભુનું કામ કરતો હોઉં ત્યારે તે મારો ત્યાગ કરશે? તેની જ આજ્ઞાથી પવન વહે છે, અને તેની જ આજ્ઞાથી મોજાં પણ ઊછળે છે અને પછડાય છે.'

ડૉ. મૅકફેઈલ ભીરુ માણસ હતા. ખાઈઓ ઉપર વરસતા ગોળા જોવાને તે કદી ટેવાયા નહોતા, અને એક વખત જ્યારે તેમને આગલી હરોલમાં પાટાપિંડી માટે જવાનું આવ્યું હતું ત્યારે તેમને કપાળે પરસેવો વળી ગયો હતો અને તે પોતાના ધ્રૂજતા હાથ સ્થિર કરવા મથતા હતા ત્યાં તેમનાં ચશ્માં ઝાંખાં થઈ ગયાં હતાં. તેઓ મિશનરી તરફ જોઈને ધ્રૂજી ઊઠ્યા.

'હું કદી ડર્યો નથી એવું કહી શકું એમ હોત તો સારું,'

તે બોલ્યા.

'તમે ઇશ્વરમાં શ્રદ્ધા છે એવું કહી શકયા હોત તો સારું,' બીજાએ સામી ટકોર કરી.

પણ કોઈક કારણસર તે દિવસે સાંજે મિશનરીનું મન, ભૂતકાળમાં તેણે અને તેની પત્નીએ તે ટાપુઓમાં ગાળેલા શરૂઆતના દિવસોમાં ભમતું હતું.

'કોઈક વાર મિસિસ ડેવિડસન અને હું એક બીજા સામે જોઈ રહેતાં અને અમારી આંખમાંથી આંસુ વહેવા માંડતાં. અમે રાત દિવસ અવિરત કામ કરતાં, અને અમારી કશી પ્રગતિ થતી લાગતી નહિ. એ જો ન હોત તો હું શું કરત, મને સમજાતું નથી. જ્યારે મારું હૈયું બેસી જતું, જ્યારે હું લગભગ બધી આશા હારી બેસતો. ત્યારે તે મને હિંમત અને આશા આપતી.'

મિસિસ ડેવિડસને પોતાના કામ ભણી નીચું જોયું, અને તેના પાતળા ગાલો ઉપર સહેજ લાલી ફરી વળી. તેના હાથ સહેજ ધ્રૂજ્યા. તેની કંઈ બોલવાની હિંમત ન ચાલી.

'અમને મદદ કરનાર કોઈ નહોતું. પોતાનાં માણસોથી સેંકડો માઈલ દૂર, અંધકારથી ઘેરાયલાં અમે એકલાં જ હતાં. જ્યારે હું થાકી જતો અને ભાંગી પડતો ત્યારે તે પોતાનું કામ બાજુએ મૂકીને બાઇબલ લઈને આવતી અને બાળકનાં પોપચાં ઉપર ઊંઘ આવીને ઠરે એમ શાંતિ આવીને મારા ઉપર ઠરતી ત્યાં સુધી વાંચતી, અને આખરે જ્યારે તે પુસ્તક બંધ કરતી ત્યારે કહેતીઃ 'આપણે તેમનો વિરોધ વેઠીને પણ તેમનો ઉદ્ધાર કરીશું.' અને ફરી મારી પ્રભુ વિશેની શ્રદ્ધા પ્રબળ બનતી અને હું જવાબ વાળતો, 'હા, પ્રભુની મદદથી હું તેમનો ઉદ્ધાર કરીશ. મારે તેમનો ઉદ્ધાર કરવો જ જોઈએ.'

તે ટેબલ આગળ આવ્યા અને દેવળમાંનું ઢાળિયું હોય એમ તેની સામે ઊભા રહ્યા.

'તમે સમજ્યા ને, તેઓ સ્વભાવથી જ એવા અધમ હતા કે તેમનું પાપ પણ તેઓ જોઈ શકતા નહોતા. તેઓ જેને સ્વાભાવિક કાર્ય માનતા હતા તેને અમારે પાપ ગણાવવાં પડચાં. વ્યભિચાર, જૂઠ અને ચોરીને જ નહિ પણ પોતાનું શરીર ખુલ્લું રાખવું, નાચવું, દેવળમાં ન આવવું—એ બધાંને પણ અમારે પાપ ગણાવવાં પડચાં. છોકરી પોતાની છાતી ખુલ્લી રાખે અથવા પુરુષ લેંઘો ન પહેરે તો તે પણ પાપ ગણાય એમ મારે કરવું પડ્યું.'

'શી રીતે?' ડૉ. મૅકફેઈલે નવાઈ પામીને પૂછ્યું.

'મેં દંડની પ્રથા શરૂ કરી. એ તો દેખીતું જ છે કે કોઈ વસ્તુ પાપ છે એ સમજાવવા માટે તે વસ્તુ કરે તો આપણે તેમને સજા કરવી જોઈએ. તેઓ દેવળમાં ન આવતાં તો હું તેમનો દંડ કરતો, તેઓ નાચતાં તો હું દંડ કરતો. બરાબર કપડાં ન પહેર્યાં હોય તો હું દંડ કરતો. મેં એક કોષ્ટક બનાવ્યું હતું. દરેક પાપને માટે અમુક પૈસા ભરવાના હતા અથવા અમુક કામ કરવાનું હતું; અને આમ કરીને અંતે મેં તેમને સમજતાં કર્યાં.'

'પણ તે લોકો કદી આપવાની ના નહોતા પાડતા?'

'શી રીતે પાડે?' મિશનરીએ પૂછ્યું.

'મિસ્ટર ડૅવિડસનની સામે થનાર માણસને સાચે જ બે માથાં હોવાં જોઈએ,' પોતાના હોઠ તંગ કરતાં તેમનાં પત્ની બોલ્યાં.

ડૉ. મૅકફેઈલે અસ્વસ્થ નજરે ડૅવિડસન તરફ જોયું. તેમણે જે સાંભળ્યું તેનાથી તેમને આઘાત લાગ્યો હતો, પણ પોતાનો અણગમો વ્યક્ત કરતાં તેમણે આનાકાની કરી.

'તમારે ખ્યાલમાં રાખવું કે છેલ્લા ઉપાય તરીકે હું તેમને દેવળના સભ્યપદેથી બરતરફ કરી શકતો હતો.'

'એની તેમને ચિંતા હતી ખરી?'

ડૅવિડસને મંદ સ્મિત કર્યું અને ધીમેથી પોતાના હાથ ઘસ્યા.

'પછી તે લોકો કોપરું નહોતા વેચી શકતા. અને જ્યારે લોકો માછલાં પકડી લાવતા ત્યારે એ લોકોને તેમાંથી ભાગ નહોતો મળતો, એટલે ભૂખમરા જેવું જ થઈ રહેતું. બેશક એની તેમને ચિંતા હતી જ, ખૂબ હતી.'

'તમે એમને ફ્રેડ ઑલ્સનની વાત કહો,' મિસિસ ડૅવિડસન બોલ્યાં.

મિશનરીએ પોતાની આગભરી આંખો ડૉ. મૅકફેઇલ ઉપર ઠેરાવી.

'ફ્રેડ ઑલ્સન ડચ વેપારી હતો. ઘણાં વરસથી ટાપુ પર રહેતો હતો, અને વેપારી રહ્યો એટલે ઠીક ઠીક પૈસાદાર હતો, અને અમે આવ્યાં તે એને બહુ ગમ્યું નહોતું. કારણ, એ પોતાની ઇચ્છા મુજબ વર્તી શકતો હતો. દેશીઓને કોપરાનું જે આપવું હોય તે આપતો; તે બદલામાં સામાન અને વિસ્કી આપતો. તે એક દેશી બાઈને પરણ્યો હતો, અને તેને તદ્દન બેવફાદાર હતો. વળી છાકટો હતો. મેં તેને સુધરવાની તક આપી, પણ તે ન સુધર્યો. ઊલટી તેણે મારી હાંસી કરી.'

છેલ્લા શબ્દો બોલતી વખતે ડૅવિડસનનો અવાજ એકદમ ધીમો પડી ગયો અને તે એક બે મિનિટ શાંત રહ્યા. એ શાંતિ પણ ભયંકર લાગતી હતી.

'બે વરસમાં તો તે પાયમાલ થઈ ગયો. પચીસ વરસમાં એણે જે બચાવ્યું હતું તે બધું તે ખોઈ બેઠો. મેં તેને તોડી નાખ્યો, અને આખરે તેને ભિખારીની પેઠે મારી પાસે આવવું પડ્યું અને સિડની જવાનું ભાડું કરગરીને માગવું પડ્યું.'

'એ જ્યારે મિ. ડૅવિડસનને મળવા આવ્યો ત્યારે જો તમે એને જોયો હોત ને,' મિશનરીની સ્ત્રીએ કહ્યું, 'તે દેખાવડો, સશક્ત માણસ હતો. ચરબી પુષ્કળ હતી અને અવાજ પણ મોટો હતો, પણ અત્યારે તે અડધો થઈ ગયો હતો, અને આખે શરીરે ધ્રૂજતો હતો; તે એકાએક ઘરડો થઈ ગયો હતો.'

ડૅવિડસન શૂન્યદૃષ્ટિ બનીને રાત્રિના અંધકારમાં જોઈ રહ્યા. વરસાદ પાછો પડવા માંડ્યો હતો.

એકાએક નીચેથી અવાજ આવ્યો. ડૅવિડસને ફરીને પોતાની પત્ની તરફ જોયું, જાણે કંઈ પ્રશ્ન ન પૂછતા હોય. એ ગ્રામોફોનનો અવાજ હતો, કઠોર અને મોટો; ઠરડાયલા અવાજે કોઈ ગીત ગવાતું હતું.

'આ શું છે?' તેમણે પૂછ્યું.

મિસિસ ડૅવિડસને પોતાનાં ચશ્માં નાક પર મજબૂત રીતે ગોઠવ્યાં.

'એક સેકંડ ક્લાસની બાઈ નીચે રહેવા આવી છે. ત્યાંથી અવાજ આવતો હશે.'

તેમણે શાંતિથી સાંભળ્યું, અને બીજી જ ક્ષણે તેમને નાચવાનો અવાજ સંભળાયો. પછી સંગીત અટકી ગયું, અને બૂચ ખોલવાનો અને મોટે મોટેથી વાતો કરવાનો અવાજ સંભળાયો.

'મને ચોક્કસ લાગે છે કે તે પોતાના આગબોટના મિત્રોને વિદાયની જ્યાફત આપતી હશે,' ડૉ. મૅકફેઈલ બોલ્યા. 'આગબોટ બાર વાગે ઊપડવાની છે, ખરુંને?'

ડૅવિડસન કશું બોલ્યા નહિ, પણ તેમણે ઘડિયાળ તરફ જોયું.

'તું તૈયાર છે?' તેમણે પોતાની પત્નીને પૂછ્યું.

તે ઊભી થઈ અને તેણે પોતાનું કામ સંકેલી લીધું.

'હા, હું ધારું છું કે તૈયાર છું.' તેણે જવાબ દીધો.

'હજી સૂઈ જવાને વાર છે, નહિ?' ડૉક્ટરે કહ્યું.

'અમારે ઘણું વાંચવાનું છે,' મિસિસ ડૅવિડસને ખુલાસો કર્યો. 'અમે જ્યાં હોઈએ ત્યાં સૂઈ જવા પહેલાં બાઇબલનું એક પ્રકરણ વાંચીએ જ છીએ, અને ટીકાઓ સાથે અમે તેનો અભ્યાસ કરીએ છીએ, અને તેની પૂરેપૂરી ચર્ચા કરીએ છીએ. એથી ચિત્તને અદ્ભુત તાલીમ મળે છે.'

બંને યુગલોએ પરસ્પર વિદાય લીધી. ડૉકટર અને મિસિસ મેકફેઈલ એકલાં પડી ગયાં. બે ત્રણ મિનિટ સુધી તેઓ બોલ્યાં નહિ.

'હું જઈને ગંજીફો લઈ આવું છું,' અંતે ડૉકટર બોલ્યા.

મિસિસ મેકફેઈલે જરા શંકાપૂર્ણ નજરે તેમના તરફ જોયું. ડેવિડસન દંપતી સાથેની વાતચીતથી તે જરા અસ્વસ્થ બની ગઈ હતી, પણ પાનાં નથી રમવાં, ડેવિડસન ગમે ત્યારે આવી પડશે—એમ કહેવાનું તેને મન ન થયું. ડૉ. મેકફેઈલ પાનાં લઈ આવ્યા અને તે તેના તરફ જોતી જ રહી અને તેમણે તો પાનાં વહેંચી પણ નાખ્યાં. નીચે ઉન્મત્ત આનંદનો અવાજ ચાલુ જ હતો.

બીજે દિવસે હવા ખુશનુમા હતી અને પાગોપાગોમાં પંદર દિવસ આળસમાં કાઢવાના જ હતા એટલે મેકફેઈલ દંપતી બને એટલો આનંદ મેળવવા બહાર નીકળ્યાં. તેઓ ધક્કા પર ગયાં, અને પેટીઓ-માંથી તેમણે થોડી ચોપડીઓ કાઢી. ડૉકટર નૌકા ખાતાની ઇસ્પિતાલના મુખ્ય ડૉકટરને મળ્યા અને તેની સાથે બધા દરદીઓને જોઈ વળ્યા. ગવર્નરને ત્યાં પણ બન્ને પોતાનાં કાર્ડ મૂકી આવ્યાં. રસ્તામાં તેમને મિસ ટૉમ્સન સામી મળી. ડૉકટરે હૅટ ઉતારી અને તેણે તેમને મોટા આનંદભર્યા અવાજે 'ગુડ મૉર્નિંગ ડૉક' કહ્યું. તેણે ગયા દિવસની પેઠે જ સફેદ કપડાં અને ચળકતાં ઊંચી એડીનાં ધોળાં બૂટ પહેર્યા હતાં. અને તેના જાડા પગ ઊપસી આવેલા હતા તે આ પરદેશમાં વિચિત્ર લાગતા હતા.

'એનો પહેરવેશ મને બહુ ઢંગધડાવાળો નથી લાગતો,' મિસિસ મેકફેઈલે કહ્યું. 'મને તો એ અતિશય સામાન્ય બાઈ લાગે છે.'

જ્યારે એઓ પાછાં પોતાને મુકામે પહોંચ્યાં ત્યારે તે વરંડામાં વેપારીના એક કાળા બાળક સાથે રમતી હતી.

'એને જરા કંઈક કહે,' ડૉ. મેકફેઈલે પોતાની પત્નીના કાનમાં કહ્યું. 'એ બિચારી અહીં તદ્દન એકલી લાગે છે, અને એની અવગણના

કરીએ એ સારું નહિ.'

મિસિસ મૅકફેઈલ શરમાળ હતી, પણ પોતાના પતિ જે કહે તે કરવાની તેને ટેવ હતી.

'આપણે અહીં એક જ ઘરમાં રહીએ છીએ ખરું,' તેણે જરા આધાઈથી કહ્યું.

'ભયંકર છે નહિ કે? આવા ઘોડાના તબેલામાં પુરાયાં છીએ તે,' મિસ ટૉમ્સને જવાબ આપ્યો. 'અને મને કહે છે કે નસીબદાર તે ઓરડી મળી, કોઈ દેશીના ઘરમાં રહેવાનું ન આવ્યું. ઘણાને તો એમ પણ કરવું પડે છે. હોટેલ કેમ નથી રાખતા એ જ મને તો સમજાતું નથી.'

થોડી વધુ વાતચીત થઈ. મિસ ટૉમ્સનનો અવાજ મોટો હતો અને તે વાતોડિયણ પણ ખરી, એટલે ગપ્પાં મારવા તૈયાર લાગતી હતી, પણ મિસિસ મૅકફેઈલ પાસે હળવી વાતોનો ભંડોળ બહુ ઓછો હતો એટલે તેમણે તરત જ કહ્યું:

'વારું ત્યારે, હવે અમારે ઉપર જવું જોઈએ.'

સાંજે જ્યારે બધાં વાળુ કરવા બેઠાં ત્યારે ડૅવિડસને આવતાં જ કહ્યું:

'પેલી નીચે રહે છે ને તે બાઈને ત્યાં હમણાં બે ખલાસીઓ બેઠા છે. મને નવાઈ લાગે છે કે એમની સાથે એને શી રીતે ઓળખાણ થઈ.'

'એ બહુ સાવધ નહિ હોય,' મિસિસ ડૅવિડસને કહ્યું.

આખો દિવસ કશા પણ હેતુ વિના આળસમાં ગાળવાથી તેઓ કંટાળી ગયાં હતાં.

'આમ ને આમ જો પંદર દહાડા કાઢવાના હોય તો તો અંતે આપણા શા હાલ થશે? મને તો કંઈ સમજાતું નથી,' ડૉ. મૅકફેઈલ બોલ્યા.

'એક જ ઉપાય છે કે દિવસને જુદાં જુદાં કામોમાં વહેંચી નાખવો,' મિશનરીએ જવાબ આપ્યો. 'હું તો થોડા કલાક અભ્યાસને માટે જુદા કાઢીશ, અને થોડા કસરતને માટે, વરસાદ પડે કે કોરું રહે—ચોમાસામાં તમે વરસાદ ઉપર ધ્યાન આપો તે ન પોસાય—અને થોડા કલાક મનોરંજનને આપીશ.'

ડૉ. મૅકફેઈલે પોતાના સાથી તરફ કંઈક શંકાની નજરે જોયું. ડૅવિડસનના કાર્યક્રમથી તે ત્રાસી ઊઠ્યા. તેઓ ફરી હૅમ્બુર્ગર સ્ટીક ખાતા હતા. રસોઇયાને એટલી એ જ વાની આવડતી લાગતી હતી. પછી નીચે ગ્રામોફોન શરૂ થયું. ડૅવિડસન એ સાંભળીને જરા ચમક્યા પણ કંઈ બોલ્યા નહિ. પુરુષોના અવાજ ઉપર આવતા હતા. મિસ ટૉમ્સનના અતિથિઓ એક જાણીતા ગીતમાં સાથ આપતા હતા અને બીજી જ ક્ષણે તેમણે તેનો અવાજ પણ સાંભળ્યો, ઘોઘરો અને મોટો. પુષ્કળ હસાહસ અને બૂમાબૂમ થવા લાગી. ઉપરનાં ચાર માણસો વાત કરવા માગતાં હતાં પણ તેમને પરાણે પ્યાલીઓના રણકાર અને ખુરસીના ઘસરડાવાનો અવાજ સાંભળવો પડ્યો. બીજા વધારાના માણસો આવ્યા લાગતા હતા. મિસ ટૉમ્સન જ્યાફત આપતી હતી.

'આ બધાને તે શી રીતે ઘરમાં ઘાલે છે, એ જ મને નથી સમજાતું,' મિશનરી અને પોતાના પતિ ડાક્ટરી વાત કરતા હતા તેમાં વચમાં મિસિસ મૅકફેઈલ બોલી ઊઠ્યાં.

એના વિચારો ક્યાં ભમતા હતા તે આ ઉપરથી જણાતું હતું. ડૅવિડસનના મોં ઉપર થતા હલનચલન ઉપરથી સાબિત થતું હતું કે જો કે તેઓ વિજ્ઞાનની વાતો કરતા હતા પણ તેમનું મન પણ એ જ દિશામાં રોકાયલું હતું. ડૉક્ટર ફ્લૅંડર્સની યુદ્ધભૂમિ ઉપરના અનુભવો નીરસ રીતે વર્ણવતા હતા, ત્યાં વચમાં જ અચાનક બૂમ પાડતા ને તેઓ ઊછળીને ઊભા થઈ ગયા.

'શું છે, આલ્ફ્રેડ?' મિસિસ ડેવિડસને પૂછ્યું.

'બેશક, મને સૂઝ્યું જ નહિ. એ તો 'આઇવેલી'માંની છે.'

'હોય નહિ.'

'તે હોનોલુલુથી બેઠી. એટલે દેખીતું જ છે. અને તે અહીં પણ પોતાનો ધંધો ચલાવે છે, અહીં.'

તેણે છેલ્લો શબ્દ પુણ્ય પ્રકોપથી ઉચ્ચાર્યો.

'આઇવેલી શું છે?' મિસિસ મૅકફેઈલે પૂછ્યું.

તેમણે પોતાની ગ્લાનિભરી આંખો તેના તરફ ફેરવી અને તેમનો અવાજ ભયથી થરથરવા લાગ્યો.

'હોનોલુલુની ગંદી–ગલી. લાલબત્તીનો વિભાગ. આપણી સંસ્કૃતિ ઉપર એ કલંકરૂપ હતું.'

આઇવેલી શહેરની ધારે આવેલું હતું. બંદર પાસે આવેલી ગલીઓમાં તમે ચાલ્યા કરો અંધારામાં થઈને, ખખડી ગયેલા પુલ ઉપર થઈને, એટલે એક ઉજ્જડ રસ્તો આવશે, આખો ખાડાખૈયા વાળો, અને પછી એકદમ તમે અજવાળામાં આવી પહોંચશો. રસ્તાની બંને બાજુએ મોટરો ઊભી રાખવાની જગ્યા છે. ગંદી અને ભભકાદાર હોટેલો આવે છે, જ્યાં યાંત્રિક પિયાનોનો ઘોંઘાટ ચાલુ જ હોય છે, હજામોની અને બીડીવાળાઓની દુકાનો પણ છે. ત્યાંની હવામાં સ્ફૂર્તિ અને આનંદની આતુર પ્રતીક્ષા ભરી હોય છે. ત્યાંથી તમે રસ્તાની ડાબી કે જમણી બાજુની કોઈ પણ એક ગલીમાં વળી જાઓ— કારણ રસ્તો આઇવેલીને બે ભાગમાં વહેંચી નાખે છે—તો તમે એ ભાગમાં પહોંચી જાઓ. ત્યાં સુઘડ, સ્વચ્છ, લીલારંગે રંગેલા નાના નાના બંગલાઓની હારની હાર આવેલી છે, અને તેમની વચ્ચેનો રસ્તો પહોળો અને સીધો છે. ઉદ્યાનનગરીના જેવી તેની રચના છે. તેની માન ઉપજાવે તેવી નિયમિતતા, તેની વ્યવસ્થા, સુઘડતા, અને સ્વચ્છતા એક પ્રકારની કટુતાભરી બીતિની છાપ

પાડે છે. કારણ પ્રેમની શોધને આટલી વ્યવસ્થિત ભાગ્યે જ કદી બનાવવામાં આવી હશે. રસ્તા ઉપર કોઈ કોઈ દીવો હોય છે, પણ બંગલાની ઉઘાડી બારીમાંથી પડતું અજવાળું ન હોત તો તે અંધારા જ બની જાત. બારીમાં બેસીને વાંચતી, કે ગૂંથતી—અને ઘણે ભાગે જતા આવતા લોકો તરફ નજર પણ ન કરતી—સ્ત્રીઓ તરફ જોતા પુરુષો આમતેમ ફરતા હોય છે, અને સ્ત્રીઓની પેઠે તેઓ પણ બધી જ જાતના હોય છે. તેઓમાં અમેરિકનો, બંદરમાં આવેલા વહાણોના ખલાસીઓ, થોડા પીધેલા નૌકાસૈન્યમાંના નોંધાયલ માણસો, ટાપુમાં રહેતી કાળી અને ગોરી પલટનોમાંના સિપાઈઓ, બબ્બે ત્રણત્રણની ટોળીમાં ચાલતા જાપાનીઓ, હવાઈ ટાપુના વતનીઓ, લાંબા ઝભ્ભાવાળા ચીનાઓ, વિચિત્ર હેટવાળા ફિલિપાઈનના વતનીઓ બધા જ હોય છે. તેઓ શાંત અને ખિન્ન જેવા લાગે છે. વાસના વિષાદમય હોય છે.

'પાસિફિકનું એ મોટામાં મોટું કલંક હતું,' ડેવિડસન જુસ્સાપૂર્વક બોલી ઊઠ્યા. 'મિશનરીઓ વરસો થયાં એની વિરુદ્ધ ચળવળ ચલાવી રહ્યા હતા, અને આખરે સ્થાનિક વર્તમાનપત્રોએ એ વાત ઉપાડી લીધી. પોલીસો કશું જ કરવા તૈયાર નહોતા. તેમની દલીલો તો તમે જાણો જ છો. તેઓ કહે છે કે એ વસ્તુ તો અનિવાર્ય છે, એટલે સારામાં સારો રસ્તો એને એક સ્થાને મર્યાદિત કરવાનો છે. સાચી વાત એ છે કે તેમને પૈસા મળતા હોય છે. હોટલવાળાઓ, ગુંડાઓ, સ્ત્રીઓ પોતે પણ તેમને પૈસા આપતી હોય છે. પણ આખરે તેમને પગલાં લેવાં પડ્યાં.'

'હોનોલુલુમાં જે છાપાં આવ્યાં તેમાં મેં એ વિશે વાંચ્યું હતું,' ડૉ. મેકફેઈલે કહ્યું.

'આપણે ત્યાં પહોંચ્યા તે જ દિવસે આઇવેલીનો અને તેનાં પાપ અને શરમનો અંત આવ્યો. બધી વસ્તીને ન્યાયાધીશો આગળ

ખડી કરવામાં આવી હતી. મને સમજ નથી પડતી કે હું એકદમ સમજી કેમ ન શક્યો કે એ બાઈ કોણ છે.'

'તમે એ વાત કહો છો ત્યારે મને યાદ આવે છે,' મિસિસ મૅકફેઈલ બોલ્યાં. 'આગબોટ ઊપડી તેની થોડી મિનિટ પહેલાં જ એ બાઈને બોટપર આવતાં મેં જોઈ હતી. મને યાદ છે કે તે વખતે મને લાગ્યું હતું કે એ બરાબર વખતસર આવી પહોંચી છે.'

'પણ તેણે અહીં આવવાની હિંમત જ શી રીતે કરી?' ડૅવિડસન રોષથી ગર્જી ઊઠ્યા. 'એ હું નહિ ચાલવા દઉં.'

તે બારણા તરફ લાંબે લાંબે પગલે ધસ્યા.

'તમે શું કરવા ધારો છો?' મૅકફેઈલે પૂછ્યું.

'તમે મારી પાસે શાની આશા રાખો છો? હું એને અટકાવી દઈશ. હું આ ઘરને નથી બનાવવા માગતો એક—'

સ્ત્રીઓના કાનને કઠે નહિ એવો શબ્દ શોધવાનો તેમણે પ્રયત્ન કર્યો. તેમની આંખોમાંથી આગ ઝરતી હતી અને તેમનો ફિક્કો ચહેરો લાગણીના ઉદ્રેકને લીધે વધારે ફિક્કો બની ગયો હતો.

'નીચે ત્રણ ચાર પુરુષો હોય એમ લાગે છે,' ડૉક્ટરે કહ્યું. 'અત્યારે ત્યાં જવામાં જોખમ છે એમ નથી લાગતું?'

મિશનરીએ તેમના તરફ તિરસ્કાર ભરી દૃષ્ટિ ફેંકી અને એક શબ્દ પણ બોલ્યા વગર તેઓ ઓરડામાંથી બહાર ધસી ગયા.

'જો તમે એમ માનતા હો કે પોતાની જાત ઉપર કંઈ જોખમ આવી પડે એ બીકે એઓ પોતાની ફરજમાંથી ચૂકે એવા છે, તો તો તમે મિ. ડૅવિડસનને ઓળખતા જ નથી,' તેમનાં પત્નીએ કહ્યું.

તેણે લાગણીવશ થઈને બન્ને હાથ ભેગા કરી ભીડ્યા. નીચે શું થાય છે, તે ધ્યાનથી સાંભળવા તે કાન માંડીને બેસી રહી. તેનાં ઊંચાં ગાલનાં હાડકાં ઉપર લાલી જામી ગઈ હતી. તેઓ બધાં જ

કાન માંડી રહ્યાં હતાં. તેઓએ તેમને ટપટપ દાદર ઊતરીને બારણું ઉઘાડતા સાંભળ્યા. ગાયન એકાએક થંભી ગયું. પણ ગ્રામોફોન અશ્લીલ ગીત બરાડતું જ રહ્યું. તેમણે ડેવિડસનનો અવાજ સાંભળ્યો અને પછી કંઈ ભારે વસ્તુ પડવાનો અવાજ સંભળાયો. સંગીત અટકી ગયું. તેમણે ગ્રામોફોન ભોંય પર પછાડયું હતું. ત્યાર પછી વળી તેમણે ડેવિડસનનો અવાજ સાંભળ્યો પણ શબ્દો ન સમજાયા. પછી મિસ ટૉમ્સનનો મોટો અને તીણો અવાજ સંભળાયો અને ત્યાર પછી ઘણાં માણસો સામટાં ઘાંટા પાડીને બોલતાં હોય એવો ઘોંઘાટ સંભળાયો. મિસિસ ડેવિડસનનો શ્વાસ ઘડીભર અટકી ગયો. તેણે વધારે જોરથી હાથ ભીડયા. ડૉ. મૅકફેઈલે અનિશ્ચિતતાભરી નજર તેના ઉપરથી ઉઠાવીને પોતાની પત્ની તરફ જોયું. તેની નીચે જવાની મરજી નહોતી, પણ તેઓ તે નીચે જાય એવું ઇચ્છતી હતી કે કેમ તેની તેને ખબર ન પડી. પછી હોંસાતોસી થયા જેવું લાગ્યું. હવે અવાજ વધારે સ્પષ્ટ થતો જતો હતો. તેઓ ડેવિડસનને બારી-માંથી નાખી દેતા હોય એમ પણ બને. પછી બારણું જોરથી બંધ થયું. એક ક્ષણ શાંતિ રહી અને પછી તેમણે ડેવિડસનને ફરી ઉપર આવતા સાંભળ્યા. તે પોતાની ઓરડીમાં ચાલ્યા ગયા.

'હું એમની પાસે જઇશ,' મિસિસ ડેવિડસન બોલી.

તે ઊભી થઈ અને બહાર ગઈ.

'જો મારી જરૂર પડે તો બોલાવજો,' મિસિસ મૅકફેઈલે કહ્યું, અને પછી પેલી બાઈ ગઈ એટલે તે બોલી 'કંઈ વાગ્યું ન હોય તો સારું.'

'એને પોતાનું સંભાળીને બેસી રહેતાં શું થાય છે?' ડૉ. મૅકફેઇલ બોલ્યા.

તેઓ એકાદ બે મિનિટ શાંત બેસી રહ્યાં. પછી બંને ચમકી ઊઠયાં કારણ કે ગ્રામોફોન ફરી અવજ્ઞા કરતું હોય એમ વાગવા

માંડયું, અને મશ્કરી કરતા અવાજે એક અશ્લીલ ગીતના શબ્દો ઘોઘરે અવાજે બરાડવા લાગ્યા.

બીજે દિવસે મિસિસ ડેવિડસન ફીકી અને થાકી ગયેલી જણાતી હતી. તે માથું દુખવાની ફરિયાદ કરતી હતી અને ઘરડી અને કરમાઈ ગયેલી લાગતી હતી. તેણે મિસિસ મેકફેઈલિને કહ્યું કે મિશનરી લગારે ઊંધ્યા નહોતા; તેણે આખી રાત ભયંકર ઉશ્કેરાટમાં ગાળી હતી અને પાંચ વાગે ઊઠીને બહાર ચાલ્યા ગયા હતા. તેના ઉપર દારૂનો પ્યાલો નાખવામાં આવ્યો હતો અને તેનાં કપડાં ખરડાયલાં અને ગંધ મારતાં હતાં. પણ પછી તે મિસ ટોમ્સનની વાત કરવા માંડી ત્યારે તેની આંખોમાં ઘેરા રંગની આગ ચમકી ઊઠી હતી:

'મિ. ડેવિડસનનો તિરસ્કાર કરવા બદલ એને ભારે પસ્તાવું પડશે,' તે બોલી. 'મિ. ડેવિડસનનું હૃદય અદ્ભુત છે, અને કોઈ પણ દુ:ખી માણસ એમની પાસે જાય તો આશ્વાસન પામ્યા વગર રહેતું નથી, પણ પાપ ઉપર એમને દયા નથી, અને જ્યારે એમનો પુણ્ય પ્રકોપ ભભૂકી ઊઠે છે ત્યારે એઓ ભયંકર બની જાય છે.'

'કેમ, એ શું કરશે?' મિસિસ મેકફેઈલે પૂછ્યું.

'મને ખબર નથી, પણ કોઈને ન વાંછીએ એવી એની વલે થવાની!'

મિસિસ મેકફેઈલ ધ્રૂજી ઊઠયાં. આ જરાક જેટલી સ્ત્રીના વ્યવહારમાં જે વિજયી નિશ્ચિતતા જણાતી હતી તેમાં કંઈક ભારે ભયાનકતા રહેલી હતી. તે દિવસે તેઓ બંને સવારે ભેગાં જતાં હતાં, અને બંને સાથે દાદર ઊતર્યાં. મિસ ટોમ્સનનું બારણું ઉઘાડું હતું, અને તે, નીચે ઘસડાવાથી ભીનાં થયેલાં કપડાં સાથે ગરમ કરવાના વાસણમાં કંઈક રાંધતી હતી.

'ગુડ મોર્નિંગ' તેણે બૂમ પાડી. 'મિ. ડેવિડસનને આજે

સવારે સારું હતું ને?'

જાણે તેનું અસ્તિત્વ જ ન હોય એમ ઊંચાં નાક રાખી તેમણે મૂંગાં મૂંગાં ચાલ્યા કર્યું. પણ જ્યારે તે મશ્કરી કરતી હોય એમ મોટેથી હસી પડી ત્યારે તેમનાં મોઢાં લાલ થઈ ગયાં. મિસિસ ડૅવિડસન એકદમ તેના તરફ ફરી.

'મારી સાથે બોલીશ નહિ,' તેણે રાડ પાડી. 'જો મારું અપમાન કર્યું છે તો અહીંથી તને કાઢી મુકાવી જાણજે.'

'તમે જ કહો, મેં ડૉ. ડૅવિડસનને મારે ત્યાં આવવાનું કહ્યું હતું?'

'એને જવાબ ન આપશો,' મિસિસ મૅકફેઈલે ઉતાવળાં ઉતાવળાં તેના કાનમાં કહ્યું.

તેઓ સંભળાય નહિ એટલે દૂર ચાલ્યાં ગયાં.

'એ નિર્લજ્જ છે, નિર્લજ્જ છે,' મિસિસ ડૅવિડસન બોલી ઊઠ્યાં.

તે ગુસ્સાથી લગભગ ગૂંગળાઈ ગયાં હતાં.

ઘેર પાછાં ફરતી વખતે તે તેમને ધક્કા તરફ લટાર મારતી મળી. તેણે પોતાનાં બધાં સુંદર વસ્ત્રો પહેરેલાં હતાં. ગ્રામ્ય દેખાવનાં ફૂલોવાળી તેની મોટી હૅટ તો ખુલ્લા અપમાન સમી હતી. તેઓ તેમની પાસે થઈને ગયાં ત્યારે તેણે તેમને લહેરથી બૂમ પાડી, અને આ બાઈઓ બરફ જેવી ઠંડી નજરે જોઈ રહી ત્યારે ત્યાં ઊભેલા બે અમેરિકન ખલાસીઓએ દાંતિયાં કર્યાં. વરસાદ ફરી શરૂ થાય એની સહેજ પહેલાં તેઓ પાછાં પહોંચી ગયાં.

'મને લાગે છે કે તેનાં સારાં કપડાં બગડી જશે,' કડવાશભર્યું અવજ્ઞાસૂચક હાસ્ય કરી મિસિસ ડૅવિડસન બોલ્યાં.

તેમનું ભોજન અરધું થવા આવ્યું ત્યારે છેક મિ. ડૅવિડસન આવ્યા. તેઓ આખા પલળી ગયા હતા, પણ તેમણે કપડાં બદલ્યાં

નહિ. તે ગમગીન અને મૂંગા મૂંગા બેસી રહ્યા, એક કોળિયાથી વધારે ખાવાની પણ તેમણે ના પાડી, અને ત્રાંસી ધારે પડતા વરસાદ તરફ તે તાકી રહ્યા. જ્યારે મિસિસ ડેવિડસને તેમને પેલી બાઈ સાથેના પોતાના બે પ્રસંગોની વાત કરી ત્યારે તેઓ કશું બોલ્યા નહિ. તેમના ચહેરા ઉપરનો ગુસ્સો ગાઢ થયો એટલા ઉપરથી જ લાગ્યું કે તે સાંભળતા હતા.

'તમને નથી લાગતું કે આપણે મિ. હોર્નને કહીને એને અહીંથી કઢાવી મૂકવી જોઈએ ?' મિસિસ ડેવિડસને પૂછ્યું. 'એને આપણું અપમાન ન કરવા દેવાય.'

'જવા જેવું બીજું ઠેકાણું એને હોય એમ લાગતું નથી,' મૅકફેઈલે કહ્યું.

'કોઈ દેશી સાથે રહે.'

'આવા વરસાદમાં દેશીની ઝૂંપડીમાં તો કેટલી અગવડ પડે.'

'હું વરસો સુધી રહ્યો છું,' મિશનરી બોલ્યા.

નાની દેશી છોકરી તળેલાં કેળાં લઈને આવી—એ લોકોને મીઠાઈમાં રોજ એ જ મળતું હતું—ત્યારે ડેવિડસને તેના તરફ ફરીને કહ્યું, 'મિસ ટૉમ્સનને પૂછી જોજે કે મારે તેમને મળવું છે, તો ક્યારે અનુકૂળ પડશે ?'

છોકરી શરમાતાં શરમાતાં માથું હલાવીને ચાલી ગઈ.

'આલ્ફ્રેડ ! તમારે એને મળીને શું કરવું છે ?' તેની પત્નીએ પૂછ્યું.

'એને મળવાની મારી ફરજ છે. એને બધી તક આપ્યા પહેલાં મારે પગલાં નથી લેવાં.'

'તમને ખબર નથી એ કેવી છે તે. એ તમારું અપમાન કરશે.'

'ભલે એ મારું અપમાન કરતી. ભલે એ મારા ઉપર થૂંકતી. એનો આત્મા અમર છે, અને તેનો ઉદ્ધાર કરવા મારે બનતું બધું કરવું જોઈએ.'

મિસિસ ડેવિડસનના કાનમાં હજી એ વેશ્યાનું ઉપહાસ-હાસ્ય ગાજતું હતું.

'એ બહુ આગળ વધી ગઈ છે.'

'એટલે શું ઈશ્વરની દયા પણ ત્યાં નહિ પહોંચી શકે?' એકાએક તેમની આંખમાં ચમક આવી, અને તેમનો અવાજ મૃદુ અને કોમળ બની ગયો. 'એ તો કદી બને જ નહિ. પાપી ભલે નરક કરતાં પણ ઊંડાં પાપમાં ઊતરી ગયો હોય, તો યે ઈશ્વરનો પ્રેમ તો તેને ત્યાં પણ પહોંચવાનો.'

પેલી છોકરી સંદેશો લઈને પાછી આવી:

'મિસ ટોમ્સનના સલામ. રેવ. ડેવિડસન ધંધાના સમય સિવાય ગમે ત્યારે આવે તો તેમને ખુશીથી મળશે.'

મંડળી તો આ સાંભળીને પાષાણવત્ સ્તબ્ધ બની ગઈ, અને ડૉ. મૅકફેઈલે પોતાના હોઠ ઉપર આવેલું સ્મિત ક્ષણાર્ધમાં ભૂંસી નાખ્યું. તેઓ જાણતા હતા કે તેમનાં પત્નીને જો ખબર પડી કે મિસ ટૉમ્સનની ધૃષ્ટતાથી એમને રમૂજ પડે છે, તો તે ચિડાશે.

તેમણે મૂંગાં મૂંગાં ભોજન પતાવ્યું. ભોજન પૂરું થતાં બંને બાનુઓ ઊભી થઈ અને તેમણે પોતપોતાનું કામ હાથમાં લીધું—મિસિસ મૅકફેઈલે લડાઈ શરૂ થઈ ત્યારથી અનેક ગળપટ્ટાઓ ગૂંથ્યા હતા અને હમણાં એક નવો શરૂ કર્યો હતો—અને ડૉક્ટરે પોતાની ચૂંગી ચેતાવી. પણ ડેવિડસન પોતાની ખુરસીમાં જ બેસી રહ્યા, અને શૂન્ય દૃષ્ટિએ ટેબલ તરફ તાકી રહ્યા. આખરે તે ઊભા થયા અને એક શબ્દ પણ બોલ્યા વગર બહાર ચાલ્યા ગયા. તેમણે તેને નીચે જતા સાંભળ્યા, અને એમણે બારણું ખખડાવ્યું એટલે મિસ ટૉમ્સને ઉદ્ધતાઈપૂર્વક 'આવો અંદર,' કહ્યું તે પણ સાંભળ્યું. તેઓ એક કલાક સુધી તેની પાસે બેઠા. અને ડૉ. મૅકફેઈલ વરસાદને જોવા લાગ્યા. વરસાદથી એમને કંટાળો આવવા માંડ્યો હતો. આ કંઈ

આપણા ઇંગ્લંડનો વરસાદ નહોતો કે ધીમે ધીમે મૃદુતાથી જમીન પર પડે; આ તો નિર્દય અને કોઈકિ ન સમજાય એવી રીતે ભયાનક હતો; પ્રકૃતિના આદ્ય બળોની શક્તિ એમાં ન ભરી હોય એવું આપણને લાગે. એ વરસતો નહોતો, જાણે વહેતો હતો. જાણે આકાશમાંથી પ્રલય ન ઊતર્યો હોય એમ લાગતું હતું. પતરાંનાં છાપરાં ઉપર પડવાને લીધે ચાલુ ત્રાંસાંના જેવો અવાજ એવો થતો હતો કે માણસ ગાંડો થઈ જાય. જાણે રોષે ન ભરાયો હોય એમ લાગતું હતું. કેટલીક વાર તો એમ થાય કે હવે જો ન અટકે તો બૂમ પાડી ઊઠીએ, અને પછી એકાએક આપણી શક્તિ હરાઈ જતી લાગે, આપણાં હાડકાં જાણે ગળી ન ગયાં હોય; અને આપણે દુ:ખી દુ:ખી અને નિરાશ થઈ જઈએ.

મિશનરી પાછા આવ્યા ત્યારે મેકફેઈલે પોતાનું માથું ફેરવ્યું. બંને સ્ત્રીઓએ ઊંચું જોયું.

'મેં તેને બધી તક આપી છે. મેં તેને પશ્ચાત્તાપ કરવા સમજાવી છે. એ ખરાબ બાઈ છે.'

તેઓ થંભ્યા, અને ડૉ. મેકફેઈલે તેમની આંખો કાળી થતી અને તેમનો ફિક્કો ચહેરો સખત અને કઠોર બનતો જોયો.

'હવે જીસસે જે ચાબખા વતી પ્રભુના મંદિરમાંથી વ્યાજખોરોને અને નાણાવટીઓને હાંકી કાઢ્યા હતા તે ચાબખો હું લઈશ.'

તેઓ ઓરડામાં આમથી તેમ આંટા મારવા લાગ્યા, તેમનું મોં દૃઢતાથી બીડેલું હતું, અને તેમની કાળી ભમરો વળાંક ખાતી હતી.

'તે ધરતીને દૂરમાં દૂરને છેડે ભાગી જશે તો યે હું એનો કેડો લઈશ.'

તેઓ એકદમ પાછા વળ્યા અને ઓરડામાંથી મોટે પગલે બહાર ચાલ્યા ગયા. તેઓએ તેમને પાછા નીચે જતા સાંભળ્યા.

'એઓ શું કરવા ધારે છે?' મિસિસ મેકફેઈલે પૂછ્યું.

'મને ખબર નથી.' મિસિસ ડેવિડસને ચશ્માં કાઢી નાખ્યાં અને લૂછવા માંડયાં. 'એઓ જ્યારે પ્રભુને કામે ચડે છે ત્યારે હું એમને કદી પ્રશ્નો પૂછતી નથી.'

તેણે સહેજ નિસાસો નાખ્યો.

'કેમ, શું છે?'

'એઓ પોતાની જાતને ઘસી નાખશે. એઓ કદી પોતાની જાતને સંભાળવાનું શીખ્યા જ નથી.'

ડૉ. મૅકફેઇલને મિશનરીની પ્રવૃત્તિના પહેલા પરિણામની ખબર જે હાર્નના ઘરમાં એઓ રહેતાં હતાં તેની પાસેથી મળી. ડૉક્ટર સ્ટોર પાસે થઈને જતા હતા ત્યારે તેણે તેમને ઊભા રાખ્યા અને તેમની સાથે વાત કરવા તે બહાર ઓટલા ઉપર આવ્યો. તેનો જાડું ચહેરો ચિંતાગ્રસ્ત લાગતો હતો.

'મિસ ટૉમ્સનને રહેવા માટે મેં ઓરડી આપી એથી રેવ. ડેવિડસન મારા ઉપર ખૂબ ચિડાયા છે,' તે બોલ્યો, 'પણ મેં એને ભાડે રાખી ત્યારે મને ખબર નહોતી કે એ કોણ છે. મારી પાસે કોઈ ઓરડી માગવા આવે એટલે હું તો એટલું જોઉં કે એની પાસે ભાડાના પૈસા છે કે નહિ, અને એણે તો આઠ દિવસનું ભાડું પહેલેથી આપ્યું છે.'

ડૉ. મૅકફેઇલ કશું બોલીને બંધાવા માગતા નહોતા.

'ગમે તેમ પણ અંતે તો એ તમારું ઘર છે. તમે અમને રાખ્યાં એ તમારો મોટો ઉપકાર છે.'

હૉર્ને તેમના તરફ શંકાભરી નજરે જોયું. એને ચોક્કસ સમજાયું નહિ કે આ માણસ શી રીતે મિશનરીના પક્ષનો ગણાય.

'મિશનરીઓ માંહોમાંહે મળેલા હોય છે,' તેણે બીતાં બીતાં કહ્યું. 'જો એ કોઈ વેપારીની વાંસે લાગે તો તો પછી તેણે દુકાન બંધ કરીને ચાલ્યા જ જવું પડે!'

‘તેમણે તમને તેને કાઢી મૂકવાનું કહ્યું હતું?’

‘ના, તેમણે કહ્યું જ્યાં સુધી એ સારી રીતે રહે ત્યાં સુધી મારાથી કાઢી મૂકવાનું કહેવાય જ નહિ. તેમણે કહ્યું કે પોતે મારી સાથે ન્યાયથી વર્તવા માગતા હતા. મેં વચન આપ્યું કે હવે એને ત્યાં કોઈ નહિ આવે. હમણાં જ હું જઈને તેને કહી આવ્યો.’

‘એણે શો જવાબ આપ્યો?’

‘વાત ન પૂછો!’

વેપારી પોતાના જૂના ડકના લેંઘામાં જાણે વેદનાથી ગૂંચળું વળી ગયો. મિસ ટૉમ્સન તેને કપરું ઘરાક મળ્યું હતું.

‘કંઈ વાંધો નહિ, મને તો ખાત્રી છે કે તે ચાલી જશે. અહીં જો કોઈ આવે નહિ તો પછી તે અહીં પડી રહે એમ હું ધારતો નથી.’

‘જવાનું કોઈ ઠેકાણું હોય તો ને—સિવાય કે કોઈ દેશીના ઘરમાં જાય. પણ હવે કોઈ દેશી પણ તેને નહિ રાખે, કારણ કે મિશનરીનો એના ઉપર ડોળો છે.’

ડૉ. મૅકફેઈલે પડતા વરસાદ તરફ જોયું.

‘ઉઘાડની રાહ જોવાનો કંઈ અર્થ નથી લાગતો.’

સાંજે જ્યારે બધાં દીવાનખાનામાં બેઠાં ત્યારે ડેવિડસને પોતાના કૉલેજજીવનની વાત કાઢી. એમની પાસે ભણવાના પૈસા હતા નહિ એટલે રજાઓમાં પરચૂરણ કામો કરીને પોતે કમાતા. નીચે શાંતિ હતી. મિસ ટૉમ્સન પોતાની નાની ઓરડીમાં એકલી બેઠેલી હતી. પણ અચાનક ગ્રામોફોન વાગવા માંડ્યું. તેણે જાણી જોઈને અવજ્ઞા દર્શાવવા જ, પોતાની એકલતા ભૂલવા માટે જ શરૂ કર્યું હતું, પણ ગાનાર તો કોઈ હતું નહિ, અને સૂર ખૂબ ગમગીની ભર્યો હતો—જાણે મદદ માટે ધા ન નાખી હોય. ડેવિડસને લક્ષ ન આપ્યું. તે એક લાંબા પ્રસંગની અધવચમાં હતા અને ચહેરા ઉપર લેશ પણ ફેરફાર થવા દીધા વગર તેમણે ચલાવ્યે રાખ્યું. ગ્રામોફોન પણ ચાલુ રહ્યું.

મિસ ટૉમ્સન એક પછી એક થાળી મૂકયા કરતી હતી. રાત્રિની શાંતિ તેનાથી ન ખમાતી હોય એમ લાગતું હતું. પવન બિલકુલ હતો નહિ, અને ઉકળાટ પુષ્કળ હતો. જ્યારે મૅકફેઇલ દંપતી સૂવા ગયાં ત્યારે તેમને ઊંઘ આવી શકી નહિ. મચ્છરદાની બહાર મચ્છરોનું જે ક્રૂર સંગીત ચાલતું હતું તે સાંભળતાં તેઓ ઉઘાડી આંખે પાસે પાસે પડી રહ્યાં.

'શું છે આ?' આખરે મિસિસ મૅકફેઈલે ગુસપુસ અવાજે પૂછ્યું.

કંઈ અવાજ સંભળાતો હતો—ડૅવિડસનનો અવાજ હતો, પાટિયાંના પડદામાંથી આવતો હતો. વૈવિધ્યશૂન્ય રીતે તે ચાલુ રહ્યો. તેઓ મોટેથી પ્રાર્થના કરતા હતા. તેઓ મિસ ટૉમ્સનના આત્મા માટે પ્રાર્થના કરતા હતા.

બે ત્રણ દિવસ વીતી ગયા. હવે જ્યારે તેઓ રસ્તામાં મિસ ટૉમ્સનને મળતાં ત્યારે તે તેમને વક્રતાથી બોલાવતી પણ નહિ તેમ તેમને હસતી પણ નહિ; તે નાક ઊંચું રાખીને, પોતાનું રંગેલું મોં ચડાવીને ભવાં ચડાવતી, જાણે તેમને જોયાં જ ન હોય એમ ચાલી જતી. વેપારીએ મૅકફેઈલને કહ્યુ કે તેણે બીજે ઓરડી મેળવવાનો પ્રયત્ન કર્યો પણ મળી નથી. સાંજે તેણે પોતાની બધી થાળીઓ ગ્રામોફોન પર વગાડી, પણ તે આનંદનો દેખાવ કરે છે એ હવે જણાઈ આવતું હતું. ગીતનો લય તૂટક અને ભગ્નહૃદય જેવો હતો, જાણે નિરાશાનું નૃત્ય ન હોય. જ્યારે તેણે રવિવારે ગ્રામોફોન વગાડવા માંડ્યું ત્યારે ડૅવિડસને હૉર્નને મોકલીને કહેવડાવ્યું કે આજે પ્રભુનો વાર છે માટે બંધ કર. તેણે થાળી ઉતારી લીધી અને પતરાંના છાપરા ઉપર સતત તડતડ પડતા વરસાદ સિવાય ઘરમાં શાંતિ વ્યાપી રહી.

'મને લાગે છે કે એ જરા ઉશ્કેરાઈ ગઈ છે,' વેપારીએ બીજે દિવસે મૅકફેઈલને કહ્યું. 'મિ. ડૅવિડસન શું કરવા માગે છે તેની એને

ખબર પડતી નથી અને તેથી એ ગભરાઈ ગઈ છે.'

તે દિવસે સવારે મેકફેઈલની એક ઊડતી નજર તેના તરફ પડી હતી, અને તેનો ઉદ્ધત દેખાવ બદલાઈ ગયેલો જોઈને તેમને નવાઈ લાગી હતી. તેના ચહેરા ઉપર બીધેલી હરણીના જેવો ભાવ હતો. હાફકાસ્ટે તેમના તરફ તીરછી નજરે જોયું.

'મિ. ડેવિડસન એ સંબંધમાં શું કરવા ધારે છે, એની તમને ખબર નથી લાગતી,' તેણે ચોખો ચાંપી જોયો.

'ના, મને ખબર નથી.'

હોર્ને આ પ્રશ્ન પૂછ્યો એ એમને વિચિત્ર લાગ્યું. કારણ તેમને પણ એવો ખ્યાલ હતો કે મિશનરી ગુપ્ત રીતે કામે વળગ્યા છે. તેમને એવી છાપ પડી હતી કે મિશનરી બાઈની આસપાસ સાવચેતી પૂર્વક, વ્યવસ્થિત રીતે જાળ બિછાવી રહ્યા હતા અને જ્યારે તૈયારી પૂરી થશે ત્યારે અચાનક દોરી ખેંચીને સકંજામાં સપડાવશે.

'તેમણે મને બાઈને એવું કહેવા કહ્યું હતું,' વેપારીએ કહ્યું, 'કે જો એને કોઈ વખતે મને મળવું હોય તો મને તેડાવવો એટલે હું આવીશ.'

'તમે જ્યારે આ કહ્યું ત્યારે તેણે શું કહ્યું?'

'તેણે કંઈ ન કહ્યું. હું ઊભો જ ન રહ્યો, તેને જે કહેવાનું કહ્યું હતું તે કહીને મેં તો ચાલવા જ માંડ્યું. તેને લાગ્યું કે તે રડવા માંડશે કે શું.'

'મને ખાત્રી છે કે એકલતાથી તે કંટાળી ગઈ છે,' ડૉક્ટરે કહ્યું. 'અને વરસાદ—કોઈને પણ ગાંડા કરી નાંખે એવો છે—' તેમણે ચીડ સાથે આગળ ચલાવ્યું. 'અહીં કદી વરસાદ અટકતો જ નથી?'

'ચોમાસામાં તો સામાન્ય રીતે હેલી ચાલ્યા જ કરે છે. અહીં વરસમાં ત્રણસો ઈંચ વરસે છે. આ અખાતનો આકાર જ એવો છે. આખા પાસિફિકમાંથી એ વરસાદને ઘસડી લાવે છે.'

'જહાનમમાં ગયો અખાતનો આકાર,' ડૉક્ટરે કહ્યું.

તે મચ્છરના ડંખને ખજવાળવા લાગ્યા. તે ખૂબ ચીડિયા લાગતા હતા. જ્યારે વરસાદ અટકતો અને તડકો નીકળતો ત્યારે ભઠ્ઠી જેવું થઈ જતું; બફારો થાય, ભેજનો બાફ લાગે, પવન આવે નહિ, અને જાણે બધું પૂરપાટ વધતું હોય એવું લાગ્યા કરે. આનંદી અને બાળકો સમા સ્વભાવ માટે જાણીતા દેશીઓ એ વખતે પોતાનાં છૂંદણાં અને રંગેલા વાળને લીધે કારમા લાગે અને તેઓ પોતાને ઉઘાડે પગે આપણી પૂંઠે દડબડ દડબડ દોડતા હોય ત્યારે આપણાથી સ્વાભાવિક રીતે જ પાછળ જોવાઈ જાય. આપણને એમ લાગે કે જાણે એઓ કોઈ પણ ક્ષણે પાછળથી ધસી આવશે અને આપણા બરડામાં લાંબો છરો હુલાવી દેશે. તેમની વિશાળ આંખોની પાછળ શા શા વિચારો રમતા હશે, તેની તમને ખબર જ ન પડે! મંદિરની ભીંતો ઉપર ચીતરેલા પ્રાચીન ઇજિપ્શિયન જેવા કંઈક એ લોકો લાગે છે, અને જે અપાર પુરાણું હોય તેના જેવી એક પ્રકારની ભીતિ એમને જોતાં થાય છે.

મિશનરી આવ્યા અને ગયા. તે ખૂબ કામમાં હતા, પણ મેકફેઇલ દંપતીને ખબર નહોતી કે તે શું કરતા હતા. હોર્ને ડૉક્ટરને કહ્યું હતું કે તેઓ રોજ ગવર્નરને મળતા હતા અને એક વખત ડેવિડસને તેનું (હોર્નનું) નામ પણ લીધું હતું.

'એનામાં પુષ્કળ નિશ્ચય બળ હોય એમ લાગે છે,' મિશનરીએ કહ્યું, 'પણ જ્યારે ખરેખર પગલાં ભરવાનો વખત આવે છે, ત્યારે એનો નિશ્ચય ડગી જાય છે.'

'એટલે એનો અર્થ એવો થયો કે તમે જે કરાવવા માગો છે, તે એ નહિ કરે,' ડૉક્ટરે લહેરમાં આવીને સૂચવ્યું.

મિશનરી હસ્યા નહિ.

'હું જે સાચું છે તે જ એની પાસે કરાવવા માગું છું. અને

સાચી વસ્તુ કરવા માટે કોઈને સમજાવવાની જરૂર ન હોવી જોઈએ.'

'પણ શું સાચું છે એ વિશે મતભેદ હોઈ શકે.'

'કોઈ માણસના પગનું હાડકું સડવા માંડયું હોય અને છતાં કપાવવાની આનાકાની કરતો હોય તો તમારાથી શાંત રહેવાય ખરું?'

'પણ એ સડો તો હકીકત છે.'

'અને પાપ?'

ડેવિડસને શું કર્યું હતું તે થોડી જ વારમાં પ્રગટ થયું. એ ચારે જણે બપોરનું ભોજન હમણાં જ પૂરું કર્યું હતું અને વામકુક્ષી માટે પણ છૂટાં નહોતાં પડયાં,—તાપ એવો હતો કે બાઈઓને અને ડૉકટરને એ વિના ચાલતું નહોતું.—ડેવિડસન એવી પ્રમાદી ટેવો સહી નહોતા શકતા. એકાએક બારણું ફટાક દઈને ઊઘડયું અને મિસ ટૉમ્સન અંદર આવી. તેણે ઓરડામાં બધે જોયું અને પછી તે મિ. ડેવિડસન પાસે ગઈ.

'સડેલા કુત્તા, તેં ગવર્નરને મારે વિશે શું કહ્યું છે?'

તે રોષથી ધ્રૂજતી હતી. એક ક્ષણ કોઈ કશું બોલ્યું નહિ. ત્યાર પછી મિશનરીએ એક ખુરશી આગળ ધરી.

'તમે બેસશો નહિ, મિસ ટૉમ્સન? હું તમારી સાથે ફરી વાતચીતની આશા રાખતો જ હતો.'

તેણે અપમાન અને ગંદી ગાળોનો વરસાદ વરસાવ્યો. ડેવિડસને પોતાની ગંભીર આંખો તેના ઉપર જડી રાખી.

'તમે મારા ઉપર ગમે એટલી ગાળો વરસાવો એની મને પરવા નથી, મિસ ટૉમ્સન,' તેમણે કહ્યું, 'પણ મારે તમને યાદ આપવું જોઈએ કે અહીં સ્ત્રીઓ બેઠેલી છે.'

આંસુએ તેના ક્રોધ સાથે ઝઘડવા માંડયું હતું. કેમ જાણે તેનો શ્વાસ રૂંધાઈ જતો હોય એમ તેનું મોં લાલ અને સૂજેલું હતું.

'શું થયું છે?' ડૉ. મૅકફેઈલે પૂછ્યું.

'હમણાં એક માણસ આવ્યો અને મને કહી ગયો કે મારે બીજી સ્ટીમરમાં ચાલ્યાં જવાનું છે.'

મિશનરીની આંખમાં ચમક આવી હતી! તેનો ચહેરો શાંત હતો.

'આવી પરિસ્થિતિમાં ગવર્નર તમને રહેવા દે એવી આશા તમે શી રીતે રાખી શકો!'

'તેં આ કર્યું છે,' તે બરાડી ઊઠી. 'તું મને નહીં છેતરી શકે.'

'મારે તમને છેતરવાં નથી. મેં તો ગવર્નરને ખૂબ આગ્રહ કરીને કહ્યું કે તમારી જવાબદારીનો વિચાર કરતાં આ જ પગલું સંગત છે, અને તે તમારે લેવું જોઈએ.'

'તમે મને પડી કેમ ન રહેવા દીધી? હું તમારું ક્યાં કશું બગાડતી હતી?'

'તમે ખાત્રી રાખજો કે જો તમે મારું કશું બગાડ્યું હોત તો મને તેથી ખોટું લાગવાનું નહોતું.'

'તમે શું એમ માનો છો કે હું આ રૂપાળા ગામમાં પડી રહેવા માગું છું? એવી જંગલવાસી તો હું નથી જ દેખાતી!'

'તો પછી તમારે ફરિયાદનું કારણ શું છે, એ જ મને તો સમજાતું નથી,' તેમણે જવાબ આપ્યો.

તેણે ક્રોધમાં આવીને એક અસ્પષ્ટ ચીસ પાડી અને તે ઓરડામાંથી દોડતી ચાલી ગઈ. થોડી વાર સુધી શાંતિ રહી.

'આખરે ગવર્નરે પગલું લીધું એ જાણીને જીવ હેઠો બેઠો,' ડૅવિડસને અંતે કહ્યું. 'એ બહુ નબળા મનના માણસ છે, અને આનાકાની કર્યા કરતા હતા. તેમણે કહ્યું હતું કે ગમે તેમ તોયે એ અહીં પંદર જ દિવસ રહેવાની છે, અને જો તે એપિયા જાય તો તે તો બ્રિટિશ હકૂમત હેઠળ છે, એટલે પછી મારે કંઈ કરવાનું રહેતું નથી.'

મિશનરી એકદમ ખડા થઈ ગયા અને ઓરડામાં આંટા મારવા લાગ્યા.

'સત્તાધારીઓ જે રીતે પોતાની જવાબદારી ટાળવા મથે છે એ જોઈને ત્રાસ છૂટે છે. તેઓ તો એવી રીતે જ વાત કરે છે કે પાપ આંખથી દૂર ગયું એટલે પાપ જ મટી ગયું. એ બાઈની હસ્તી જ શરમરૂપ છે, અને એને બીજા ટાપુમાં મોકલી આપવાથી કશું જ કામ સરતું નથી. આખરે મારે સીધે સીધું સંભળાવવું પડ્યું.'

ડેવિડસનનાં ભવાં નીચાં પડ્યાં, અને તેમણે પોતાની દઢ હડપચીને બહાર કાઢી. તેઓ ભયંકર અને નિશ્ચયી લાગતા હતા.

'એટલે તમે શું કહેવા માગો છો ?'

'અમારા મિશનની વૉશિંગટનમાં કંઈ લાગવગ નથી એમ નથી. મેં ગવર્નરને સમજાવ્યું કે તેમના અહીંના કારભાર વિશે કશી ફરિયાદ જશે તો તેથી તેમને કશો લાભ નથી થવાનો.'

'એને ક્યારે જવાનું છે ?' થોડી વાર રહીને ડૉક્ટરે પૂછ્યું.

'સિડનીથી સાન્ફ્રાન્સિસ્કો જતી સ્ટીમર અહીં આવતે મંગળવારે આવવાની છે. એમાં એને જવાનું છે.'

એને પાંચ દિવસ બાકી હતા. બીજું કોઈ કામ નહોતું એટલે ડૉક્ટર મૅકફેઈલ સવારનો ઘણોખરો વખત હૉસ્પિટલમાં જ ગાળતા. બીજે દિવસે તેઓ પાછા આવતા હતા ત્યારે પેલા હાફકાસ્ટે તેમને દાદર ચડતા જ રોક્યા.

'માફ કરજો, ડૉ. મૅકફેઈલ, મિસ ટોમ્સન બિમાર પડી ગયાં છે. તમે જરા એમને જોશો ?'

'જરૂર.'

હૉર્ન તેમને તેની ઓરડીએ લઈ ગયો. તે એક ખુરસીમાં આળસુની જેમ પડેલી હતી, નહોતી કશું વાચતી કે નહોતી કશું ગૂંથતી, સામે જોઈ રહી હતી. તેણે પોતાનો સફેદ પોશાક અને ફૂલવાળી મોટી હૅટ પહેરી હતી. મૅકફેઈલે જોયું કે પાવડર નીચે ઢંકાયલી તેની ચામડી પીળી અને મેલી હતી, અને તેની આંખો ભારે હતી.

'તમને સારું નથી એ સાંભળીને હું દિલગીર છું,' તેમણે કહ્યું.

'અરે, હું ખરેખર માંદી નથી. એ તો મારે મળવું હતું એટલે મેં એમ કહ્યું. ફ્રિસ્કો જતી સ્ટીમરમાં મારે ચાલ્યાં જવાનું છે.'

તેણે તેમના તરફ જોયું અને ડૉકટરે જોયું તો તેની આંખમાં ચમક હતી. તે આંકડી આવતી હોય એમ પોતાની મૂઠી વાળતી અને ઉઘાડતી હતી. વેપારી બારણા આગળ ઊભો ઊભો સાંભળતો હતો.

'મેં પણ એમ સાંભળ્યું છે,' ડૉકટરે કહ્યું.

તેણે ડૂસકું દબાવી દીધું.

'અત્યારે ફ્રિસ્કો જવું મને સગવડભર્યું નથી લાગતું. ગઈ કાલે બપોર પછી હું ગવર્નરને મળવા ગઈ હતી, પણ હું તેમને ન મળી શકી. હું સેક્રેટરીને મળી, અને તેણે મને કહ્યું કે મારે એ સ્ટીમરમાં જવાનું જ છે, એમાં કંઈ ચાલે એમ જ નથી. મારે તો ગવર્નરને જ મળવું હતું એટલે આજે સવારે હું તેમના બંગલા બહાર જઈને બેસી રહી, અને જ્યારે તે બહાર નીકળ્યા ત્યારે મેં તેમને વાત કરી. તેઓ મારી સાથે વાત કરવા નહોતા માગતા, એમ કહું તો ચાલે, પણ હું ક્યાં છોડું એમ હતી. એટલે આખરે તેમણે કહ્યું કે સીડનીની બીજી સ્ટીમર આવે ત્યાં સુધી તું રહે એમાં મારે તો વાંધો નથી, જો રેવ. ડેવિડસન રહેવા દેતા હોય તો.'

તે અટકી ગઈ અને ડૉ. મૅકફેઇલ તરફ આતુરતાથી જોવા લાગી.

'હું શું કરી શકું એ મને કંઈ બરાબર સમજાતું નથી,' તેમણે કહ્યું.

'મેં એમ ધાર્યું હતું કે તમને તેમની સાથે વાત કરી જોવામાં વાંધો નહિ હોય. એઓ જો મને ફક્ત રહેવા જ દે તો હું અહીં કંઈ નહિ કરું. એ જો કહેતા હોય તો હું ઘરની પણ બહાર ન જાઉં. માત્ર પંદર દિવસનો સવાલ છે.'

'હું એમને પૂછી જોઈશ.'

'એઓ નહિ માને.' હોર્ને કહ્યું. 'એઓ તો તમને મંગળવારે બહાર કાઢવાના જ, એટલે તમે એની જ તૈયારી કરો એ ઠીક છે.'

'તમે એમને કહેજો કે મને સિડનીમાં કામ મળે એમ છે—સીધી જ વાત. મારી માગણી કંઈ મોટી નથી.'

'મારાથી બનતું હું કરીશ.'

'અને તમે આવીને મને કહી જજો, કહી જશો ને? આમ કે તેમ કોઈ એક નિર્ણય ન થાય ત્યાંસુધી મને કોઈ કામ સૂઝતું જ નથી.'

આ કામ ડાકટરને બહુ ગમે એવું નહોતું, અને તેમણે પોતાના સ્વભાવ પ્રમાણે આડકતરી રીતે કામ લીધું. મિસ ટૉમ્સને શું કહ્યું હતું તે તેમણે પોતાની પત્નીને કહ્યું અને એ વાત મિસિસ ડૅવિડસનને કરવાનું કહ્યું. મિશનરીના વલણ પાછળ કંઈ બુદ્ધિગમ્ય કારણ નહોતું, અને આ બાઈને પંદર દિવસ પાગો-પાગોમાં રહેવા દેવામાં આવે તો કંઈ નુકસાન નહોતું. પણ એમની એ કુનેહનું અણધાર્યું જ પરિણામ આવ્યું. મિશનરી સીધા જ એમની પાસે આવ્યા.

'મિસિસ ડૅવિડસન મને કહે છે કે મિસ ટૉમ્સને તમારી સાથે વાત કરી છે.'

આમ સીધી વાત કરે એથી શરમાળ માણસને ખોટું લાગે છે. ડૉ. મૅકફેઈલને પણ આમ ખુલ્લી રીતે પૂછવામાં આવ્યું એટલે એવું જ થયું. તેમનો મિજાજ તપતો હોય એમ તેમને લાગ્યું, અને તેમનું મોં લાલ થઈ ગયું.

'સાનફ્રાંસિસ્કોને બદલે તે સિડની જાય એમાં મને તો કંઈ ફેર લાગતો નથી. અને તે અહીં રહે ત્યાં સુધી સારી રીતે રહેવાનું વચન આપે છે તો પછી તેને આમ કનડવી એ ક્રૂરતા કહેવાય.'

મિશનરી પોતાની કઠોર આંખોએ તેમને તાકી રહ્યા.

'એ પાછી સાનફ્રાંસિસ્કો કેમ જવા નથી માગતી?'

'મેં પૂછ્યું નથી.' ડૉકટરે જરા મિજાજમાં આવીને કહ્યું.

'અને મને લાગે છે કે પોતપોતાનું સંભાળીને બેસી રહેવું સારું.'

આ, કદાચ બહુ કુનેહભર્યો જવાબ ન પણ હોય.

'ટાપુ ઉપરથી જતી પહેલી જ સ્ટીમરમાં તેને હદપાર કરવાનો ગવર્નરનો હુકમ છે. એમણે કેવળ પોતાની ફરજ બજાવી છે, અને હું એમાં વચ્ચે પડવા માગતો નથી. એ બાઈની હાજરી અહીં જોખમકારક છે.'

'મને લાગે છે કે તમે બહુ સખત અને જુલમગાર છો.'

બંને સ્ત્રીઓએ કંઈક ભય સાથે ડૉકટર તરફ જોયું, પણ તેમણે ઝઘડાની ધાસ્તી રાખવાની જરૂર નહોતી, કારણ મિશનરી મંદ મંદ હસતા હતા.

'તમે મારે વિશે આવું ધારો છો, એથી મને ખૂબ દુઃખ થાય છે, ડૉ. મૅકફેઈલ. ખરું માનજો, એ બાઈને માટે મને ખૂબ લાગે છે, પણ હું માત્ર મારી ફરજ જ બજાવવાનો પ્રયત્ન કરું છું.'

ડૉકટરે કશો જવાબ ન આપ્યો. તે મોં ચડાવીને બારી બહાર જોઈ રહ્યા. અત્યારે જેમ તેમ વરસાદ બંધ પડ્યો હતો, અને અખાતની સામે પાર ઝાડોના ઝુંડમાં દેશીઓના ગામનાં ઝૂંપડાં દેખાતાં હતાં.

'વરસાદ અટક્યો છે એનો લાભ લઈને હું ફરવા જઈશ,' તેમણે કહ્યું.

'હું તમારી ઇચ્છા પ્રમાણે નથી કરી શકતો એટલા ખાતર મહેરબાની કરીને મારા પ્રત્યે દુર્ભાવ રાખશો નહિ,' ગ્લાનિભર્યું હાસ્ય કરીને ડેવિડસન બોલ્યા. 'મને તમારે માટે ખૂબ માન છે. ડૉકટર, અને તમે જો મારે વિશે બૂરું ધારશો તો મને દુઃખ થશે.'

'મને ખાત્રી છે કે તમને પોતા વિશે એટલો સારો મત છે કે મારા મતથી તમારી સ્વસ્થતા જરાય ઓછી થવાની નથી,' તેમણે સામો ચપકો ચોડ્યો.

'આ તમે મારા ઉપર કટાક્ષ કરો છો' ડૅવિડસન હસતાં હસતાં બોલ્યા.

પોતે કશા કારણ વિના અસભ્ય રીતે વર્ત્યા એથી ડૉ. મૅકફૅઇલને પોતા ઉપર ખૂબ ચીડ ચડી. તેઓ નીચે જતા હતા ત્યાં મિસ ટૉમ્સન બારણું ઉઘાડું રાખીને તેમની રાહ જ જોતી હતી.

'કેમ,' તેણે કહ્યું, 'તમે તેમની સાથે વાત કરી?'

'હા. પણ મને જણાવતાં દુઃખ થાય છે કે તેઓ કશું નહિ કરે,' મૂંઝવણના માર્યા તેના તરફ જોયા વગર જ તેમણે જવાબ આપ્યો.

પણ પછી તેમણે તેના તરફ એક ઝડપી નજર નાખી, કારણ તેને એક ડૂસકું આવી ગયું. તેનો ચહેરો ભયથી ધોળો પૂણી જેવો થઈ ગયો હતો. એ જોઈને તેઓ હેબતાઈ ગયા. અને એકાએક તેમને એક વિચાર સૂઝ્યો:

'પણ હજી તમે આશા છોડી ન દેશો. તમારી સાથે એ લોકો જે રીતે વર્તે છે એ શરમાવા જેવું છે, અને હું જાતે ગવર્નરને મળવા માગું છું.'

'હમણાં?'

તેમણે માથું હલાવ્યું. તેના ચહેરા ઉપર તેજ આવ્યું.

'વાહ, તમો ખૂબ ભલા છો. મને તો ખાત્રી છે કે તમે જો કહેશો તો તો ગવર્નર મને રહેવા દેશે. હું અહીં રહીશ ત્યાં સુધી કશું અણઘટતું કામ નહિ કરું.'

ડૉ. મૅકફૅઇલને ખબર ન પડી કે ગવર્નરને અપીલ કરવાનો નિર્ણય પોતે શા માટે કર્યો. તેઓ મિસ ટૉમ્સન પ્રત્યે તદ્દન ઉદાસીન હતા, પણ મિશનરીના વર્તનથી એમને ચીડ ચડી, અને એમની ચીડ ધૂંધવાયા કરે એવી હતી. તેઓ ગયા ત્યારે ગવર્નર ઘેર જ હતા. તેઓ મહાકાય, દેખાવડા, ધોળી ટૂથબ્રશ જેવી મૂછોવાળા ખલાસી હતા; અને તેમણે એક પણ ડાઘ વગરનો ધોળી ડ્રીલનો યુનિફૉર્મ પહેર્યો હતો.

‘અમે જે ઘરમાં રહીએ છીએ તેજ ઘરમાં રહેતી એક બાઈના સંબંધમાં હું આપને મળવા આવ્યો છું,’ તેમણે કહ્યું. ‘તેનું નામ ટૉમ્સન છે.’

‘મેં એને વિશે પૂરતું સાંભળ્યું છે, ડૉ. મૅકફેઈલ.’ હસતાં હસતાં ગવર્નર બોલ્યા. ‘મેં તેને આવતે મંગળવારે ચાલ્યા જવાનો હુકમ આપી દીધો છે, અને એથી વિશેષ હું કરી શકું એમ નથી.’

‘હું તો આપને એમ પૂછવા આવ્યો હતો કે સાનફ્રાંસિસ્કોથી સ્ટીમર આવે ત્યાં સુધી જો આપ લંબાવી શકો તો એ સિડની ચાલી જાય. એની સારી ચાલચલગતનો હું જામીન છું.’

ગવર્નર હસતા જ રહ્યા, પણ તેમની આંખો ઝીણી અને ગંભીર બની ગઈ.

‘તમારું કામ થઈ શકે એમ હોત તો મને ખૂબ આનંદ થાત, ડૉ. મૅકફેઈલ, પણ મેં હુકમ આપી દીધો છે, તે હવે ફેરવી નહિ શકાય.’

ડૉકટરે બને એટલી સારી રીતે—તર્કશુદ્ધ રીતે કેસ રજૂ કર્યો, પણ હવે ગવર્નર હસતા બિલકુલ બંધ થઈ ગયા. તેમણે મોં ચડાવીને સાંભળ્યા કર્યું, અને બીજી જ બાજુ જોઈ રહ્યા. મૅકફેઈલે જોયું કે પોતાના કહેવાની કંઈ અસર થતી નથી.

‘કોઈ બાઈને અગવડમાં મૂકવા બદલ હું દિલગીર છું, પણ તેણે મંગળવારે જવું જ પડશે, અને એમાં હવે કંઈ કરવાપણું રહેતું નથી.’

‘પણ એમાં ફેર શો પડવાનો હતો?’

‘માફ કરજો ડૉકટર, પણ મારા સરકારી હુકમનો ખુલાસો યોગ્ય અધિકારી સિવાય બીજા કોઈ આગળ કરવાને હું બંધાયલો નથી.’

મૅકફેઈલે તેમના તરફ પક્કાઈથી જોયું. ડેવિડસનના બોલવામાં ધમકી આપ્યાનું સૂચન હતું તે તેમને યાદ આવ્યું, અને ગવર્નરની

વલણમાં તેમને વિચિત્ર પ્રકારની મૂંઝવણ દેખાઈ.

'ડેવિડસન નકામા જ્યાં હોય ત્યાં માથું મારતા ફરે છે,' તેમણે તપી જઈને કહ્યું.

'આપણે બે જ જાણીએ, ડૉ. મૅકફેઈલ, મારો પણ એમને વિશે બહુ સારો મત બંધાયો નથી, પણ મારે કબૂલ કરવું જ જોઈએ કે જ્યાં દેશી વસ્તીમાં થોડા સોલ્જરો રહેતા હોય ત્યાં મિસ ટૉમ્સન જેવી બાઈને રાખવામાં જે જોખમ રહેલું છે, તે તરફ મારું ધ્યાન ખેંચ્યું એ પૂરેપૂરી એમના અધિકારની વાત હતી.'

તેઓ ઊભા થઈ ગયા એટલે ડૉ. મૅકફેઈલને પણ ઊઠ્યા વિના છૂટકો નહોતો.

'મને માફ કરજો. મારે મુલાકાત છે. મિસિસ મૅકફેઈલને મારી સલામ કહેજો.'

ડૉકટર ભોંઠા પડીને પાછા ફર્યા. તેમને ખબર હતી કે મિસ ટૉમ્સન તેમની રાહ જોતી હશે, અને પોતે નાસીપાસ થયા છે એવું પોતાને મોઢે કહેવાની તેમની ઇચ્છા નહોતી એટલે તેઓ પાછલે બારણેથી ઘરમાં ગયા અને જાણે કંઈ ચોરી હોય એમ ચૂપકીથી દાદરો ચડી ગયા.

વાળુ વખતે તેઓ મૂંગા જ રહ્યા. અસ્વસ્થ પણ હતા, પણ મિશનરી આનંદમાં ખુશ લાગતા હતા. ડૉકટર મૅકફેઈલને લાગ્યું કે તેઓ વિજયના ભાવથી વારંવાર પોતા તરફ જુએ છે. તેમને એકાએક સૂઝ્યું કે પોતે ગવર્નરને મળવા ગયા હતા અને નિષ્ફળ નીવડ્યા હતા એની ડૅવિડસનને ખબર હોવી જોઈએ. પણ એને શી રીતે ખબર પડે? એ માણસની શક્તિમાં કંઈક કારમું તત્ત્વ રહેલું હતું. વાળુ પછી તેમણે હૉર્નને વરંડામાં ઊભેલો જોયો અને જાણે કંઈ સામાન્ય વાત કરવા જતા હોય એમ બહાર ગયા.

'તમે ગવર્નરને મળ્યા કે નહિ એ તે જાણવા ઇચ્છે છે,'

વેપારીએ કાનમાં કહ્યું.

'હા. પણ તેઓ કશું નહિ કરે. મને ખૂબ દુઃખ થાય છે, પણ હું હવે કંઈ નહિ કરી શકું.'

'મને ખબર હતી, એ કંઈ નહિ કરે. મિશનરીની સામે થતાં એ લોકો ડરે છે.'

'તમે શી વાત કરો છો?' બહાર તેમની પાસે આવીને મિશનરીએ ભાવથી પૂછ્યું.

'હું હમણાં જ કહેતો હતો કે બીજા આઠ દિવસ સુધી તો તમો એપિયા જઈ શકો એવો સંભવ દેખાતો નથી,' વેપારીએ સડસડાટ ગાડી હાંકી.

તે તેમને છોડીને ચાલ્યો ગયો અને બન્ને જણા પાછા દીવાનખાનામાં આવ્યા. મિ. ડેવિડસન ભોજન પછી એક કલાક મનોરંજનમાં ગાળતા. થોડી જ વારમાં કોઈ સંકોચપૂર્વક બારણું ઠોકતું લાગ્યું.

'અંદર આવો,' મિસિસ ડેવિડસને પોતાના તીણા અવાજે કહ્યું.

બારણું ખુલ્લું નહોતું. તે ઊભાં થઈ ઉઘાડી આવ્યાં. તેમણે મિસ ટોમ્સનને ઊમરા આગળ ઊભેલી જોઈ, પણ તેના દેખાવમાં થયેલો ફેરફાર અસાધારણ હતો. આ કંઈ રસ્તામાં તેમની ઠેકડી કરનાર આછકલી ચારિત્ર્યહીન બાઈ નહોતી, પણ આ તો ભાંગી ગયેલી ભયભીત બાઈ હતી. તેના સામાન્ય રીતે ખૂબ વ્યવસ્થિત રહેતા વાળ અત્યારે વીખરાઈને તેની ગરદન ઉપર લટકતા હતા. તેણે શયનગૃહમાં પહેરવાની સપાટ, સ્કર્ટ અને બ્લાઉઝ પહેર્યાં હતાં, તે પણ ચોળાયલાં અને ઘસડાઈને પલળેલાં હતાં. તે વહેતાં આંસુએ બારણાં આગળ ઊભી રહી, ઓરડામાં દાખલ થવાની તેની હિંમત ન ચાલી.

'તમારે શું કામ છે?' મિસિસ ડેવિડસને કઠોરતાથી પૂછ્યું.

'મારે મિ. ડેવિડસન સાથે વાત કરવી છે,' રૂંધાતા સ્વરે તે બોલી.

મિશનરી ઊઠયા અને તેના તરફ ગયા.

'સીધાં અંદર આવો, મિસ ટોમ્સન,' તેમણે આવકારભર્યા અવાજે કહ્યું. 'બોલો શું કામ છે?'

તે ઓરડામાં આવી.

'પરમ દિવસે મેં તમને જે કહ્યું તે બદ્દલ હું દિલગીર છું, અને બીજાં બધાં માટે પણ. હું જરા ચિડાઈ ગઈ હતી. હું તમારી માફી માગું છું.'

'અરે એમાં શું થયું? થોડાં કઠોર વચનો સહી લેવા પૂરતી મારી પીઠ પહોળી છે.'

તે અતિશય રાંક ભાવે નમીને તેમના તરફ જવા લાગી.

'તમે મને હરાવી. હું તો ખલાસ થઈ ગઈ છું. તમે મને પાછી ફ્રિસ્કો તો નહિ મોકલો ને?'

તેમની આનંદી રીતભાત અદૃશ્ય થઈ ગઈ, અને તેમનો અવાજ એકાએક કઠોર અને સખત બની ગયો.

'તમે ત્યાં પાછાં જવા કેમ માગતાં નથી?'

તે તેમની આગળ નમી પડી.

'મારાં ઘરનાં માણસો ત્યાં રહે છે, તેઓ મને આવી દશામાં જુએ એવું હું નથી ઇચ્છતી. બીજે જ્યાં કહેશો ત્યાં જઈશ.'

'તમે પાછાં સાન ફ્રાંસિસ્કો જવા કેમ નથી માગતાં?'

'મેં તમને કહ્યું તો ખરું.'

તે તેના તરફ સ્થિર નજરે જોતા આગળ ઝૂકયા, અને તેમની મોટી તેજસ્વી આંખો તેના આત્માને વીંધી નાખવા માગતી હોય એમ લાગતું હતું. તેમણે એકાએક ઊંડો શ્વાસ લીધો.

'રેફરમેટરી.'

તે ચીસ પાડી ઊઠી અને પછી તેમને પગે વળગીને આળોટી પડી.

'મને પાછી ત્યાં ન મોકલશો. હું ઈશ્વર સાક્ષીએ કસમ ખાઈને

કહું છું કે હું સારી રીતે રહીશ. હું આ બધું છોડી દઈશ,'

તેણે ઉપરા ઉપરી અનેક અસ્પષ્ટ વીનવણીઓનો ધોધ વહેવડાવ્યો અને તેના રંગેલા ગાલો ઉપર થઈને આંસુની ધારાઓ વહેવા લાગી. તેઓ તેમની ઉપર ઝૂક્યા અને તેનું મોઢું ઊંચું કરીને તેને પોતાના તરફ જોવાની ફરજ પાડી.

'રેફરમેટરીમાં જવું છે, એમ ?'

'તેઓ મને પકડે તે પહેલાં જ હું ભાગી જઈશ.' તે બોલી ઊઠી. 'હું જો પકડાઈ તો તો મને ત્રણ વરસ જ ચોંટે.'

તેમણે તેને છોડી દીધી અને તે ઢગલો થઈને પડી, અને ડૂસકે ડૂસકે રોવા લાગી. ડૉ. મૅકફેઈલ ઊભા થયા.

'આથી તો આખી પરિસ્થિતિ જ બદલાઈ જાય છે.' 'તેમણે કહ્યું. 'આ જાણ્યા પછી તમે એને પાછી નહિ મોકલી શકો, એને એક વધુ તક આપો. એ પોતાનું જીવન નવેસર ગાળવા માગે છે.'

'હું એને કદી ન મળી હોય એવી ઉત્તમમાં ઉત્તમ તક આપવા માગું છું, એ જો પશ્ચાત્તાપ કરતી હોય તો એણે સજા સ્વીકારી લેવી જોઈએ.'

'તે આ વચનનો ખોટો અર્થ સમજી અને તેણે ઊંચું જોયું. તેની ભારે આંખોમાં આશાની ચમક હતી.

'તમે મને છોડી મૂકશો ?'

'ના; તમારે મંગળવારે સાનફ્રાંસિસ્કો જવું જ પડશે.'

તેણે ભયથી એક દર્દભરી ચીસ પાડી અને પછી તે ધીમા ઘોઘરા અવાજે ઊંહકારા કરવા લાગી—જાણે કોઈ પશુ ન બોલતું હોય—અને પોતાનું માથું જોરથી જમીન ઉપર પછાડવા લાગી. ડૉ. મૅકફેઈલે એકદમ કૂદીને તેની પાસે પહોંચી જઈને તેને બેઠી કરી.

'બેઠાં થાઓ, એમ ન કરો, એના કરતાં તમે તમારા ઓરડામાં જઈને સૂઈ જાઓ. હું તમને કંઈ દવા આપું છું.'

તેમણે તેને ઊભી કરી અને અરધી ઉપાડીને અને અરધી ચલાવીને તેને દાદર નીચે ઉતારી. મિસિસ ડેવિડસને અને પોતાની પત્નીએ તેને મદદ કરવાનો લગારે પ્રયત્ન ન કર્યો એથી તેમને ખૂબ રોષ ચઢ્યો હતો. હાફ્કાસ્ટ દાદર આગળ ઊભો હતો અને તેની મદદથી તેમણે તેને તેના બિછાના પર સુવાડી. તે રડતી અને કલપાંત કરતી હતી; તે લગભગ બેભાન થઈ ગઈ હતી. તેમણે તેને એક હાઇપોડરમિક ઇંજેકશન આપ્યું. તેઓ જ્યારે પાછા ઉપર ગયા ત્યારે ખૂબ તપેલા અને થાકેલા હતા.

'મેં તેને સુવાડી દીધી છે.'

મિ. ડેવિડસન અને બંને સ્ત્રીઓ તેઓ ગયા ત્યારે હતાં તેજ સ્થિતિમાં હતાં. તેમના ગયા પછી તેઓ હાલ્યાં કે બોલ્યાં પણ નહિ હોય.

'હું તમારી જ રાહ જોતો હતો.' મિ. ડેવિડસન એક પ્રકારના વિચિત્ર અને જાણે દૂરથી આવતો હોય એવા અવાજે બોલ્યા. 'આપણી ભૂલે ચડેલી બહેનના આત્માને માટે તમે બધાં મારી સાથે પ્રાર્થના કરો એવી મારી ઇચ્છા છે.'

તેમણે ઘોડી ઉપરથી બાઇબલ લીધું. અને જે ટેબલ ઉપર તેમણે વાળુ કર્યું હતું તેની આગળ બેઠા. ટેબલ હજી સાફ કરેલું નહોતું, અને તેમણે ચાની કીટલી વચમાંથી બાજુએ ખસેડી મૂકી. બુલંદ, ગાજતા અને ઘેરા સ્વરે તેમણે વ્યભિચાર કરતાં પકડાયલી બાઈને ઈશુ ખ્રિસ્ત મળે છે તે પ્રકરણ વાંચી સંભળાવ્યું. ત્યાર પછી તેમણે પુસ્તક બંધ કર્યું અને તેઓ ઘૂંટણિયે પડ્યા.

'હવે તમે મારી સાથે ઘૂંટણિયે પડો અને આપણી વહાલી બહેન સેડી ટૉમ્સનના આત્માને માટે આપણે પ્રાર્થના કરીએ.'

તેમણે એક લાંબી લાગણીભરી પ્રાર્થના કરી. તેમાં તેમણે એ પાપી બાઈ ઉપર દયા લાવવાને ઈશ્વરને આજીજી કરી. મિસિસ

મૅકફેઈલ અને મિસિસ ડૅવિડસન આંખ મીંચીને ઘૂંટણિયે પડયાં. ડૉક્ટર પણ અચાનક હુમલો થયો એટલે ઘેટાની જેમ ઘૂંટણિયે પડયા. મિશનરીની પ્રાર્થનામાં એક પ્રકારનું પ્રચંડ વાક્‌પાટવ હતું. તેઓ અસાધારણ રીતે હલી ઊઠયા હતા. અને તેઓ બોલતા હતા, એવામાં તેમના ગાલ ઉપર થઈને આંસુ વહેવા માંડયાં. બહાર નિર્દય વરસાદ પડતો હતો. એકધારો પડતો હતો, અને જાણે તેમાં એક પ્રકારની માનવી દુષ્ટતા હતી.

આખરે તેઓ અટકયા. એકક્ષણ થંભીને તેઓ બોલ્યા :

'હવે આપણે ક્રાઇસ્ટની પ્રાર્થનાના મંત્રો બોલીશું.'

તેઓ મંત્રો બોલ્યાં અને તેમની પૂંઠેપૂંઠે ઘૂંટણિયેથી ઊભાં થયાં. મિસિસ ડૅવિડસનનો ચહેરો ફિક્કો અને શાંત હતો. તે આશ્વાસન પામી હતી અને તેનો જીવ હેઠો બેઠો હતો, પણ મૅકફેઈલ દંપતી એકદમ શરમાયા જેવાં થઈ ગયાં, કઈ તરફ જોવું તે પણ તેમને સૂઝયું નહિ.

'હું હમણાં નીચે જઈને જોઉં છું કે તેને કેમ છે,' ડૉ. મૅકફેઈલ બોલ્યા.

જ્યારે તેમણે બારણે ટકોરા માર્યા ત્યારે હોર્ને બારણું ઉઘાડયું. મિસ ટૉમ્સન એક ઝોલા ખુરસીમાં પડી પડી ડૂસકાં ખાતી હતી.

'કેમ શું કરો છો?' મૅકફેઈલ બોલી ઊઠયા. 'મેં તમને સૂઈ જવાનું નહોતું કહ્યું?'

'મારાથી નથી સુવાતું. મારે મિ. ડૅવિડસનને મળવું છે.'

'ભલી છોકરી, તું મળીને શું મેળવવાની છે? તું એમને નહિ પિગાળી શકે?'

'હું બોલાવું તો આવવાનું તેમણે કહ્યું છે.'

મૅકફેઈલે વેપારીને ઇશારત કરી.

'જાઓ, બોલાવી લાવો.'

વેપારી ઉપર ગયો તેટલો વખત તેઓ એની પાસે મૂંગા બેસી રહ્યા. ડૅવિડસન અંદર આવ્યા.

– 'તમને અહીં બોલાવવા બદલ હું માફી માગું છું.' તેમના તરફ ગમગીનીપૂર્વક જોઈને તેણે કહ્યું.

'તમે મને બોલાવશો એવી હું અપેક્ષા રાખતો જ હતો. હું જાણતો હતો કે ઈશ્વર મારી પ્રાર્થના સાંભળશે.'

બન્નેએ એકબીજા તરફ ક્ષણભર તાકીને જોયું, અને પછી બાઈએ નજર ફેરવી લીધી. મિશનરી સામે જોયા વિના જ તે બોલી:

'હું ખરાબ સ્ત્રી હતી. મારે પ્રાયશ્ચિત્ત કરવું છે.'

'ઈશ્વરની કૃપા થઈ! ઈશ્વરનો પાડ માનો! તેણે અમારી પ્રાર્થના સાંભળી ખરી!'

તેમણે બે પુરુષો તરફ જોયું.

'મને એની સાથે એકલો રહેવા દો. મિસિસ ડૅવિડસનને કહેજો કે આપણી પ્રાર્થના ઈશ્વરે સ્વીકારી છે.'

તેઓએ બહાર જઈને બારણાં વાસી દીધાં.

'ઊપડો પૂરપાટ,' વેપારી બોલ્યો.

રાતે ડૉ. મૅકફેઈલને મોડે સુધી ઊંઘ ન આવી, અને જ્યારે તેમણે મિશનરીને ઉપર આવતા સાંભળ્યા ત્યારે તેમણે ઘડિયાળમાં જોયું તો બે વાગ્યા હતા. છતાં તેઓ તરત સૂઈ ન ગયા. બે ઓરડા વચ્ચેના લાકડાના પડદામાંથી તેઓ મોટેથી પ્રાર્થના કરતા હતા તે કેટલીયવાર સુધી તેમણે સાંભળ્યા કર્યું—આખરે થાકીને તે ઊંઘી ગયા.

જ્યારે બીજે દિવસે સવારે તેમણે તેમને જોયા, ત્યારે તેમને નવાઈ લાગી. તેઓ કદી નહોતા એવા ફિક્કા પડી ગયા હતા, પણ તેમની આંખમાં કોઈ અમાનુષ આગ ચમકતી હતી. કેમ જાણે તેઓ અપાર આનંદમાં હોય, એમ લાગતું હતું.

'તમે હમણાં ને હમણાં નીચે જાઓ અને સેડીને તપાસો,' તેમણે કહ્યું. 'તેનું શરીર સારું હોય એવી મને આશા નથી, પણ તેનો આત્મા—તેનો આત્મા તો બદલાઈ ગયો છે.

ડૉક્ટર થાકેલા અને અસ્વસ્થ લાગતા હતા.

'તમે મોડી રાત સુધી તેની પાસે બેઠા હતા?' તેમણે કહ્યું.

'હા. હું તેને એકલી મૂકીને આવું એ તેનાથી ખમાતું નહોતું.'

'તમે 'પંચ' જેવા પ્રસન્ન લાગો છો,' ડૉક્ટરે ચિડાઈને કહ્યું.

ડેવિડસનની આંખો આનંદથી ચમકી ઊઠી.

'મારા ઉપર ઈશ્વરે મોટી મહેર કરી છે, ગઈ રાતે હું એક એક ભ્રષ્ટ આત્માને પાછો જીસસની પ્રેમભરી બાથમાં લાવવાને ભાગ્યશાળી નીવડ્યો હતો.'

મિસ ટૉમ્સન પાછી ઝૂલા ખુરસીમાં પડી હતી. પથારી કરેલી નહોતી. ઓરડી અસ્તવ્યસ્ત હતી. તેણે કપડાં પહેરવાની પણ તસ્દી લીધી નહોતી, પણ માત્ર એક ડ્રેસિંગ ગાઉન પહેર્યો હતો, અને વાળનો કૂવડની જેમ અંબોડો વાળ્યો હતો. તેણે ભીના ટુવાલ વતી પોતાનું મોં લૂછ્યું હતું. પણ તે આખું સૂજી ગયેલું અને રડી રડીને કરમાઈ ગયેલું હતું. તે કુલટા જેવી દેખાતી હતી.

ડૉક્ટર અંદર આવ્યા ત્યારે તેણે જડતાથી આંખ ઊંચી કરી. તે ભાંગી ગયેલી અને રાંક લાગતી હતી.

'મિ. ડેવિડસન ક્યાં છે?' તેણે પૂછ્યું.

'તમારે જરૂર હોય તો તે હમણાં જ આવશે,' મૅકફેઈલે ખટાશથી કહ્યું. 'તમને કેમ છે, એ જોવા હું તો આવ્યો હતો.'

'આહ, મને તો તદ્દન સારું છે. તમારે એની ચિંતા કરવાની જરૂર નથી.'

'તમે કંઈ ખાધું હતું?'

'હોર્ને મને થોડી કૉફી આણી આપી હતી.'

તેણે આતુરતાથી બારણા તરફ જોયું.

'તેઓ જલદી આવી પહોંચશે એમ તમને લાગે છે? તેઓ મારી પાસે હોય છે, ત્યારે મને જરા સારું લાગે છે.'

'તમારું મંગળવારે જવાનું હજી કાયમ છે?'

'હા. તેઓ કહે છે કે મારે જવાનું જ છે. મહેરબાની કરીને તેમને એકદમ મોકલજો. તમે મને મદદ નહિ કરી શકો. હવે તે એઓ જ એક મને મદદ કરી શકે એમ છે.'

'સારું,' ડૉ. મૅકફૅઈલે કહ્યું.

પછીના ત્રણ દિવસ દરમિયાન મિશનરીએ લગભગ બધો વખત સેડી ટૉમ્સન સાથે ગાળ્યો. માત્ર ભોજન વખતે તે બધાંને મળતા. ડૉ. મૅકફૅઈલે જોયું કે તેઓ ભાગ્યે જ કશું ખાતા.

'તેઓ પોતાની જાતને ઘસી નાખે છે,' મિસિસ ડૅવિડસન દયાજનક રીતે બોલ્યાં. 'જો તેઓ સંભાળશે નહિ તો જરૂર લથડી પડવાના છે, પણ તેઓ જાતની દરકાર રાખતા જ નથી.'

તે પોતે પણ ધોળી અને ફિક્કી પડી ગઈ હતી. તેણે મિસિસ મૅકફૅઈલને કહ્યું હતું કે મને ઊંઘ નથી આવતી. મિશનરી મિસ ટૉમ્સનને ત્યાંથી ઉપર આવતા ત્યાર પછી, થાકી જતા ત્યાં સુધી પ્રાર્થના કર્યા કરતા, અને પછી પણ ઝાઝું ઊંઘતા નહિ. એકાદ બે કલાક પછી ઊઠી પડતા અને કપડાં પહેરીને કિનારે ફરવા ચાલ્યા જતા. તેમને વિચિત્ર સ્વપ્નાં આવતાં હતાં.

'આજે સવારે તેમણે મને કહ્યું કે તેમને નેબ્રાસ્કાના ડુંગરે સ્વપ્નામાં દેખાયા હતા,' મિસિસ ડૅવિડસને કહ્યું.

'એ વિચિત્ર વાત છે,' ડૉ. મૅકફૅઈલે કહ્યું.

અમેરિકા વટાવતી વખતે આગગાડીની બારીમાંથી પોતે એ ડુંગર જોયા હતા તે એમને યાદ આવ્યું. તે ઊંધા વાળેલા મોટા

મોટા ટોપલા જેવા ગોળ અને સુંવાળા દેખાતા હતા. અને સપાટ મેદાનમાં એકાએક જ ઊપસી આવેલા હતા. ડૉ. મૅકફેઇલને તે સ્ત્રીના સ્તન જેવા લાગ્યા હતા તે પણ યાદ આવ્યું.

એ અસ્વસ્થતા ડેવિડસનને પોતાને પણ અસહ્ય થઈ પડી. પણ તેમને કોઈ અદ્ભુત આનંદ ટકાવી રહ્યો હતો. પેલી બિચારી બાઈના અંતરના ઊંડામાં ઊંડા ખૂણામાં છુપાઈ રહેલો પાપનો છેલ્લામાં છેલ્લો અવશેષ તે જડમૂળથી ઉખાડી રહ્યા હતા. તેઓ તેની પાસે બેસીને વાંચતા, તેની સાથે પ્રાર્થના કરતા.

'આ આશ્ચર્યની વાત છે,' એક દિવસ વાળુ વખતે તેમણે બધાંને કહ્યું, 'આ ખરેખરો નવો જન્મ છે. એનો આત્મા જે પહેલાં રાત જેવો કાળો હતો, તે અત્યારે નવા પડેલા બરફ જેવો શુદ્ધ અને સફેદ છે. હું નમ્ર બની ગયો છું અને ડરું છું. પોતાનાં બધાં પાપોનું એણે કરેલું પ્રાયશ્ચિત અદ્ભુત છે. હું તેના વસ્ત્રના છેડાને પણ અડવા લાયક નથી.'

'એને પાછી સાનફ્રાંસિસ્કો મોકલી આપવાનો તમારો જીવ ચાલે છે?' ડૉક્ટરે કહ્યું. 'અમેરિકાની જેલમાં ત્રણ વરસો! હું તો ધારતો હતો કે તમે એને તેમાંથી બચાવી લેશો.'

'અરે, પણ તમે કેમ સમજતા નથી કે એ જરૂરનું છે. તમને એમ લાગે છે કે મને એને માટે નહિ લાગતું હોય? હું એને મારી પત્ની અને બહેન જેટલી ચાહું છું. એ જેટલો વખત જેલમાં રહેશે તેટલો વખત એ જેટલાં દુઃખો ભોગવશે તેટલાં મારે પણ ભોગવવાં પડશે.'

'ગપ્પાં રહેવા દો,' અધીરા થઈને ડૉક્ટર બોલી ઊઠ્યા.

'તમે આ સમજી શકતા નથી કારણ કે તમે આંધળા છો. એણે પાપ કર્યાં છે એટલે એણે સજા ભોગવવી જ જોઈએ. મને ખબર છે કે એને કેવાં કેવાં દુઃખો વેઠવાં પડશે. એને ભૂખે મારશે, રિબાવશે, એનું અપમાન કરશે. હું તો આ માણસની કરેલી સજાઓ

ઇશ્વરને ચરણે ધરવાના ભોગ સમાન ગણવા એને કહું છું. એ બધું એણે આનંદથી સ્વીકારી લેવું જોઈએ. એને એક એવી તક મળી છે, જેવી બહુ ઓછાં માણસોને મળે છે. ઇશ્વર બહુ ભલો અને બહુ દયાળુ છે.'

ડેવિડસનનો અવાજ ઉશ્કેરાટને લીધે કંપતો હતો. તેમના મોંમાંથી ધસી આવતા બધા શબ્દો તે પૂરા ઉચ્ચારી પણ શકતા નહોતા.

'આખો દિવસ હું તેની સાથે પ્રાર્થના કરું છું, અને તેની પાસેથી આવું છું ત્યારે હું પાછો પ્રાર્થના કરું છું. હું મારી બધી શક્તિ વાપરીને પ્રાર્થના કરું છું, કે જીસસ એના ઉપર આ મહાન કરુણા વર્ષાવે. હું એના અંતરમાં સજા ખમી લેવાની એવી ઉગ્ર ઇચ્છા પેદા કરવા માગું છું કે આખરે હું કદાચ એને છૂટ આપું તો યે એ પોતે ના પાડે. હું એને એમ લાગે એવું કરવા ઇચ્છું છું કે આ કેદખાનાની કડવી સજા તો જે જીસસે એને માટે પ્રાણ ત્યાગ્યા છે તેમને ચરણે ધરવાની આભારની અંજલિ છે.'

દિવસો ધીમે ધીમે જતા હતા. આખા ઘરનું ધ્યાન નીચે રહેતી પેલી કમભાગી, રિબાતી બાઈ ઉપર કેન્દ્રિત થયું હતું અને બધાં કૃત્રિમ ઉશ્કેરાટમાં રહેતાં હતાં. કોઈ લોહીતરસી મૂર્તિની જંગલી પૂજાવિધિમાં ભોગ ધરાવવા માટે તેને તૈયાર કરતા હોય એમ લાગતું હતું. તે ભીતિથી જડ થઈ ગયેલી હતી. તે ડેવિડસનને નજર બહાર જવા દેતી નહોતી. તે તેની પાસે હોય ત્યારે જ તેને હિંમત રહેતી અને તે ગુલામની પેઠે તેમને આધારે જ ટકી રહેલી હતી. તે પુષ્કળ રડતી, બાઇબલ વાંચતી, અને પ્રાર્થના કરતી. કોઈક વાર તે થાકી જતી અને લાગણીશૂન્ય બની જતી, ત્યારે તે સાચે જ પોતાની સજાની રાહ જોતી—કારણ અત્યારે એ જે યાતના ભોગવી રહી હતી તેમાંથી એ જ સીધો અને નજરે દેખી શકાય એવો છુટકારો હતો. પોતાના પાપના ભાનને લીધે તેણે બધી અંગત મોટાઈને બાજુએ મૂકી દીધી હતી અને તે પોતાના ઓરડામાં જથરપથર હાલતમાં

કેવળ ડ્રેસિંગ ગાઉન પહેરીને જ ફર્યા કરતી. ચાર દિવસ થયાં તેણે પોતાનો રાતનો પોશાક બદલ્યો નહોતો, તેમ મોજાં પણ પહેર્યાં નહોતાં. તેના ઓરડામાં કચરો વેરાયલો પડેલો હતો અને બધે અવ્યવસ્થા હતી. દરમિયાન વરસાદ નિર્દય હઠીલાઈથી પડ્યે જ જતો હતો. આપણને એમ થાય કે હવે તો આકાશનું પાણી ખૂટી ગયું હશે પણ છતાં વરસાદ તો સીધો ધોધમાર અને ગાંડા બનાવી મૂકે એવો અણઉઘાડ પતરાનાં છાપરાં પર પડ્યા જ કરતો હતો. બધું ભેજવાળું અને ભીનું થઈ ગયું હતું. ભીંતો પર અને બૂટોને ફૂગ ચડી ગઈ હતી. આખી રાત ઊંઘ આવતી નહિ અને મચ્છરો પોતાનો રોષભર્યો ગણગણાટ ચલાવ્યા કરતાં.

'એક જ દિવસ વરસાદ જો અટકે ને તો આટલું બધું ખરાબ ન લાગે,' ડૉ. મેકફેઈલ બોલ્યા.

એ લોકો બધાં મંગળવારની જોઈ રહ્યાં હતાં—જ્યારે સાનફ્રાંસિસ્કો જવાની સ્ટીમર સિડનીથી આવવાની હતી. ડૉ. મેકફેઈલ તો આ કમનસીબ બાઈ જાય એની એટલી આતુરતાથી રાહ જોઈ રહ્યા હતા કે એમની દયા અને ક્રોધ બંને મરી ગયાં હતાં. એ સ્ટીમર ઊપડી ગયા પછી પોતે વધારે છૂટથી શ્વાસ લઈ શકશે એમ તેમને લાગતું હતું. ગવર્નરની ઑફિસમાંનો એક કલાર્ક સેડી ટૉમ્સનને સ્ટીમર ઉપર પહોંચાડી આવવાનો હતો. એ માણસ સોમવારે સાંજે આવ્યો અને સવારે અગિયાર વાગે તૈયાર રહેવાને મિસ ટૉમ્સનને કહી ગયો. ડેવિડસન તેની પાસે જ હતા.

'બધું તૈયાર રહે એની હું કાળજી રાખીશ. હું જાતે જ એની સાથે સ્ટીમર પર આવવા ધારું છું.'

મિસ ટૉમ્સન બોલી નહિ.

જ્યારે ડૉ. મેકફેઈલ પોતાની મીણબત્તી હોલવી નાખીને સાવચેતીપૂર્વક મચ્છરદાની નીચે ભરાઈ ગયા ત્યારે તેમણે છુટકારાનો

દમ ખેંચ્યો.

'હાશ, ઈશ્વરનો પાડ માનો કે બધું પતી ગયું. કાલે અત્યારે તો તે ચાલી ગઈ હશે.'

'મિસિસ ડેવિડસન પણ ખુશ થશે. તે કહેતાં હતાં કે મિ. ડેવિડસન ઘસાઈ ઘસાઈને પડછાયા જેવા થઈ ગયા છે,' મિસિસ મેકફેઈલે કહ્યું. 'એ બાઈ છેક બદલાઈ ગઈ છે.'

'કોણ?'

'સેડી. મેં તો કદી એ શક્ય માન્યું જ ન હોત. આપણે નમ્ર બની જઈએ છીએ.'

ડૉ. મેકફેઈલે કશો જવાબ ન આપ્યો, અને થોડી વારમાં જ ઊંઘવા માંડ્યું. તે તદ્દન થાકી ગયા હતા અને રોજ કરતાં વધારે ઘસઘસાટ ઊંઘ્યા.

મળસ્કે કોઈએ તેમના હાથ ઉપર હાથ મૂક્યો એટલે તેઓ જાગી પડ્યા, અને ચમકીને જુએ છે તો તેમના બિછાના પાસે હૉર્ન નજરે પડ્યો. ડૉ. મેકફેઈલને કંઈ બૂમ પાડી ઊઠતા અટકાવવા માટે વેપારીએ મોઢે આંગળી મૂકી, અને તેમને આવવાને ઇશારત કરી. સામાન્ય રીતે એ જંદા જેવાં ડકનાં કપડાં પહેરતો હતો પણ અત્યારે એ ઉઘાડે પગે જ હતો અને એણે દેશીઓની પેઠે માત્ર લાવાલાવા જ પહેર્યું હતું. તે એકદમ જંગલી લાગતો હતો અને ડૉ. મેકફેઈલે બિછાનામાંથી બહાર આવતાં જોયું કે તેને આખે શરીરે રંગબેરંગી અને વિત્રવિચિત્ર છૂંદણાં છૂંદેલાં હતાં. હૉર્ને તેમને ઓટલે આવવાની ઇશારત કરી. ડૉ. મેકફેઈલ બિછાનામાંથી બહાર નીકળ્યા અને વેપારીની પાછળ પાછળ બહાર ગયા.

'અવાજ ન કરશો,' તેણે ધીમેથી કહ્યું. 'તમારી જરૂર પડી છે. ડગલો પહેરી લો, અને જોડા પણ. જલદી કરો.'

ડૉ. મેકફેઈલને પહેલો વિચાર એ આવ્યો કે મિસ ટૉમ્સનને

કંઈ થયું હશે.

'શું છે ? મારાં હથિયાર લઈ લઉં ?'

'જલદી કરો. મહેરબાની કરીને જલદી કરો.'

ડૉ. મેકફેઈલ પાછા ધીમે રહીને સૂવાના ખંડમાં ગયા. પાયજામા ઉપર વૉટરપ્રૂફ પહેરી લીધો અને રબરનાં તળિયાંવાળા જોડા પહેર્યા. તેઓ પાછા વેપારીની સાથે થઈ ગયા, અને તેઓ બંને અદ્ધર પાનીએ દાદર ઊતર્યા. બહાર રસ્તા ઉપર પડતો દરવાજો ખુલ્લો હતો, અને ત્યાં છએક દેશીઓ ઊભા હતા.

'શું છે ?'

'મારી સાથે ચાલો,' હૉર્ન બોલ્યો.

તે બહાર ચાલવા લાગ્યો અને ડૉકટર તેની પાછળ પાછળ ચાલ્યા. પાછળ ટોળું વળીને દેશીઓ આવતા હતા. તેઓ રસ્તો ઓળંગીને સમુદ્ર કાંઠે આવી પહોંચ્યા. પાણીની કોર ઉપર કંઈ વસ્તુની આસપાસ કેટલાક દેશીઓને ડૉકટરે ઊભેલા જોયા. તેઓ વીસ પચીસ વાર જેટલું અંતર ઉતાવળા ઉતાવળા કાપી ગયા અને દેશીઓએ ડૉકટર આવ્યા એટલે રસ્તો કરી આપ્યો. વેપારીએ તેમને આગળ ધકેલ્યા, ત્યારે તેમણે અરધી પાણીમાં અને અરધી બહાર એમ પડેલી ભયંકર વસ્તુ જોઈ—ડેવિડસનની લાશ. ડૉ. મેકફેઈલ નીચા વળ્યા—એ અકસ્માત વખતે મગજ ખોઈ બેસે એવા નહોતા—અને તેમણે લાશ ફેરવી. ગળું કાનોકાન કપાયેલું હતું અને જમણા હાથમાં જે વડે એ કૃત્ય થયેલું હતું તે અસ્ત્રો હજી કાયમ હતો.

'એ તદ્દન ઠંડા થઈ ગયા છે,' ડૉકટરે કહ્યું. 'એમને મરી ગયાંને કેટલીક વાર થઈ ગઈ હશે.'

'એક છોકરો કામે જતો હતો તેણે એમને હમણાં જ અહીં જોયા અને મને આવીને કહ્યું. એમણે પોતે આ કર્યું હશે એમ તમને લાગે છે ?'

'હા. કોઈક પોલીસને બોલાવવા જવું જોઈએ.'

હોર્ને દેશી ભાષામાં કંઈક કહ્યું અને બે જુવાનિયાઓ ઊપડી ગયા.

'પોલીસ આવે ત્યાં સુધી એમને અહીં જ રહેવા દેવા પડશે,' ડૉક્ટરે કહ્યું.

'પોલીસો એમને મારા ઘરમાં ન લઈ આવે એમ કહેજો. હું એમને મારા ઘરમાં નહિ ઘાલું.'

'અધિકારીઓ કહે એ પ્રમાણે તમારે કરવું પડશે,' ડૉક્ટરે ટૂંકો જવાબ આપ્યો. 'ખરું જોતાં મને તો એમ લાગે છે કે એઓ એમને મૈયતઘર ( Mortuary )માં લઈ જશે.'

'એમણે આમ શા માટે કર્યું હશે, તમને શું લાગે છે?' હોર્ને પૂછ્યું.

ડૉક્ટરે પોતાનાં ખભાં હલાવ્યાં. થોડી જ વારમાં એક દરિયાઈ અમલદારની સરદારી નીચે સ્ટ્રેચર લઈને દેશી પોલીસ આવી પહોંચી, અને પછી તરત જ એક દરિયાઈ અધિકારી અને દરિયાઈ ડૉક્ટર પણ આવી પહોંચ્યા. તેઓએ બધું ઝટપટ પતાવવા માંડ્યું.

'એની પત્નીનું શું?' એક અમલદારે પૂછ્યું.

'હવે તમે આવ્યા છો એટલે હું પાછો ઘેર જાઉં છું અને થોડાં કપડાં પહેરી લઉં છું. એમનાં પત્નીને પણ ખબર મળે એમ કરું છું. એમને જરા વ્યવસ્થિત કરો ત્યાર પછી તે જુએ તો સારું.'

'એ બરાબર છે,' દરિયાઈ ડૉક્ટરે કહ્યું.

જ્યારે ડૉ. મૅકફૅઇલ પાછા ગયા ત્યારે તેમનાં પત્ની કપડાં પહેરીને લગભગ તૈયાર થયેલાં હતાં.

'મિસિસ ડૅવિડસન પોતાના પતિ વિશે ખૂબ ચિંતા કરે છે,' તેણે ડૉક્ટર દેખાયા કે તરત જ કહ્યું. 'તેઓ આજે આખી રાત ઊંઘ્યા નથી. તેણે તેમને બે વાગે મિસ ટૉમ્સનની ઓરડીમાંથી બહાર નીકળતા સાંભળ્યા હતા, પણ તેઓ બહાર ચાલ્યા ગયા હતા.

ત્યારના જો તેઓ આંટા માર્યા કરતા હશે તો તો અત્યાર સુધીમાં ક્યારના મરી ગયા હશે.'

ડૉકટર મૅકફેઈલે તેને શું બન્યું હતું તે કહ્યું, અને મિસિસ ડૅવિડસનને એ ખબર કરવા જણાવ્યું.

'પણ એમણે એમ શા સારુ કર્યું?' ભયથી બેબાકળી બની જઈને તેણે પૂછ્યું.

'મને ખબર નથી.'

'મારાથી એને નહિ કહેવાય, નહિ કહેવાય.'

'તારે કહેવું જ પડશે.'

પતિના તરફ એક ભયત્રસ્ત દૃષ્ટિ નાખી તે બહાર ચાલી ગઈ. તેમણે તેને મિસિસ ડૅવિડસનના ઓરડામાં જતી સાંભળી. તેઓ પોતાની જાતને સ્વસ્થ કરવા એક મિનિટ થોભ્યા અને પછી હજામત કરીને હાથ મોં ધોવા લાગ્યા. કપડાં પહેરી રહ્યા એટલે એક બિછાના ઉપર બેસીને તે પત્નીની રાહ જોવા લાગ્યા. આખરે તે આવી.

'તે તમને મળવા માગે છે,' તેણે કહ્યું.

'એ લોકો તેને મૈયતઘરમાં લઈ ગયા છે. આપણે એની સાથે જઈએ તો સારું. એને કેવી અસર થઈ?'

'મને લાગે છે કે એ આઘાતથી સ્તંભિત થઈ ગઈ છે, તે રડી પણ નહોતી, પણ તે પાંદડાંની પેઠે ધ્રૂજે છે.'

'આપણે તરત જ જઈએ તો સારું.'

એ લોકોએ બારણાં ઠોકયાં એટલે મિસિસ ડૅવિડસન બહાર આવી. તે અતિશય ફિક્કી પડી ગયેલી હતી પણ તેની આંખ સૂકી હતી. ડૉકટરને તે અસ્વાભાવિકપણે સ્વસ્થ લાગી. તેમની વચ્ચે કશી વાતચીત થઈ નહિ, અને તેઓ મૂંગાં મૂંગાં રસ્તે ચાલવા લાગ્યાં. જ્યારે તેઓ મૈયતઘર આગળ આવ્યાં ત્યારે મિસિસ ડૅવિડસન બોલી:

‘મને એકલીને જ જઈને તેમને જોવા દો.’

તેઓ બાજુએ ઊભાં રહ્યાં. એક દેશીએ તેને બારણું ઉઘાડી આપ્યું, અને તે અંદર ગઈ એટલે પાછું વાસી દીધું. તેઓ નીચે બેઠાં અને રાહ જોવા લાગ્યાં. એક બે ગોરાઓએ આવીને તેમની સાથે ધીમે સ્વરે વાત કરી. ડૉ. મૅકફેઈલે તેમને પોતે આ કરુણ કિસ્સા વિશે જે જાણતા હતા તે ફરી કહી સંભળાવ્યું. આખરે બારણું શાંતિથી ઉઘાડીને મિસિસ ડેવિડસન બહાર આવી. બધાં મૂંગાં બની ગયાં.

‘હવે હું પાછી જવા તૈયાર છું,’ તે બોલી.

તેનો અવાજ કઠોર અને સ્થિર હતો. ડૉ. મૅકફેઈલને તેની આંખની દૃષ્ટિનો અર્થ ન સમજાયો. તેનો ફિક્કો ચહેરો ખૂબ સખત હતો. તેઓ ધીમે ધીમે ચાલતાં પાછાં ગયાં, કોઈ એક શબ્દ સરખોયે બોલ્યું નહિ. આખરે તેઓ જે વળાંકની બીજી બાજુએ તેમનું ઘર આવેલું હતું ત્યાં આવી પહોંચ્યાં. મિસિસ ડેવિડસને લાંબો શ્વાસ લીધો, અને એક ક્ષણ માટે બધાં તદ્દન અટકી ગયાં. ન માની શકાય એવો અવાજ તેમને કાને પડ્યો. આટલા બધા દિવસથી જે ગ્રામોફોન બંધ હતું તે અત્યારે વાગતું હતું—કોઈ કઠોર અને મોટા સ્વરનું ગીત ગવાતું હતું.

‘આ શું છે?’ મિસિસ મૅકફેઈલ ભયથી બૂમ પાડી ઊઠ્યાં.

‘આપણે આપણી મેળે ચાલ્યા કરો,’ મિસિસ ડેવિડસને કહ્યું.

તેઓ પગથિયાં ચડીને દીવાનખાનામાં દાખલ થયાં. મિસ ટૉમ્સન પોતાના બારણા આગળ ઊભી ઊભી એક ખલાસી સાથે વાત કરતી હતી. તેનામાં અચાનક નવો ફેરફાર થયો હતો. તે છેલ્લા થોડા દિવસની રાંક વૈતરી નહોતી રહી. તેણે સારામાં સારાં કપડાં પહેર્યાં હતાં—પેલો સફેદ પોશાક, ચળકતાં ઊંચી એડીનાં બૂટ, અને તેની ઉપર તેની પીંડી સુતરાઉ મોજાંમાંથી ઉપસેલી દેખાતી હતી: તેના વાળ પણ ખૂબ કાળજીપૂર્વક હોળીને ગોઠવેલા હતા; અને



તેણે પેલી મોટી હૅટ પહેરી હતી અને ઉપર ભભકદાર રંગનાં ફૂલો ખોસ્યાં હતાં. તેનો ચહેરો રંગેલો હતો, તેની ભમરો કાજળ જેવી કાળી હતી, અને તેના હોઠ લાલ ચમ્મક જેવા હતા. તે ટટાર ઊભી હતી. તે પહેલાંના જેવી રૂઆબદાર રાણી બની ગઈ હતી. તેઓ જેવાં આવ્યાં કે તરત તે જોરથી ઉપહાસભર્યું હાસ્ય કરવા લાગી, અને પછી જ્યારે મિસિસ ડૅવિડસન અજાણતાં જ અટકી ઊભાં ત્યારે તે પોતાના મોંમાંનું થૂંક ભેગું કરીને થૂંકી. મિસિસ ડૅવિડસન પાછળ ખસી ગયાં, અને તેમના ગાલ ઉપર એકાએક બે લાલ ચાંલ્લાં દેખાયા, પછી હાથ વડે પોતાનું મોં ઢાંકી દઈને તે રડી પડયાં અને ઝટઝટ દાદર પર દોડી ગયાં. ડૉ. મૅકફેઈલિના ગુસ્સાનો અને અચંબાનો પાર ન રહ્યો. તેઓ તે બાઈને હડસેલીને તેના ઓરડામાં ઘૂસી ગયા.

'તું આ શું કરે છે?' તે બરાડી ઊઠ્યા.

'બંધ કર આ તારું ગોઝારું વાજું.'

તેઓએ વાજા પાસે જઈને થાળી ખેંચી લીધી. તે તેમના તરફ ફરી.

'ડૉકટર, તમે મારી સાથે આમ કરવાની હિંમત કરો છો? તમે મારા ઓરડામાં આવીને આ શું કરો છો?'

'એટલે તારે શું કહેવું છે?' તેમણે જોરથી કહ્યું. 'તારે શું કહેવું છે?'

તે સ્વસ્થ બની ગઈ. તેના મોઢા ઉપરનો તિરસ્કાર અથવા તો તેના જવાબમાં રહેલો ઘૃણાપૂર્ણ ધિક્કાર કોઈ નહિ વર્ણવી શકે.

'તમે પુરુષો! ગંદા સબડતા ડુક્કરો! તમે બધા જ સરખા છો, બધા જ ડુક્કરો! સુવ્વરો!'

ડૉ. મૅકફેઈલિ આભા બની ગયા, તે સમજી ગયા.

**ઇગ્નેટ હેરમેન** ( Ignat Herrmann ) ( ૧૮૫૪– ) એમણે જીવનમાં અનેકવિધ અનુભવો લીધેલા છે. ભઠિયારાના મદદનીશ તરીકે જીવનની શરૂઆત કરી, ત્યાર પછી ગામે ગામ ફરીને માલ વેચનાર, વકીલના ગુમાસ્તા, બેંકના કારકુન, છાપાના ખબરપત્રી અને આખરે તંત્રી તરીકે એમણે કામ કર્યું છે. એમણે સંખ્યાબંધ નવલકથાઓ અને વાર્તાઓ લખેલી છે. એમની વાર્તાઓનું વસ્તુ ખૂબ ઝીણવટપૂર્વક નિરીક્ષણ કરીને કાળજીપૂર્વક નોંધેલી હકીકતો ઉપરથી રચેલું હોય છે. એમણે સતત ત્રીસ વરસ સુધી હાસ્યરસના એક માસિકનું સંપાદન કર્યું છે. આ વાર્તા ' સિલેક્ટેડ ઝેક ટેઈલ્સ ' નામના વાર્તાસંગ્રહમાંથી લેવામાં આવેલી છે.

# નિઃસંતાન

**ઈવાન** ફ્રોન દસ વરસ થયાં પરણેલો હતો. તેને સૌંદર્યવતી સ્ત્રી હતી અને તે જાતે ધનવાન હતો. તેના નિકટતમ મિત્રો પણ કંઈક ઈર્ષ્યાથી કહેતા કે એને તો સ્વર્ગ મળ્યું છે. ઈર્ષ્યા આવે એવું જ હતું, કારણ ઇવાન ફ્રોન ભાગ્યદેવતાના લાડિલા પુત્ર સમો હતો. જ્યારે તેણે નિશાળ છોડી ત્યારે ડિગ્રી લેવા માટે તે કાયદાનો અભ્યાસ કરવા વિશ્વવિદ્યાલયમાં દાખલ થયો. આમ કરવામાં તેના બાપની ઇચ્છા જ મોટે ભાગે કારણભૂત હતી. તેનો બાપ દેશનો એક વિખ્યાત વેપારી હતો અને તેની ઇચ્છા પોતાનો દીકરો દુનિયામાં ઊંચી પાયરીએ ચડે એવી હતી. અને દીકરો પણ બાપની ઇચ્છાને માન આપી કૉલેજમાં ગયો, પણ તેણે વિશ્વવિદ્યાલયનો અભ્યાસ પૂરો ન કર્યો. તે જુવાનિયો અને ઉચ્છાંછળો હોઈ કોઈ રાજકીય પ્રચારમાં સંડોવાયો હતો; આને લીધે શરૂઆતમાં તો થોડાં અઠવાડિયાં તેને અટકમાં રહેવું પડ્યું, પણ પછી તેને બરતરફ કરવામાં આવ્યો. તેનો અવિવેક તો કેવળ રાજકારણ પૂરતો હતો છતાં વિદ્યાસભાએ વિશ્વવિદ્યાલયની કીર્તિ નિષ્કલંક રાખવા માટે આ ખોટે માર્ગે ચડેલા જુવાનિયાને સદાને માટે કાઢી મૂક્યો. તેની બેવકૂફીના આ પરિણામથી તેના બાપને એટલો તો ગુસ્સો ચડ્યો કે તેણે તેને

ઘરમાંથી કાઢી મૂકયો અને તેને વારસા હકથી પણ વંચિત કર્યો. આવું તો થાય જ! કારણ બાપ સવારથી સાંજ સુધી વૈતરું અને ચિંતા કરે તે કોને માટે? છોકરાંને માટે જ ને? તો પછી કોઈ બાપકર્મી બેવકૂફ દીકરાને પોતાના એકાદ ઉછાંછળા પગલાથી આખું ભવિષ્ય બગાડવાનો શો હક?

ઇવાન હ્રોને પોતાનું ભવિષ્ય બગાડયું હતું એ વિશે તેના બાપને પૂરી ખાત્રી હતી, અને ઇવાનની માની પણ એ બાબત ખાત્રી કરાવવામાં તે સફળ થયો હતો. આ ખાત્રી સાથે જ બુઢ્ઢા હ્રોને દેહ છોડી.

અને ઇવાન? તે જ્યારે આવી વિકટ સ્થિતિમાં આવી પડયો ત્યારે કોઈ એક બેંકને કારકુનો જોઈતા હતા તેનાં બારણાં તેણે ખટખટાવ્યાં. તેને કામ મળી ગયું અને ત્રીસ રૂપિયાના પગાર ખાતર તેણે પોતાનાં તન અને મન એ સંસ્થાને ધરી દીધાં. થોડા જ વખતમાં તેના ઉપરીઓને સમજાઈ ગયું કે પોતાની જિંદગીનાં ઘણાં ખરાં વર્ષો એણે જાહેરશાળામાં ગાળ્યાં હતાં તે, અને વિશ્વવિદ્યાલયમાં કાયદાના અભ્યાસમાં ગાળેલાં બે વર્ષો એણે બગાડયાં નહોતાં, એટલે એણે પોતાનું ભવિષ્ય છેક બગાડ્યું હોય એવું લાગતું નહોતું. તેના ઉપરીઓએ ખૂબ ઉપયોગી યુવાન તરીકે એની ઉપલા અધિકારીઓને ભલામણ કરી અને ઇવાનને બઢતી મળી ગઈ. પણ એના મહત્ત્વાકાંક્ષાહીણા સાથીઓને તો કલ્પના યે નહોતી કે થોડા વરસ પછી જનરલ મેનેજર મરી જતાં તેમને કેવું આશ્ચર્ય જોવા મળવાનું છે. કેશિયરો, હેડકલાર્કો, એકાઉન્ટન્ટો અને બીજા નોકરો જેઓ પહેલાં હ્રોન કરતાં ઘણી ઊંચી પાયરીના હતા તેઓ પોતાના ટેબલ આગળ અને આરસના થડા આગળ જ બેઠેલા રહી ગયા અને કેટલાંક મહત્ત્વનાં કામો પાર ઉતારવામાં મદદ કરનાર ઇવાનને અચાનક બોર્ડની મિટિંગમાં બોલાવવામાં આવ્યો. ત્યાં પ્રમુખે પ્રસંગને છાજે

એવી વક્તૃત્વછટાથી અસરકારક ભાષણ કરીને તેને પૂછ્યું કે તમે આ ખાલી પડેલી જગ્યા સ્વીકારશે ખરા ?

'અમને તમારા ઉપર પૂરેપૂરો વિશ્વાસ છે,' એમ કહીને તેણે પૂરું કર્યું.

ઇવાન હ્રોનને આશ્ચર્ય તો અતિશય થયું હતું, પણ તેણે તે લગારે જણાવા દીધું નહિ. અમુક હદ સુધી તો તેને પોતાની શક્તિમાં અને તરતબુદ્ધિમાં વિશ્વાસ હતો, એટલે તેણે જવાબ દીધો કે હું સ્વીકારું કે ન સ્વીકારું એનો આધાર તમારી શરતો ઉપર છે.

બોર્ડની મિટિંગના પ્રમુખે કહ્યું: 'જે શરતો તમારી આગળના અધિકારીને માટે હતી તે જ તમારે માટે પણ રહેશે, અને જો તમે અમારી અપેક્ષાઓ પૂરી કરશો તો તેમાં હજી સુધારા કરવામાં આવશે. અમારી આજની પરિસ્થિતિ ખૂબ આશાજનક છે; અમારે માત્ર એક દૃઢ અને ઉત્સાહી ડાઇરેક્ટર જોઈએ છે. એટલા માટે જ અમે તમને પસંદ કર્યા છે.'

ઇવાન હ્રોને જગ્યા સ્વીકારી અને સાંજનાં છાપાંઓએ તેને તે જ દિવસે જનરલ મૅનેજરની નિમણૂકમાં જેમને જેમને રસ હતો તેમને એ ખબર પહોંચાડી દીધી.

'નસીબદાર!' કેટલાકે કહ્યું. 'એ લોકોને સારો ઉપરી મળી ગયો' કોઈકે કહ્યું.

હવે ઈવાન હ્રોનની સમક્ષ ખૂબ આશાપ્રદ ભાવિ પડ્યું હતું. તે હજી એક વરસ સુધી કુંવારો રહ્યો, કેમ જાણે પોતાની સ્થિરતા ન કસી જોતો હોય, અને પછી જ્યારે એની ખાત્રી થઈ ત્યારે પરણી ગયો.

ઘણા લોકોને નવાઈ લાગી કે આણે ગરીબ સ્ત્રી કેમ પસંદ કરી. અને જ્યારે તેમણે જાણ્યું કે હજી હમણાં સુધી એ સ્ત્રીને મોટો વારસો મળવાનો સંભવ હતો, પણ તેના બાપનો વેપાર તૂટી પડવાથી તેનું ગૌરવ એકાએક ઝાંખું પડી ગયું હતું, ત્યારે તો તેમનું આશ્ચર્ય

ઓર વધી ગયું. જો એના હોદ્દાને લીધે એની કિંમત હજારોની થઈ ગઈ હતી તો પછી એ તેજ ઘેર બારણાં ઠોકતો શું કરવા ગયો? શું તે તેના કશાક દબાણમાં હતો? એવું તો ન બને કે એણે પહેલાં એનું સંવનન કર્યું હોય અને હવે સ્વમાની પુરુષને છાજે એ રીતે પોતાનું પહેલાંનું વચન પાળવા જતો હોય? એની માફક જ્યારે પરિસ્થિતિ બદલાઈ ગઈ હોય ત્યારે વચનનું કશું બંધન રહેતું નથી, અને એવી સ્થિતિમાં કહેવાતી પ્રતિષ્ઠા હાસ્યાસ્પદ બની જાય છે, એમ પણ એના વધારે અનુભવી અને વ્યવહારકુશળ મિત્રો અને પરિચિતો કહેવા લાગ્યા.

કોઈ પણ પ્રકારની ઉજ્જવળ આશા વિહોણા આ વિવાહ મેળવવા માટે ઇવાન દ્રોનને ભારે જહેમત અને ખંતથી કામ લેવું પડયું હતું; છોકરીનો બાપ તૂટચો એને તો એ ઇષ્ટાપત્તિ ગણતો હતો; અને આ લગ્નથી છોકરીનું ભાવિ નિશ્ચિત બનશે અને કદાચ આખું કુટુંબ મોટામાં મોટી આફતમાંથી ઊગરી જશે એ આશાએ માબાપે કરેલા અત્યંત આગ્રહને વશ થઈને કન્યા પરણવા તૈયાર થઈ હતી—એ કોઈ જાણતું નહોતું. અને જ્યારે તે કન્યાને વેદી આગળ લઈ ગયો અને દેવળમાંથી પાછી બહાર લાવ્યો ત્યારે તે લગભગ મૂર્છા પામી ગઈ હતી, છતાં ઇવાન દ્રોનના મુખ ઉપર સુખની ઝલક ફેલાઈ હતી.

આજે એને પરણ્યાંને દસ વર્ષ થઈ ગયાં હતાં. એની ઉંમર ચાલીસની ઉપર થઈ ગઈ હતી, છતાં તે ખૂબ દેખાવડો હતો, અને તેના કેટલાક આગલા સહાધ્યાયીઓ વકીલને ત્યાંના આધેડ કારકુનો, પ્રીફ નગરના બરિસ્ટરો, અથવા છેલ્લી પરીક્ષામાં નાપાસ થયેલા ડૉક્ટરો બરતરફ થવાને લીધે વિશ્વવિદ્યાલયનો અભ્યાસ પૂરો કરવા ન પામેલા આ જૂના વિદ્યાર્થી તરફ અત્યારે ઇર્ષ્યાથી જોતા હતા.

તેમાંના ઘણાખરા તો પરણેલા અને છોકરાંવાળા હતા; તેમની

સ્ત્રીઓ અકાળે વૃદ્ધત્વ પામી હતી, ઘણી વાર તો ઘરનું ચાલુ ખર્ચ કાઢવાનાં પણ સાંસાં હતાં. એ વખતે ઇવાન ફ્રોન શ્રેષ્ઠ વર્ગમાં હતો. તેની પાસે ગાડી હતી, તે ભાગ્યે જ ચાલતો જતો જોવામાં આવતો; તેની સ્ત્રી હજી સ્વરૂપવાન હતી, તેનો પગાર વરસો વરસ વધ્યા કરતો હતો; તે પોતાની માલિકીના આલીશાન મકાનમાં રહેતો હતો, દર વરસે છ અઠવાડિયાં પ્રવાસે જતો હતો અને તેને છોકરાં નહોતાં.

છોકરાં નહોતાં! એના મિત્રોને ખબર નહોતી કે પોતાના સદ્ભાગ્યનો એ અંશ ફ્રોનને કેવો દુઃખદાયક હતો. નેતરના કરંડિયામાં મલમલના પડદા ઢાંકી સુવાડેલા ગુલાબી ગાલવાળા લાડીલા બાળકને જોઈને જે આનંદ થાત તે આનંદ એને જીવનમાં પ્રાપ્ત થયેલ કોઈ પણ સફળતા કે સિદ્ધિ ન આપી શકી. પોતાનું જીવન આટલું ઉજ્જવળ અને ઉત્તેજનાભર્યું હોવા છતાં ફ્રોનના મનમાંથી એ પુરાણો ખ્યાલ જતો જ નહોતો કે સંતાન વિના જીવન અધૂરું જ રહે છે. એની આખી સફળ કારકિર્દીનો શો અર્થ, શો હેતુ? શાને માટે તે પોતાને મળી શકે એવી ઊંચામાં ઊંચી પાયરીએ ચડ્યો? શા માટે તે બચાવતો હતો? અને જ્યારે ઘરડો અને અશક્ત થઈને તે મરણ શરણ થશે ત્યારે તે એ બધી સંપત્તિ કોને આપી જવાનો હતો? ઘડપણમાં એનું અંતર શાના ઉપર રાચવાનું હતું?

વળી, એની આ નિરાશા જીવનમાં બનતા કોઈ અકસ્માતને લીધે પણ નહોતી; કેટલાં વરસો થયાં એ પોતાની પ્રિયતમ મેગ્ડાને પરણ્યો હતો, અને છતાં તેઓ એકલાં જ હતાં, એનો એ હિસાબ પણ રાખતો નહોતો. તે કુટુંબવાળો થવાના ઇરાદાથી જ પરણ્યો હતો, અને તેથી આ વણપૂરી ઇચ્છા એને વધારે દુઃખ દેતી હતી. એ ગામડામાં ઊછર્યો હતો અને ભોગની ખાતર ભોગ ભોગવવાની અને 'અહં'ને અને તેની વાસનાઓને અવ્યાહત રીતે પોષ્યા કરવાની શહેરી સ્વાર્થવૃત્તિ તેને સ્પર્શી શકી નહોતી. તેને બાળક

જોઈતાં હતાં, અને જ્યારે તે પોતાની પ્રિય વધૂને ઘેર લઈ ગયો ત્યારે જતે દહાડે નાના ભુલકાને પોતાની બાથમાં લેવાની આશા સેવતો હતો. તેને કુટુંબની ઝંખના આટલી પ્રબળ થવાનું કારણ કદાચ એ પણ હોય કે જુવાનીમાં કરેલી એક ભૂલ માટે તેના કુટુંબીજનોએ તેનો ત્યાગ કર્યો હતો, અને પછી કદી તે પિતાના ઉંબરમાં પગ મૂકવા પામ્યો નહોતો. એ ઊણપનો તે મેગ્ડેલિના સાથેના લગ્નથી ખંગ વાળી દેવા માગતો હતો. તે તેની મુખમુદ્રા નિહાળ્યા કરતો, રાતે તેના નિસાસા લગભગ જાસૂસની પેઠે સાંભળતો, અને ક્યારે તે તેને પોતાનું મધુરતમ રહસ્ય સલજ્જ ભાવે કાનમાં કહે છે, એ ક્ષણ માટે અધીરો અધીરો થઈ જતો. પણ એ ક્ષણ આવી જ નહિ. તેણે કશું રહસ્ય કાનમાં કહ્યું જ નહિ. તે તેમના સુંદર રીતે શણગારેલા મકાનમાં આમથી તેમ ફરતી, અને તેનો ચહેરો વધારે ને વધારે શોકગ્રસ્ત, લગભગ દુઃખમગ્ન બનતો ગયો; તેના મુખ ઉપર એક રેખા દેખાવા લાગી—તેના નમણા નાક આગળથી શરૂ થઈ તે તેના હોઠો સુધી પહોંચતી. તે ખરા દિલથી હસતી ત્યારે પણ આ મુદ્રા પૂરેપૂરી બદલાતી નહિ, અને જ્યારે તે હસતી નહિ હોય ત્યારે તો આ તરસભરી, દર્દભરી મુદ્રા જ પ્રધાન બની જતી.

તેઓ સંપૂર્ણ સુખી કેમ નહોતાં થઈ શકતાં તેની તેને પણ ખબર પડતી હશે? તેના પતિના મનમાં શું ચાલી રહ્યું હતું તે તે જાણતી હશે? તેને એની ખબર પડ્યા વિના અને કલ્પના આવ્યા વિના રહે જ શી રીતે? કોઈ પણ માણસ પોતાની ઇચ્છાશક્તિનો એવો પૂરેપૂરો ગુલામ તો હોતો જ નથી કે એક શબ્દ કે એક નજર પણ તેના અંતરના ઊંડાણમાં કઈ વસ્તુ સુપ્ત પડેલી છે, અથવા તેને શાની ભૂખ છે, તે શાને માટે તલસી રહ્યો છે, એ ન કહી દે. ઇવાન હોન કંઈ આ નિયમને અપવાદ નહોતો. જો ખરેખર અટકળ કરવાની જ જરૂર હોય તો પણ ભાગ્યે જ એવી કોઈ ક્ષણ જતી હશે

જ્યારે મિસિસ ફ્રોન પોતાના પતિની ઇચ્છા શી હશે એની અટકળ ન કરી શકતી હોય. શું તે સ્ત્રી નહોતી ?

પોતાના સૂના, શાંત ઓરડામાંઓ જીવન અનુભવવા અને તેમને જરા અવ્યવસ્થિત બનેલા જોવા ફ્રોન ઘણી વાર મિત્રોને જમવા કે વાળુ કરવા નોતરતો, કેટલીક વાર તો તે પોતાના ઘરની સ્વચ્છતા અને શાંતિથી અકળાઈ ઊઠતો—જ્યાં મહિનાઓ સુધી બધી વસ્તુઓ પોતપોતાને નિયત સ્થાને પોલિશ અને સ્વચ્છતાથી ઝગઝગતી ગોઠવાયલી રહેતી, જ્યાં ધૂળની રજકણે શોધી જડતી નહિ, અને જ્યાં કાળજીપૂર્વક ઝાડેલા ગાલીચા પગલાંને નિઃશબ્દ બનાવી દેતા; જ્યાં દોડાદોડ અને કૂદાકૂદના અવાજ તો કદી સંભળાતા જ નહિ.

'તમે તો બાદશાહની પેઠે રહો છો,' તેના એક મહેમાને કહ્યું; 'આ ઘર કેટલું સગવડભર્યું છે, અને બધું રાચરચીલું પણ કેટલું સુંદર છે!'

'અને કેટલી સુંદર કલાકૃતિઓ' તેના મહેમાનની પત્ની, સુંદર ચિત્રો અને મરોડદાર પૂતળાંઓ અથવા ફ્રોને એકલાએ અથવા પોતાની પત્ની સાથે જોયેલાં શહેરો અને સૌંદર્યધામોના ફોટોગ્રાફથી ભરેલા આલ્બમ વારંવાર જોતી થાકતી જ નહોતી, તે બોલી ઊઠી. તે પ્રાચીન કાળના ફર્નિચર તરફ જાણે કંઈક ઈર્ષ્યાપૂર્વક જોવા લાગી.

'તમને વસ્તુઓ ગોઠવતાં ખરું આવડે છે' તેણે નિસાસો નાખ્યો. 'તમે નસીબદાર છો.'

જેની એ બાઈને ઈર્ષ્યા આવતી હતી તે વસ્તુઓ તરફ ઇવાન ફ્રોને નજર નાખી અને તેને એવો તો કંટાળો આવ્યો. એ વસ્તુઓ ખરીદી ત્યારે જ તેને કંઈ મજા પડી હતી; એ વસ્તુઓને ભીંત ઉપર ટાંગી અથવા ગોઠવી ત્યારે તેને આનંદ થયો હતો, પણ ત્યાર પછી રોજ રોજ જોઈને તે રીઢો થઈ ગયો અને આખરે એવું થયું કે તે ભાગ્યે જ તેની ઉપર નજર નાખતો. તેણે અવાજમાં લેશ પણ

આનંદના સૂર વિના અને સ્ત્રીની ગોળમટોળ આકૃતિનો વિચાર કરતાં કહ્યું, ' ઓરડાઓ તો સુંદર છે, પણ વધારે પડતા શાંત છે. વધારે વસ્તી હોત તો સારું.'

તેની પત્નીનું હાસ્ય થંભી ગયું હતું, તેના તરફ તેણે એક છૂપી નજર નાખી; તેને એવો વિચાર પણ આવ્યો કે પોતાની આંખમાં ભરાતાં આંસુને દબાવવાનો મેગ્ડેલિના પાસે આ એક જ ઉપાય છે.

બીજે એક પ્રસંગે તેઓ પોતે જ કોઈ મિત્રોને મળવા ગયાં હતાં. તેમને ત્રણ બાળકો હતાં. સૌથી નાનો છોકરો ખૂબ રૂપાળો અને વાંકડિયા વાળવાળો હતો. મિત્રો એમને સંગીતથી અને રસિક વાતોથી આનંદ આપવા મથતાં હતાં, પણ હ્રોનને એ કશામાં રસ નહોતો પડતો. તે તો પોતાની ઊંચી ખુરસી ઉપર બેઠો બેઠો પેલા તોફાની છોકરા સાથે રમતમાં જ મશગૂલ થઈ ગયો. તેણે તેને પોતાના ઘૂંટણ ઉપર બેસાડ્યો અને પોતાની દાઢી અને નાક ખેંચે તે ખેંચવા દીધાં. તે ટેબલ નીચે ભરાઈ જતો તેની પૂંઠે પડી તેને વારેવારે પકડી લાવતો અને ઘૂંટણ ઉપર બેસાડતો.

મિસિસ હ્રોને પોતાના યજમાનો સાથે વાતચીત ચાલુ રાખવાનો દેખાવ કર્યો, પણ તે પોતાનો ધણી પેલા બાળક સાથે રમતો હતો તેના તરફ વારેવારે તીરછી નજરે જોતી હતી, અને તેની આંખોમાં તેના હૈયાને આમળી આમળીને પીડતી વેદના ડોકિયાં કરતી હતી. તે તેને આ એક વસ્તુ ન આપી શકી! તેમના પોતાના ઘરમાં બાળકોનો અવાજ ગાજતો હોય, ઇવાન પોતાના જ ઉઘાડપગા બાળકને પકડવા દોડતો હોય તો એને કેટલો બધો આનંદ થાય!

રમતાં રમતાં અધવચમાં જ હ્રોને એકાએક ઊંચું જોયું અને આવી રીતે પોતાના તરફ જોતી સ્ત્રીને પકડી પાડી; સ્ત્રીના મનમાં શું ચાલી રહ્યું છે, તે તે સમજી ગયો અને તેણે છોકરાને છૂટો

મૂકી દીધો. તે બાળક સાથે રમવામાં મશગૂલ બની જાય એ એની સ્ત્રીને ઠપકા જેવું લાગે અને તેને ઠપકો આપવાની એની ઇચ્છા નહોતી, તેને તેના ઉપર એટલો બધો પ્રેમ હતો કે ઠપકો આપી જ ન શકે; વળી તેમને પરસ્પર ઠપકો આપવાનો અધિકાર હતો ખરો? તેમનું ઘર ખાલી રહ્યું એમાં કોને દોષ હતો એ દુનિયામાં કોઈ જાણી શકે ખરું? આ પોતાની ગુપ્ત નિરાશામાંથી છટકવા તે એકવાર એક ડૉકટર પાસે ગયો હતો અને તેને બધી વાત કરી હતી, આનો કંઈ ઉપાય નહિ હોય? શું થાય? આ કમનસીબી કોને વાંકે હતી? ના, વાંક નહિ, તેણે તરત જ પોતાની ભૂલ સુધારી લીધી; એમાં વાંક નહોતો, ત્રૂટિ નહોતી... પણ કારણ, કારણ?

એ કહેવું મુશ્કેલ હતું. કોઈ વાર ધણી પણ હોય, કોઈ વાર સ્ત્રી પણ હોય—શરીરશાસ્ત્રનો કોયડો કહેવાય, એ ન ઊકલે. કદાચ બંનેના સ્વભાવ વચ્ચે જ મેળ ન હોય. કંઈ ખુલાસો મળતો ન હતો, કંઈ ઉપાય જડતો નહોતો.

પછી ઇવાન ફ્રોન એનું ને એનું ચિંતન કરવા લાગ્યો. તે પોતાના ગત જીવન ઉપર નજર નાખી ગયો. પોતે તંદુરસ્ત, અને નિષ્કલંક હતો. તો પછી એને યોગ્ય પત્ની નહિ મળી હોય? કદાચ એણે એમાં અતિશય ઉતાવળ કરી હશે.

લગ્ન પહેલાં એ પોતાની પત્નીને કેટલી વાર મળ્યો હતો? બે કે ત્રણ વાર; પહેલી વાર તો ડ્રેસ્ડનમાં રજા ઉપર હતો ત્યારે એણે એક માણસને અને એક સુંદર છોકરીને ઝેકમાં વાત કરતાં જોયાં હતાં. તેણે માની લીધું હતું કે એ પણ પોતાનાં દેશવાસીઓ જ હશે. તેણે એ છોકરીને જોઈ. તેને ઝેકમાં બોલતી સાંભળી અને તરત જ તેના પ્રેમમાં પડ્યો. તેણે તેમની સાથે ઓળખાણ પાડી અને બે દિવસ સુધી પડછાયાની પેઠે તેમની પૂંઠે ને પૂંઠે ફર્યા કર્યું. પછી તે લોકો ઘેર ચાલ્યાં ગયાં હતાં. ત્યાર પછી તરત જ તે પણ આવ્યો અને;

તેને આસપાસના સૌંદર્યમાં કંઈ મઝા ન રહી. તેને ખબર પડી હતી કે પેલો માણસ બોહીમિયાના એક મોટા શહેરનો કારખાનદાર હતો અને પેલી છોકરી તેની દીકરી હતી. થોડા દિવસ પછી તે જાણી જોઈને તેમના શહેરમાં ગયો અને તે કુટુંબને મળવા જવાની પણ તેણે ધૃષ્ટતા કરી. તેમણે તેને વિનયપૂર્વક આવકાર આપ્યો એટલું જ. છોકરી વિશેષ ગુણવાળી હતી, પણ તેણે લગારે ઉમળકો ન બતાવ્યો. જ્યારે તે મળવા ગયો ત્યારે તે છોકરીની આંખોમાં સ્પષ્ટપણે આશ્ચર્ય વર્તાતું હતું, કેમ જાણે પૂછતી ન હોય, 'આપણે ડ્રેસ્ડનમાં અકસ્માત મળી ગયાં એટલા ઉપરથી મારી પૂંઠે પૂંઠે ઠેઠ મારા કુટુંબમાં આવવાનો તને અધિકાર મળી ગયો?'

તે ચાલ્યો ગયો અને એક અઠવાડિયા પછી તેણે હિંમતભેર તેના હાથની માગણી કરી. તેણે તે છોકરીને અને તેના બાપને એકી સાથે જ લખ્યું. બાપનો કાગળ ખૂબ વિનયભર્યો હતો; તેણે છોકરી પોતે જ પોતાનો નિર્ણય જણાવશે એવું વચન આપી સીધો જવાબ આપવાની કડવી ફરજ ટાળી હતી.

છોકરીએ નિશ્ચય કરી નાખ્યો. વિનયપૂર્વક પણ દૃઢતાથી તેણે તેના માગાનો અસ્વીકાર કર્યો.

હ્રોને પોતાના મનમાં વિચાર્યું, 'થયું, પત્યું. હવે મારે એ વાત છોડી દેવી જોઈએ. મને લાગે છે કે હું એને પરણવા જેટલો પ્રતિષ્ઠાવાન નથી.'

પણ પછી તો અનપેક્ષિત વસ્તુ બની; છ મહિના પછી તેણે છાપાંમાં જોયું કે પેલી છોકરીના બાપનો ધંધો પડી ભાંગ્યો છે.

આ સમાચારથી જુવાન હ્રોનને વિચિત્ર લાગણી થઈ. તેને આનંદના પોકાર કરવાનું મન થઈ આવ્યું. હવે તેના લગ્નની આશા કેટલી હતી? તે લોકો રહેતાં હતાં તે શહેરમાં ફરી જાતે માગું કરવા તે ગયો.

તે જ્યારે પહોંચ્યો ત્યારે તે લોકો ભારે મૂંઝવણમાં પડી ગયાં. જાણે પોતાથી જ શરમાતાં ન હોય! હ્રોને બને એટલી કુનેહથી તેમને જણાવ્યું કે હું એવી જગ્યાએ છું કે છોકરીના ભાવિ વિશે કશી ચિંતા નહિ રહે અને તેને પિયરમાં જે સુખસગવડ મળ્યાં હતાં તે બધાં પણ મળશે.

છોકરી તો તદ્દન હતાશ જેવી થઈ ગઈ. આ વખતે તેને બદલે તેનો બાપ બોલ્યો. તેણે હ્રોનના માગાનો અસ્વીકાર ન કર્યો, પણ મુદત માગી, 'એક બે મહિના ખમી જાઓ...કદાચ છ મહિના પણ ખમવું પડે. ધીરજ રાખો,' એમ તેણે કહ્યું, 'તમને ખબર નથી કે અમારા ઉપર શું શું વીતી ગયું છે. બધું બદલાઈ ગયું છે. અને અમારે ઘણી વસ્તુનો વિચાર કરવાનો છે; હું જાણું છું કે તમે ઉદાર આદમી છો; અમે આફતમાં આપી પડયાં છીએ એવે વખતે તમે પાછા અમારી પાસે આવ્યા એ જ એનો પુરાવો છે. બધા માણસો તમારા જેવા વિચારના નથી હોતા.'

યુવાન હ્રોન સાચે જ પૂરા છ મહિના સુધી થોભી ગયો. ત્યાર પછી તેણે ફરી ખૂબ આગ્રહભર્યો અને તાકીદનો કાગળ લખ્યો. આ કાગળમાં મોટી બેંકનો કોઈ જનરલ મૅનેજર નહોતો બોલતો પણ કોઈ ઉત્સાહી નવજુવાન બોલતો હતો. અને મેગ્ડા તેની બની. તેના બાપે લખ્યું કે મેગ્ડાએ સંમતિ આપી છે. ત્યાર પછી હ્રોન તેને પરણ્યો હતો.

પાછળથી ઘણી વાર તે આ બધાંનો અને જે વિચિત્ર પરિસ્થિતિમાં તેણે માગણી કરી હતી અને તેનાં લગ્ન થયાં હતાં તેનો વિચાર કરતો. પહેલી જ વાર વિધિએ એને માર્ગ નહોતો ચીંધ્યો? એ પહેલી વારની ના પછી એણે પોતાની આશા દાટી નહોતી દેવી જોઈતી? કદાચ એને એટલી જ રૂપાળી, નમ્ર અને ગુણિયલ છોકરી મળી રહેત અને તેણે એને પૂરેપૂરો સુખી કર્યો હોત....

જ્યારે જ્યારે તેને આ વિચાર આવતો ત્યારે ત્યારે તેને અકથ્ય શોકની લાગણી થતી. શું મેગડાને અજાણતાં જ ભાવિનું સૂચન થયું હશે અને તેથી તેણે લગ્નનો વિરોધ કર્યો હશે? તેને એવી કલ્પના આવી હશે કે હું મારા પતિને સંપૂર્ણ સુખી કદી નહિ કરી શકું? પોતે નિઃસંતાન રહેવાની છે એવી તેને ખાત્રી હશે?

તો તો પછી તેનો જ દોષ હોવો જોઈએ.

ઘણી વાર તો ઇવાન હ્રોન આવા ગ્લાનિભર્યા વિચારો અને ચિંતનથી ગાંડા જેવો બની જતો, પણ કેટલીક વાર જ્યારે મોડી રાતે કંઈ મહત્ત્વનું કામ પતાવીને તે આંગળાંનાં ટેરવા ઉપર ચાલતો ચાલતો પોતાના શયનખંડમાં જતો ત્યારે તેનું હૈયું કોમલતમ કરુણા અને ઊંડા દર્દથી ભરાઈ જતું. બારણું ઉઘાડવા પહેલાં પોતાની પત્નીનાં ડૂસકાં સંભળાય છે કે નહિ તે કાન માંડીને સાંભળતો, પછી ડૂસકાં શમી જાય ત્યાં સુધી કલાકો સુધી તે ઊભો રહેતો, અને ચોરની પેઠે બિછાનામાં જઈને ભરાઈ જતો. જ્યારે તે તેને સ્વસ્થપણે શ્વાસોશ્વાસ લેતી સાંભળતો ત્યારે તેનો જીવ હેઠો બેસતો, અને સવારે જ્યારે તે તેને ચુંબન કરીને જગાડતો ત્યારે તે ચુંબનમાં પોતાનો સમસ્ત પ્રેમ અને માર્દવ વ્યક્ત કરતો. અને પત્ની પણ જ્યારે ઉમળકાથી અને કૃતજ્ઞતાથી સામું આલિંગન દેતી ત્યારે જાણે ક્ષમા ન યાચતી હોય એવું લાગતું. તે જ્યારે તેને દિવસે ચિંતા અને વિચારમગ્ન બનીને પોતાને કામે જતી જોતો ત્યારે તે નવેસરથી તેના પ્રેમમાં પડતો અને પહેલી વાર તેને નવા ઘરમાં લાવ્યો હતો તે દિવસની પેઠે તેને ચુંબન કરતો. આથી 'જો અમારે એક વધુ જીવની સંભાળ લેવાની હોત તો અમારા સુખમાં કેટલો બધો વધારો થયો હોત' એ ફરી ફરીને આવતો વિચાર એને વધુ ને વધુ દુઃખદ થઈ પડતો.

વસંતનો ખુશનુમા દિવસ હતો. પાછલો પહોર થયો હતો.

ઇવાન આજે ઑફિસમાંથી રોજ કરતાં જરા વહેલો ઘેર આવ્યો. તેની પોતાની પાસે પણ જુદી ચાવી હતી એટલે તેને ઘંટડી મારવાની જરૂર નહોતી; તે ઘરમાં આવ્યો તેની કોઈને ખબરે પડી નહિ. તે હૅટ અને લાકડી પોતાના અભ્યાસખંડમાં મૂકીને પોતાની સ્ત્રીના ખંડ ભણી ચાલ્યો. જાડા ગાલીચામાં તેને પોતાને પણ પોતાનાં પગલાં સંભળાતાં નહોતાં . . . મેગ્ડાએ પણ નહોતાં સાંભળ્યાં.

તેણે બારણું ઉઘાડ્યું અને તેની પાસે ગયો એ દરમિયાનમાં પોતે જે પત્ર વાંચતી હતી તેને વાળીને પરબીડિયામાં સરકાવી દેવાનો પણ મેગ્ડાને માંડ વખત મળ્યો. તેણે તે શાંતિથી પતાવ્યું અને હોનના તો ધ્યાનમાં પણ ન આવ્યું. તેના હાથ ધ્રૂજતા હતા. જ્યારે તે તેની પાસે પહોંચ્યો ત્યારે તેણે પત્રવાળો ડાબો હાથ ટેબલ ઉપર ટેકવ્યો અને જમણે હાથે પોતાનાં વસ્ત્રોમાં કંઈક સરખું કરવા લાગી, અને એ રીતે બંને હાથોને રોકાયલા રાખ્યા. તે જો તેના હાથને અડચો હોત તો તે ધ્રૂજે છે એની તેને ખબર પડ્યા વિના રહેત નહિ.

'તારા પર કોઈનો કાગળ આવ્યો છે કે શું?' તેની આંગળીઓ નીચેથી ડોકિયાં કરતું પરબીડિયું બતાવી ઇવાને પૂછ્યું, અને તેને ચુંબન કરવા વાંકો વળ્યો.

જ્યારે તેના હોઠ પોતાના પતિના હોઠને મળ્યા ત્યારે તેમાંથી લોહીનું એક એક ટીપું ઊડી ગયું હતું; અને તેની કજળાયલા જેવી 'હા' ચુંબનમાં દબાઈ ગઈ.

'ઘેરથી આવ્યો છે?' ટિકિટ તરફ જોઈને તેણે પૂછ્યું. 'શા ખબર છે?'

અજાણતાં જ તેણે કાગળ લેવાને હાથ લંબાવ્યો. તે ક્ષણે મિસિસ હોનને થયું કે મારે કાં તો ભાગી જવું જોઈએ અથવા બારીએથી પડતું મૂકવું જોઈએ,...પણ જો આફતને ટાળવી હોય તો પતિના મનમાં વહેમ આવે એવું કશું જ કરવું ન જોઈએ. તેનાં

આંગળાં વેદનાપૂર્વક ઊઘડ્યાં, પણ ઊલટાં વધારે દબાણથી ટેબલ ઉપર ટેકાયાં.

હ્રોને પત્ર લીધો.

'આ તો અઠવાડિક પત્રિકા લાગે છે,' આંગળાં વડે તેને દબાવતો દબાવતો તે ખુશ મિજાજથી બોલ્યો. 'તેં વાંચ્યો?' તેણે પત્ર પરબીડિયામાંથી અરધો ખેંચી કાઢ્યો, અને પોતાની સાસુના અક્ષર ઓળખ્યા.

'બરાબર નહિ,' યુવતીએ જવાબ આપ્યો. બને એટલા મોટા અવાજે બોલવાનો તેણે પ્રયત્ન કર્યો, પણ તેનો અવાજ ભાંગી પડ્યો, અને તેના પતિએ પાનાં ઉઘાડવા માંડ્યાં—અંદર બીજો કાગળ બીડેલો હતો.

'તું એમને જે પત્રો લખે છે, તે કંઈ આના કરતાં બહુ ટૂંકા નથી હોતા' તેણે હેતથી કહ્યું અને પત્ર પૂરો ખોલવા પહેલાં તેના તરફ જોયું.

ભયભીત આંખે તેના હાથ તરફ જોતી તે ટટાર ઊભી હતી અને ધોળી પૂણી જેવી થઈ ગઈ હતી. તેની સ્થિર દૃષ્ટિ તેના પતિનું આશ્ચર્ય ન સમજી શકી.

ઇવાન હ્રોનને પણ સમજ ન પડી; પણ પડી હોય એમ તેણે માન્યું. તેને એકાએક યાદ આવ્યું કે ઇવાનના પત્રો ભલેને ગમે તેટલા દિવસ ટેબલ પર પડી રહે તો યે તે કદી વાંચતી નહોતી; અરે, ઇવાનના સરનામાવાળો પોસ્ટ કાર્ડ સુદ્ધાં તે કદી વાંચતી નહિ; તે તેના પત્રવ્યવહાર સંબંધે લેશ પણ કુતૂહલ દર્શાવતી નહિ, અને તે પણ સામો તેના પત્રો વિશે આવી જ મર્યાદા પાળતો આવ્યો હતો. 'લઉં?' એમ પૂછ્યા વગર તે કદાપિ તેના પત્રને અડતો નહિ. આજે એ આમાં ચૂક્યો હતો...હજી તે પત્ર પૂરો વાંચી પણ રહી નહોતી...બંને વચ્ચે ચાલી આવતી આ વણકથી સમજૂત સમા

રિવાજનો એણે ભંગ કર્યો હતો. આથી જ કદાચ તે આટલો અચંબો પામી હશે, આભી બની ગઈ હશે. આથી ઇવાન હ્રોને કાગળ પાછો વાળી દીધો, અને ટેબલ ઉપર પડેલા પરબીડિયામાં પાછો મૂકી દીધો, અને સમાધાનભર્યા સ્વરે કહ્યું, 'માફ કરજે,મેગ્ડા, મારી ભૂલ થઈ ગઈ.'

તેની પત્નીએ પોતાનો ભય છુપાવવા બળે બળે સ્મિત ફરકાવ્યું, અને કેટલાક પ્રયત્ન પછી તે બોલી શકી, 'તમે જાણો છો કે અમારા કુટુંબીજનોનો એ પત્ર છે, ખાસ મહત્ત્વનું કશું નથી, કંઈ નવા સમાચાર નથી.'

તેણે એકદમ વાત બદલી નાખી, 'આજે તમે વહેલા આવ્યા; કંઈ થયું છે કે શું?'

'થવાનું શું હતું?' તેના પતિએ કહ્યું, 'હું તો એટલા માટે ઉતાવળો ઉતાવળો ઘેર આવ્યો કે આપણે જરા ફરવા જોઈએ. આજે દિવસ એવો મજાનો છે, કે જો તારી ઇચ્છા હોય તો આપણે સોફિયા બેટ પર જઈએ. તૈયાર થાય છે ને?'

ધીમે ધીમે સિસોટી વગાડતો તે હાથ ધોવા અને નવા કફ પહેરવા પોતાના ખંડમાં ચાલ્યો ગયો.

તે ગયો એટલે તેની પત્નીએ પોતાના ટેબલના જે ખાનામાં તેની કીમતીમાં કીમતી અને વહાલામાં વહાલી વસ્તુઓ હતી તે ઉઘાડ્યું, લાકડાની એક નાની પેટી બહાર કાઢી, તેમાં કાગળ મૂકીને તાળું વાસ્યું, ચાવી પોતાના ખીસામાં મૂકી અને પછી તે કપડાં પહેરવા બહાર ગઈ.

તેઓ બંને ભેગાં દાદર ઊતર્યાં અને બહાર મહોલ્લામાં ગયાં, તે વખતે હ્રોને પોતાની પત્નીને પોતાનો હાથ આપ્યો. દઢતાથી પોતાનો હાથ તેના ઉપર મૂકી તે તેની સોડમાં ભરાઈ એથી તેને બહુ આનંદ થયો. બેશક, એ બાહુ જ આ જગતમાં તેના આધાર અને સંરક્ષણરૂપ હતો!

ઇવાન હ્રોનને કલ્પના પણ નહોતી કે તેની પત્નીના મનમાં શા વિચારો ચાલતા હતા.

આ બનાવને થોડા દિવસ થયા ત્યાં તો હ્રોન એને બિલકુલ ભૂલી પણ ગયો. એવામાં એક દિવસ તે ઘરમાં એકલો પડ્યો. તે પોતાની પત્નીને લઈને રજા ગાળવા બોહીમિયા જવાનો કાર્યક્રમ ગોઠવતો હતો, અને તેમના રિવાજ મુજબ મેગડા પ્રવાસે જવા પહેલાં થોડા દિવસ પોતાનાં માબાપને મળવા ઘેર ગઈ હતી. તેઓ હવે ઘરડાં થયાં હતાં એટલે તેને મળવાનું અને તેમની ભેગાં રહેવાનું મન થતું.

તે નહોતી એ દરમિયાન ઇવાન પ્રવાસની તૈયારી કરતો હતો. તેની રજા શરૂ થઈ ચૂકી હતી, અને તે આખો દિવસ ઘેર જ રહેતો હતો. મૂકી જવાની વસ્તુઓને ઠેકાણે મૂકી તાળાં મારવાનું અને બધું વ્યવસ્થિત ગોઠવવાનું કામ તે હમણાં કરતો હતો. બીજે જ દિવસે મિસિસ હ્રોન પોતાને ગામથી પાછી આવવાની હતી.

ઇવાન હ્રોન કોઈ રેસ્ટોરાંમાં જમીને પાછો ઘેર આવ્યો અને પોતાની બેડબૅગ તૈયાર કરવા લાગ્યો. પછી કંઈ ભૂલી તો નથી ગયો એની ખાત્રી કરવા તે બધા ખંડોમાં ફરી વળ્યો. તે તેની પત્નીના ખંડમાં ગયો અને બધું વ્યવસ્થિત અને સ્વચ્છ જોઈને તેનું મોં મલક્યું.

એકાએક તેની નજર પેલા અખોડના લાકડાના ટેબલ ઉપર પડી. બધાં ખાનાંઓને ચાવી મારેલી હતી, માત્ર ઉપલું ખાનું ઉતાવળે બંધ કરેલું હતું અને ચાવી વિનાનું હતું.

'જુઓ તો ખરા, પોતાની બધી મિલકત ખુલ્લી મૂકી છે.' તેણે વિચાર્યું, 'ઓરડાને પણ તાળું નથી માર્યું; નોકરડી પણ ધાર્યું હોત તો બધે માથું મારી વળત.'

કશા પણ ચોક્કસ હેતુ વિના અને અજાણતાં જ તેણે તે બે સુંદર કાંસાની કડીઓ પકડીને ખાનું બહાર ખેંચી કાઢ્યું.

તેમાં ચોપડીઓ, ઝવેરાત, ભરતગૂંથણુ, ફોટોગ્રાફ અને સ્મરણ-ચિહ્નો હતાં. જમણા ખૂણામાં એક લાકડાની પેટી હતી. એને તે પરિચિત હતી. નાની નાની પરચુરણ વસ્તુઓ રાખવા માટે એકાદ પેટી હોય તો સારું એવી ઇચ્છા પ્રગટ કરતાં, એણે જ તેને ક્રિસમસ કે નવા વર્ષની ભેટ તરીકે એ આપી હતી.

હોન તે નાની પેટીને અડકયો, અને તેણે જોયું તો ઘડતર લોખંડની ચાવી પણ અંદર જ હતી.

'કેવી બેદરકાર છે! ખાનું યે ખુલ્લું અને ચાવીયે પેટીમાં જ! તો પછી એ બધાં પવિત્ર રહસ્યોનું, અને કિંમત વગરની પણ કાળજીપૂર્વક જાળવેલી ગોપન વસ્તુઓનું શું?'

તેને અચાનક સૂઝયું,—જો કે માનવસહજ સામાન્ય કુતૂહલ તેને નહોતું થયું—'હું જોઉં તો ખરો, કે મારી વહાલી મેગ્ડાએ એ પેટીમાં શું શું સંઘરી રાખ્યું છે?'

એનો પહેલો જ પત્ર જેના જવાબમાં મેગ્ડાએ એના માગાનો અસ્વીકાર કર્યો હતો, તે પણ કદાચ એમાં હશે, એ વિચારથી તેને લગભગ હસવું આવ્યું. આ વિચાર વીજળી વેગે તેના હાથને પહોંચ્યો હોય એમ તેણે ચાવી પકડી, ફેરવી અને ઢાંકણું ઉઘાડયું. જે પત્રના જવાબે એના છ મહિના ઝેર કર્યા હતા તે પત્રની સ્મૃતિ હવે ખરેખર એનામાં કુતૂહલ જગાડતી હતી. શું મેગ્ડાએ તે સાચવ્યો હશે? તેણે પોતે તો મેગ્ડાનો જવાબ પોતાના લખવાના ટેબલના ખાનામાં સાચવી રાખ્યો હતો. એને તમારે કુનેહ વગરનો કહેવો હોય તો કહો, પણ એને હવે એ જાણવું હતું! એ નાની પેટી જાતજાતની રસીદો અને પત્રોથી ભરેલી હતી; સૌથી ઉપર જ પેલો પત્ર હતો, જે એણે હાથમાં લીધો હતો અને પાછો પોતાની પત્નીને આપી દીધો હતો. તેણે અક્ષર અને ટપાલની છાપ ઉપરથી ઓળખી કાઢ્યો. પણ એ પત્ર પરબીડિયામાં પૂરેપૂરો સરકાવી દીધેલો નહોતો, એક

ખૂણો ડોકિયાં કર્યા કરતો હતો; મેગ્ડાએ કદાચ એ અનેક વાર વાંચ્યો હશે, અને બેદરકારીથી પાછો મૂકેલો હશે. એને ખૂબ પરિચિત એવા સાસુના અક્ષરે લખેલાં પાનાંઓની વચમાં એક બીજો પત્ર પણ વાળીને મૂકેલો હતો. હ્રોન માત્ર શબ્દના છેડા જ જોઈ શક્યો, અક્ષર અજાણ્યા અને કાચા હતા.

એને ખબર પણ ન રહી કે એ એમ શા માટે કરે છે, કારણ એ બીજી જ વસ્તુ શોધતો હતો, પણ એણે તે પત્ર ખેંચી કાઢ્યો તો ચારે પાનાં મોટા મોટા વાંકાચૂંકા અક્ષરે લખેલાં હતાં. કોઈ અણઘડ અને હજી ઝપાટાબંધ લખવાને ન ટેવાયલા હાથે એ લખ્યો હતો. અક્ષરો અણસરખા હતા...ઉપર નીચે જતી રેખાઓની જાડાઈ બરાબર જાળવેલી હતી...કેવળ બાળકો જ એ રીતે લખે છે. સગાંમાંથી એ કોણ હશે...?

તેણે કાગળ ઉઘાડ્યો અને વાંચ્યો:

'મારી વહાલી બા,—મને ફરી પત્ર લખવાની તેં છૂટ આપી તે કેવું સારું થયું! મને તો તને રોજ કાગળ લખવાનું અને હું તને યાદ કરું છું, તારે માટે પ્રાર્થના કરું છું—કારણ કે નિશાળમાંના પાદરી અમને માતાપિતા માટે પ્રાર્થના કરવાનું કહે છે—એ કહેવાનું મન થાય છે. પણ બાપુ તો મરી ગયા છે એટલે તેમને માટે તો હું પ્રાર્થના કરી શકતી નથી એટલે હું તો મારી વહાલી બાને માટે પ્રાર્થના કરું છું, અને હું તેની સાથે રહી શકતી નથી એટલે તે મારી પાસે રહે એવું માગું છું. જો બધી છોકરીઓ પોતપોતાની બા પાસે રહે છે તો હું કેમ ન રહી શકું એ મને સમજાતું નથી. બાપુ મરી ગયા છે એટલે તેમની સાથે તો હું ન રહી શકું એ મને સમજાય છે, પણ બા સાથે રહેવામાં શો વાંધો? અને જ્યારે તું મને કહે છે કે તું મને ચાહે છે, તો પછી મને તારી સાથે કેમ લઈ જતી નથી? હું જ્યારે અમારાં 'બહેન'ને પૂછું છું ત્યારે તે કહે

છે કે પેલા માણસને એ નહિ ગમે. કયા માણસને એ નહિ ગમે? મને લાગે છે કે તું પણ બીજી સ્ત્રીઓની પેઠે કોઈને ત્યાં નોકરી કરતી હઈશ, અને તેથી તું મને તારી પાસે નહિ રાખી શકતી હઈશ; તું ક્યાં છે એ પણ મને ખબર નથી એનું મને ખૂબ દુઃખ થાય છે. વહાલી બા, હું એક ખૂણામાં મૂંગી મૂંગી સંતાઈ રહીશ, પેલા માણસને જરાયે હેરાન નહિ કરું, આખો દિવસ હું ખૂણામાંથી બહાર જ નહિ નીકળું એટલે તે તો મને જોવા પણ પામશે નહિ. તે તને નહિ વઢે, કારણ કે તેને ખબર જ નહિ પડે કે હું છું. પણ રાતે જ્યારે તું તારા ઓરડામાં આવશે ત્યારે હું તને બચી ભરીશ અને તારી પથારીમાં સૂઈ જઈશ અને તારે માટે અને તારા તે માણસને માટે આજે કરું છું એમ પ્રાર્થના કરીશ. અહીં જેમ નિશાળે જાઉં છું તેમ ત્યાં પણ જઈશ અને મને ભણવાનું ગમે છે અને મને હવે ઉપલા ધોરણમાં ચડાવવાની છે, એ જાણીને તને આનંદ થશે. વહાલી બા, મને તારો ફોટો રાખવાની એટલી બધી ઇચ્છા છે; અમારાં 'બહેન' પાસે એમની બહેનો, કાકીઓ અને બીજાં સગાંઓના ફોટો છે. જ્યારે પેલી બીજી બાઈ આવી—જે મારી દાદી છે—ત્યારે મેં તેની પાસે તારો ફોટો માગ્યો હતો, પણ તેણે કહ્યું કે તારી પાસે ફોટો છે નહિ એટલે મને નહિ મળે. અને તેણે મને કહ્યું કે ડાહી થજે, નહિ તો તું કદી તારી બાને કાગળ લખવા કે મળવા નહિ પામે. હું તો ખૂબ રડી, કારણ હું તને વરસમાં માત્ર એક જ વાર મળવા પામું છું, અને પછી તો હું તને કદી જોવા પામવાની નથી. મારી વહાલી દાદી પણ રડી પડ્યાં, અને તેમણે મને કહ્યું કે તું ફરી તારી બાને કાગળ લખજે, તેણે રજા આપી છે, હું એ લેવા આવીશ અને તારી બાને મોકલીશ, કારણ નાની છોકરીઓથી જાતે પત્રો મોકલાતા નથી.

પ્રિયતમ બા, તું પાછી આવજે અને મારી વરસ ગાંઠને દિવસે

મને પાછી આવીને મળજે. મારી વરસ ગાંઠ સેંટ પીટર અને સેંટ પૉલના ઉત્સવને દિવસે આવે છે; મને અગિયાર વરસ પૂરાં થશે. હું તારા હાથને ચુંબન કરું છું. તારી આજ્ઞાંકિત દીકરી, મેગ્ડા.

જૂન, ૧૫ મી.

તેની સ્ત્રીના સરનામાવાળા પરબીડિયામાં એ ભૂલથી મુકાઈ ગયો હશે એમ ધારીને જ ઇવાન ફ્રોને એ વાંચ્યો હતો. પણ જ્યારે સહી 'મેગ્ડા' વાંચી ત્યારે તે ચમક્યો. એ ઓચિંતા આઘાતથી તેની છાતી ધડકી ઊઠી. કોઈ અસામાન્ય ગરમી તેના માથામાં ચડતી હોય અને તેના ગાલોને લોહીથી ભરી દેતી હોય એવું તેને લાગ્યું. તેના મનમાં એક વિચાર ઝબક્યો, પણ તે એવો તો વિચિત્ર હતો કે તે ફરી ચોંક્યો અને તેને અધૂરો જ છોડી દેવાને મથવા લાગ્યો. તેણે એકદમ પોતાની સાસુના અક્ષરવાળો બીજો પત્ર ઉપાડ્યો. તે અકરાંતિયાની પેઠે તે વાંચી ગયો અને તેને કપાળે પરસેવાનાં મોટાં મોટાં ટીપાં બાઝી ગયાં, કેમ જાણે તે શરતમાં ન દોડતો હોય. તેને તેના પગ ગળાતા લાગ્યા, અને તે પત્ર પૂરો કરવા બેસી પડ્યો. તેમાં વહેમ પડે એવુ કશું જ નહોતું, હમેશના જેવા ઘરના સમાચાર, સારી શિખામણ, કુશળ પૃચ્છા, તેના પતિને સંભારણાં, અને કુટુંબખર્ચમાં તેણે આપેલા છેલ્લા ફાળા માટે આભાર વગેરે હતું. માત્ર છેક છેવટે 'હું તને આ પત્ર મોકલું છું, તે જોઈને તને આનંદ થશે. તારી વહાલી મા...'

છે ખરો! પત્રનો ઉલ્લેખ છે ખરો!

ઇવાન ફ્રોને કપાળ લૂછી નાખ્યું અને પોતાની સાસુનો પત્ર ફરી વાંચ્યો, અને પછી અગિયાર વરસની મેગ્ડાનો પત્ર વાંચ્યો. એની સ્ત્રીનું જ નામ!

તેણે અતિશય ધ્યાનપૂર્વક તે વાંચ્યો.

હવે, હાય! એને સમજ પડી. પણ તેને એમ પણ લાગ્યું કે

હમણાં મારું માથું ફાટી જશે. એની મેગ્ડા, એની પત્ની આ નાની મેગ્ડાની...અસંભવિત !

તે ઊછળીને ઊભો થયો, નાની પેટી હાથમાં લીધી અને તે લઈને પોતાના ખંડમાં ચાલ્યો ગયો. બારણે ચાવી મારી દીધી કે દખલ ન થાય, અને ઉતાવળાં ઉતાવળાં બધું ખાલવી નાખ્યું. કાગળો, ફોટોગ્રાફો, ખાલી પરબીડિયાં. આટઆટલી ઉત્સુકતા છતાં તેણે બધું કાળજીપૂર્વક યથાક્રમ ગોઠવ્યું જેથી પાછળથી એવી ખબર ન પડે કે એણે કશું વાંચ્યું હતું. તે મેગ્ડાની છૂપી વાત શોધી રહ્યો હતો ત્યારે તેને પોતે ગુનેગાર હોય એવું લાગતું હતું. પણ એ ગુનો હોય તો પણ એણે એ કરવો હતો !

કાગળો ફંફોસતાં ફંફોસતાં તેના હાથ ધ્રૂજતા હતા; તેણે પોતાના સસરાના અને સાસુના બધા પત્રો પરબીડિયાંમાંથી બહાર કાઢ્યા અને એકી નજરે વાંચી લીધા...કંઈ નહોતું, કંઈજ નહોતું ! અચાનક તેના હાથમાં વાંકાચૂંકા અક્ષરે લખેલો બીજો કાગળ આવી ગયો...પછી બીજો...પછી ત્રીજો.

એથી વધારે નહોતા. એણે પહેલાં વાંચ્યો હતો તે જ સૌથી લાંબો હતો. બીજા તો જેમ જૂના તેમ વધારે ભૂલોવાળા હતા. હોન સમજી ગયો; જેમ જેમ તે છોકરી નિશાળમાં આગળ વધતી ગઈ તેમ તેમ તેની પોતાના વિચાર વ્યક્ત કરવાની શક્તિ વધતી ગઈ; તેના પત્રો વધારે લાંબા, વધારે સુવાચ્ય, અને વધારે દર્દભર્યા થતા ગયા. આ ચારે પત્રોમાંથી એ અજાણી છોકરીની પોતાની માને જોવાની અને હંમેશાં તેની પાસે જ રહેવાની ઝંખના બોલતી હતી. આ અસંબદ્ધ લવારો, આ મહાપ્રયત્ને લખેલાં વાક્યો એક ઘરઘેલી બાળાની વહાલામાં વહાલી મનઃકામનાની પૂર્તિ માટેની પ્રાર્થના વ્યક્ત કરતાં હતાં.

હોન તદ્દન શાંત થઈ બેઠો અને દુઃખપૂર્વક વિચાર કરવા

લાગ્યો. તેના વિચારો ધગધગતા તારોની પેઠે તેના મગજને વીંધતા હતા. 'મારી મેગ્ડા...મારી મેગ્ડા!' વારેવારે તેના વિચારમાં આવતું હતું, 'અને આ છોકરી, આ બીજી મેગ્ડા...'

એણે મેગ્ડાને પહેલવહેલી જોઈ હતી તે ક્ષણ એને યાદ આવી, એણે કરેલું સંવનન, મળેલો અસ્વીકાર અને છેવટે થયેલો સ્વીકાર એ બધું તેને યાદ આવ્યું. તે પહેલ વહેલો તેને મળ્યો હતો તે ક્ષણની અને છેવટે તે તેને ઘેર લાવ્યો હતો તે દિવસની વચ્ચે શું શું બની ગયું હતું?

અને એકાએક હ્રોન પોતાની સ્ત્રીની નાની પેટી તરફ વળ્યો. એમાં બીજું કશું જ નહોતું? આ ભયંકર આફતનો ખુલાસો તેને મળશે ખરો? તેને યાદ આવ્યું કે જ્યારે તેણે એ પેટી ખરીદી હતી ત્યારે વેચનારે બેવડાં તળિયાં તરફ એનું ધ્યાન ખેંચ્યું હતું. તે આ યોજના તો ભૂલી ગયો હતો, પણ અત્યારે તે ઉતાવળો ઉતાવળો આ છૂપી જગ્યા શોધવા લાગ્યો. તેણે પાસાં કાઢી નાંખ્યાં, શણગારનાં બે ગુલાબો ખેંચી કાઢ્યાં, અને...ત્યાં તો તળિયું ખુલ્લું થયું. તેમાં મેગ્ડાને હાથે લખાયેલાં ઝાંખાં પડી ગયેલાં થોડાં કાગળિયાં હતાં. પત્રની શરૂઆત હોય, અથવા રોજનિશીમાંની નોંધ હોય એવાં એ લાગતાં હતાં; કોઈ ચોપડીમાંથી ફાડી લીધેલાં છૂટાં પાનાં જેવાં.

હ્રોન આ કાગળિયાં વાંચવા લાગ્યો; અક્ષરો એટલા બધા જુદા પડતા હતા કે એ નોંધો જુદે જુદે પ્રસંગે ગમે તેમ વખત મેળવીને લખી હશે એ સ્પષ્ટ હતું. તેણે એ વાંચ્યું અને શ્વાસ લેવાનું પણ તે ભૂલી ગયો. આ પાનાંમાં તો કોઈ હતાશ સ્ત્રીના અંતરના આર્તનાદ ઠલવાયેલા હતા. બે મેગ્ડાઓના સગપણ વિશે જો એના મનમાં કશી શંકા રહી હોય તો તે આ લખાણે દૂર કરી. તે આખી પરિસ્થિતિ સ્પષ્ટ જોઈ શક્યો. કેવી ભયાનક શોધ! તેની પોતાની તેની માનીતી મેગ્ડા!

કેટલાંક પાનાં તો તદ્દન તૂટક હતાં.

એકની શરૂઆત આમ હતી: 'મૃત્યુથી યે વધુ ભયંકર વસ્તુ હોય છે, અને હું અત્યારે એવી યાતના ભોગવી રહી છું. જીવનમાં મારું જે કંઈ હતું તે સર્વ હરાઈ ગયું છે...અમારી કીર્તિ, આખી જિંદગી મહેનત કરીને રળેલી મારા બાપુની પ્રતિષ્ઠા...બધું એક ઝાટકે ઊડી ગયું. તેમની મહેનતનાં ફળ હરાઈ ગયાં—આ એટલી તો ત્વરાથી બન્યું કે એ ત્વરાને લીધે જ—હું ફાટી પડતી નથી. ફાટી પડી હોત તો કેવું સારું!

'પણ મારું ભાગ્ય એથી યે વધુ ભયંકર છે: મારાં માબાપનું ભાગ્ય તો તેના ઉપર કળશ ચડાવે છે. કેવી શરમની વાત, હાય, કેવી શરમની વાત! મારા વ્યર્થ જીવનને સદાકાળ શરમ વળગી જ રહેવાની!

'એ બધું એક ભયંકર વિચિત્ર સ્વપ્ન સમું હતું. પણ જે નાની બાળકીને એ લોકો મારી પાસેથી ઝૂંટવી લઈ ગયા તેનું રુદન જે રુદન હું કેવળ એક ક્ષણભર જ સાંભળવા પામી, અને જે રુદન એ લોકો તે છોકરીને દૂર લઈ ગયા ત્યારે સંભળાતું બંધ થઈ ગયું, તે રુદન એક ભયાનક સત્યની સાબિતી સમું હતું.

'અને રૉબર્ટ પાછો આવતો નથી! તે તો અલોપ થઈ ગયો છે, અને પોતે જીવે છે કે મરી ગયો છે તે પણ જણાવતો નથી. હાય! મારા પતનથી તેને ઊંચે ચડવાની પ્રેરણા મળવી જોઈતી હતી, પણ તે જ વખતે મારા પિતાનો વેપાર તૂટ્યો...અને હવે મારી શી કિંમત રહી? આથી વધુ ભયાનક કમનસીબો કદી ભેગાં થયાં હશે?'

બીજા એક કાગળની શરૂઆત આમ થતી હતી:

'તે તો પાછો આવતો નથી. કદાચ તે મરણ પણ શોધતો હોય, કદાચ તે મરણ પામ્યો પણ હોય. કેવી દુઃખની વાત! એ

કાયર છે; એનામાં જો જોમ હોત તો એણે નવેસર જીવનની શરૂઆત કરી હોત, અને તેના જીવનથી મારામાં પણ ફરી જીવનનો સંચાર થયો હોત. મારું નસીબે કેવું છે! ધૂતારાને હાથે છેતરાઈ પણ સૌથી ભયંકર વસ્તુ તો એમાં એ છે કે પેલો બીજો માણસ ફરી મને પોતાનો હાથ આપવા તૈયાર થયો છે અને મારા હાથની માગણી કરે છે. હું તો હતાશ થઈ ગઈ છું. હું તો બને એટલો બધાનો વિરોધ કરું છું, પણ સામે મારા બાપુ છે, જે ખૂબ માંદા થઈ ગયા છેઃ તે કશું કહેતા નથી પણ તેની પ્રેમભરી ઘરડી આંખે એવી તો હૃદયસ્પર્શી અપીલ કરે છે...મારી બા મારી આગળ ઘૂંટણીએ પડી, અને હાથ ઘસી ઘસીને મારા કાલાવાલા કરવા લાગી ના ન પાડીશ...હા કહી દે!

'આ બીજા ભલા, પ્રામાણિક માણસને છેતરવો પડશે. મારા માબાપ કહે છે કે એમ કરવુંજ પડશે. તો શું હું તેમની વિનવણીને વશ થાઉં? તે કેવી સ્રીને પરણવા તૈયાર થયો છે, તે વાત શું મારે તેનાથી છુપાવવી?

'અને પેલી નિર્દોષ બાળાથી સદાને માટે વિખૂટા પડવાનું... સદાને માટે તેનો અસ્વીકાર કરવાનો. કારણ તે કંઈ મરી નથી જવાની. મને ખાત્રી છે કે મારાં માબાપ તો ઈશ્વર તેને ઉપાડી લે એવી જ પ્રાર્થના કરે છે, પણ મારી પ્રાર્થના વધારે પ્રબળ છે અને તે જરૂર જીવશે! હું તો તે જીવે એવી પ્રાર્થના કર્યા જ કરું છું...'

વળી બીજા એક પાના ઉપરઃ

'નિર્ણય થઈ ગયો છે; મારા બાપુએ મારે બદલે 'હા' પાડી દીધી તે ક્ષણથી મારું અંતર મને ડંખ્યા કરે છે. શું હું ખરેખર તેને ચાહું છું? જે માણસને હું અસત્ય લઈને ભેટી તેને હું ચાહું છું એમ કહેવાનો મને અધિકાર ખરો? મારાથી તેની સામે શી રીતે જોવાશે, તેના આલિંગનમાં કેમ શ્વાસ લેવાશે?

'એ લોકાએ મને પજવી પજવીને મારી પાસે પરાણે હા પડાવી છે! તેઓ મારી છોકરીને લઈ ગયા, તે ક્યાં છે તેની પણ મને ખબર નથી. મારે તેને જોવી છે.....હું તેને ચુંબન કરવાને, મારી છાતી સરસી દાબવાને તલસી રહી છું...તે ક્યાં છે?

'તેમણે મને કહ્યું કે તું તેને પરણવાનું વચન આપે તો અમે તને તારી દીકરી સાથે મેળવીશું. બેટા, તારી બચીઓ માટે મારે આ તે કેવી કિંમત આપવી પડે છે! હતભાગી ઇવાન, તારે પણ મારે માટે કેવી કિંમત આપવી પડે છે...તને કેવો ઠગવામાં આવે છે...'

જે છેલ્લા પાનાની શરૂઆતની લીટીઓ છેકી નાખવામાં આવી હતી તેમાં તેણે વાંચ્યું:

'આવતી કાલે મારાં લગ્ન છે...મને તો મારી સ્મશાનયાત્રા હોય એવું લાગે છે. હાય! જાણે કંઈ કબરમાં લઈ જતા હોય એવું લાગે છે...હું જાતે જ તેને દફનાવું છું...હું મારા ચિત્તની શાંતિનું ખૂન કરી રહી છું...કદાચ હું ઇવાનના સુખનો પણ નાશ કરતી હઈશ.

'અને મારા બાપુ અને બા મને બચીઓ કરે છે અને મને ભેટે છે. એમાંથી કોઈ પણ એ વિશે એક શબ્દ પણ બોલતું નથી, પણ તેમની આંખો ઘણું ઘણું કહી દે છે. મેં નમતું આપ્યું, હું મારી જાતને વેચવા તૈયાર થઈ, એથી તેઓ મારાં ઋણી છે. હું તેની થવાની છું એ વિચારે સુખની આભાવાળા અને પ્રીતિથી ભરેલા ઇવાનને જોઉં છું ત્યારે મારા મનમાં શું થાય છે એ હું નથી કહી શકતી.

'આ કડવા ઝેર જેવા અને ભયંકર સમયે મને માત્ર આશ્વાસન એક જ વાતનું છે, અને તે માટે હું ભગવાનનો પાડ માનું છું; રૉબર્ટ જીવતો નથી. તે મારા જીવનમાંથી ચાલ્યો ગયો છે; તેનો પડછાયો કદી મારી અને ઇવાનની વચ્ચે પડવાનો નથી, તે કદી પાછો આવવાનો નથી.

'મને ખબર નથી કે એવો સમય કદી આવશે કે નહિ કે જ્યારે હું ઇવાનને ચાહું છું એમ કહેવાની હિંમત કરી શકીશ.

'તું મને ચાહે છે?' એવું તે મને પૂછશે એ ખ્યાલથી પણ હું કંપી ઊઠું છું. અને કદાચ તે મને આવતી કાલેજ પૂછશે... આવતી કાલે! પણ પેલો કાયર મરી ગયો છે એ વિચારથી મારા જીવને ટાઢક વળે છે.'

ઇવાન ફ્રોને કાગળિયાં વાંચવાનું પૂરું કર્યું. તેણે એક છુટકારાનો દમ ખેંચ્યો. આ વાંચ્યા પછી નાની મેગડાનો અજ્ઞાત બાપ હવે જીવતો નથી એ વાતથી તેના મગજ ઉપરથી ભારે બોજો ઊતરી ગયો. ગાઢ ઊંઘમાંથી જાગેલા માણસની પેઠે સંભળાય એવા જોરથી તે શ્વાસ લેતો હતો.

'તે ગમે તે હોય, પણ હવે મરી ગયો છે...'

ઇવાન ફ્રોને પોતાની સામે પડેલા કાગળો અને તૂટક નોંધો તરફ બળતી આંખે જોયું; ત્યાર પછી તેણે પોતાની કોણીઓ ધીમેથી ટેબલ ઉપર મૂકી અને પોતાના હાથમાં માથું મૂકી દીધું; તેનો આત્મા ખૂબ ખળભળી ઊઠ્યો હતો અને તેના રૂંધાયલા ગળામાંથી એક દર્દભર્યું ડૂસકું નીકળી ગયું. એક ક્ષણ પછી તેનું આખું શરીર, તેનાં ખભાં, તેના હાથ અને માથું બધું ધ્રૂજવા લાગ્યું અને મોટાં મોટાં આંસુ પેલા ઝાંખા પડી ગયેલા ડ્રોલી કાગળો ઉપર પડવા લાગ્યાં.

એને છેલ્લી વાર રડ્યાને તો આજે કેટલાંય વરસો વહી ગયાં હતાં, આજે તો હવે એ જિંદગીનો અનુભવી અને દઢ મનનો માણસ બન્યો હતો. એણે આમ હિંમત ન હારી જવી જોઈએ. એનો વિચાર કરવાનો તો ખ્યાલે ન આવ્યો; એ કેવળ એક પ્રકારની ભયંકર બાળી નાખે એવી વેદના અનુભવવા લાગ્યો—જેવી એણે એની જુવાનીમાં પેલી ભૂલ કરી હતી ત્યારે એને ઘરમાંથી કાઢી

મૂક્યો હતો તે વખતે એણે જીવનમાં પહેલાં એકવાર અનુભવી હતી. પણ તે વખતે તો એ જુવાનીમાં હતો અને એની આગળ આખી દુનિયા પડેલી હતી. તે વખતે જો કે એને જેનો કદી ખંગ ન વાળી શકાય એવી હાનિ થઈ હતી, છતાં એ નિરાશાના ઊંડા કૂવામાંથી પણ એણે ભાવિના અરુણા પ્રભાતની આશા રાખી હતી. આજે એની પાસે શું રહ્યું હતું? તે વખતે એ જે ભાવિનાં સ્વપ્નાં સેવતો હતો તે આજે એ જીવી રહ્યો હતો; એ પોતાના જીવનને સર્વોચ્ચ શિખરે પહોંચી ગયો હતો, હવે ક્યાંય ઊંચે કે આગળ જવાનું હતું નહિ. એનું દૈનંદિન જીવન સીમાબદ્ધ થઈ ગયું હતું, એની કારકિર્દીમાં કે ઘરમાં હવે કોઈ મહત્ત્વનો ફેરફાર થવાનો નહોતો. તે પોતાની ઑફિસમાં ઉપરી હતો અને પરણ્યો પણ હતો; આ એના જીવનની છેલ્લી મજલ હતી, અને જો કે એ બીજાં દસ વીસ વરસ સુધી ચાલ્યા કરે તો યે એમાં કશો ફેર પડવાનો નહોતો. તે વધારે ઘરડો થશે, અને એક દિવસ નિવૃત્ત થશે; એ સિવાય બીજી કશી સંભાવના નહોતી. એને પોતાના જીવનની મર્યાદાઓનું પૂરું ભાન હતું; અને અત્યારે જ્યારે હવે એ મર્યાદાને કાંઠે પહોંચવા આવ્યો હતો ત્યારે આ વસ્તુ બની, અને એણે એના ભૂત અને ભાવિને ઝેર બનાવી મૂક્યાં!

ઇવાન હ્રોન લાંબા વખત સુધી રડ્યો, અને આખરે એનાં આંસુ આપોઆપ બંધ થઈ ગયાં. માત્ર થોડી થોડી વારે એને કંપારીઓ આવતી એટલા ઉપરથી જ એનું અંતર રડ્યા કરે છે એ જણાતું; પણ એ કંપારીઓ પણ ઓછી થતી ગઈ, અને પછી તો થોડી થોડી વારે ડૂસકાં આવવા લાગ્યાં અને આખરે તે પણ બંધ થઈ ગયાં.

તે પોતાના હાથ પર માથું ટેકવીને થોડી વાર બેસી રહ્યો. આંસુઓથી એને કેટલો આરામ થઈ ગયો હતો તે એ સમજી પણ

ન શક્યો. જ્યારે એણે માથું ઊંચું કર્યું ત્યારે આંસુ વહેતાં અટકી ગયાં હતાં, માત્ર એની આંખો જરા સૂજેલી અને લાલ દેખાતી હતી. તેના ચહેરાનો દેખાવ શાંત હતો; તોફાન ચાલ્યું ગયું હતું. જાણે તેને અપરિવર્તનીય અને અવિશુધ્ય ભાવિને ચરણે પોતાનું જીવન સોંપી દીધું હોય એવો તે દેખાતો હતો.

તેણે રૂમાલ કાઢી પોતાની આંખો લૂછી નાખી; ત્યાર પછી તેણે શાંતિપૂર્વક બધા કાગળો, પત્રો, ફોટોગ્રાફો અને પરચૂરણ વસ્તુઓ યથાક્રમે પેટીમાં ગોઠવી. કોઈ અનધિકારી હાથ એને અડ્યો છે, એવું તો લાગવું ન જોઈએ. જેણે હમણાં થોડી ક્ષણ પહેલાં એને જીવનની કટુમાં કટુ ક્ષણનો અનુભવ કરાવ્યો હતો તે નાની મેગ્ડાનો ભાવિનિર્ણાયક પત્ર એણે હાથમાં લીધો ત્યારે એણે ફરી વાર એ અજ્ઞાત, તરસભરી ગભરુ બાળાએ લખેલી લીટીઓ ઉપર નજર નાખી. હવે એ એના રહસ્યમાં વધારે ઊંડો ઊતરી શક્યો. હાય! આ કોમલ હૃદયને અત્યારમાં જ કેટકેટલી કટુતા અનુભવવી પડી હતી! પણ એની સ્ત્રીને એની સાથે બાંધી અને પોતાની છોકરીથી છૂટી પાડી ત્યારથી તેણે રોજ રોજ...મહિનાના મહિના સુધી...વર્ષો સુધી... દસ દસ દીર્ઘ વર્ષો સુધી જે યાતના ભોગવી હશે તે કેવી દારુણ હશે. પોતાની જાત ઉપર કાબૂ રાખી આ વિયોગ વેઠવામાં આ નાજુક સ્ત્રીએ કેટલું ધૈર્ય બતાવ્યું હતું...કે પછી એ કોઈ આશાને બળે ટકી રહી હશે? એ આશા શી હશે?

હોન વાંચતો વાંચતો આ શબ્દો આગળ અટકી ગયો: 'પ્રિયતમ બા, તું પાછી આવજે, મારી વરસગાંઠને દિવસે પાછી આવજે; મારી વરસગાંઠ સંત પીટર અને સંત પૉલના ઉત્સવને દિવસે જ આવે છે...'

ખરું, મેગ્ડાએ એ બાળાની ઇચ્છા પૂરી કરી હતી. તેને ગયાને આજે અઠવાડિયું થયું હતું, અને આજે સંત પીટર અને

સંત પૉલનો ઉત્સવ હતો. જે ક્ષણે તેનું ભાવિનિર્ણાયક રહસ્ય અકસ્માત ઇવાન આગળ ખુલ્લું થઈ ગયું હતું તે જ ક્ષણે કોઈ દૂરને સ્થળે એક સુકુમાર બાળા પોતાની માના આલિંગના સુખથી હસતી હતી, અને તેની પત્ની પોતાની પુત્રીનું સાન્નિધ્યસુખ અનુભવતી, પુત્રીના હજારો પ્રશ્નોના ઉત્તર આપતી અને પોતે તેને હજારો પ્રશ્નો પૂછતી, તેને ચુંબન કરતી, આખા વરસ માટે તેને ચુંબન કરતી બેઠી હતી. આ બધા પ્રેમ અને માર્દવની વચમાં જ ઘડિયાળ તો ક્રૂરતાથી ટકોરા પાડ્યે જ જશે, દિવસ પૂરો થઈ જશે; અને મેગ્ડા પોતાની બાળાને—જેનાથી તેને ફરી આખા એક વર્ષ માટે થોડા જ કલાકમાં વિખૂટાં પડવાનું છે તેને—વધારે ને વધારે ગાઢ આલિંગનમાં લેશે. અને કદાચ તે તેને—પોતાના પતિને સંભારે તોયે એ સંભારણું કેટલું કટુ હશે! પોતે શું શું અનુભવ્યું છે તે એક હરફ મારફતે પણ જણાવા દીધા સિવાય તેણે એની પાસે પાછાં આવવાનું છે. તેનું હૈયું આ નવા વિયોગદુઃખથી ફાટી જશે, છતાં તે ફરિયાદ નહિ કરી શકે; તેણે પોતાની સર્વ શક્તિ ખરચીને જાત ઉપર કાબૂ મેળવી લેવો જોઈશે કે જેથી એને વહેમ ન આવે. એની પાસે આવવા પહેલાં, અને એ તેને આલિંગન અને ચુંબન કરશે ત્યારે તેનું મન ક્યાં ફરતું હશે? એણે ભોગવેલો એકે-એક વહાલસોયો સ્પર્શ ખરું જોતાં પેલી નાની બાળાને માટે જ સરજાયલો હતો. જ્યારે તે એને માથે હાથ ફેરવતી ત્યારે કદાચ તે પોતાની દીકરીનો જ વિચાર કરતી હશે, અને કદાચ જ્યારે એની આ ગુપ્ત વાત ઇવાન જાણી જાય ત્યારે તેના ઉપર વરસાવેલાં સેવા, સૌકુમાર્ય અને જતનને જોરે તે ક્ષમા પામવાની આશા સેવતી હશે. એ ક્ષણથી એ ડરતી હશે? બેશક, એ તો એને ઊંઘમાં પણ ચમકાવતી હશે!

ઇવાનનું હૃદય અસીમ કરુણાથી ભરાઈ ગયું. એના હૃદયમાં

જે લાગણી સૌથી પ્રધાન હતી તે પોતાને છેતરવામાં આવ્યો છે એવી નહોતી પણ પોતાને ત્રિપક્ષી મિલનમાંથી બાદ રાખવામાં આવ્યો છે, એવી હતી.

ધીમે ધીમે એણે તે પત્રને વાળી દીધો અને મૂકી દીધો, બીજી પણ જે વસ્તુઓ રહી હતી તે પાછી યથાસ્થાને મૂકી દીધી અને પેટીને મેગ્ડાના ખંડમાં લઈ ગયો. એણે કાળજીપૂર્વક તે પાછી ખાનામાં મૂકી દીધી અને તેને ચાવી મારી, જેથી પોતાની બેદરકારીને કારણે કોઈ એ ઉઘાડવા લલચાયું હતું, એવો ખ્યાલ મેગ્ડાને ન આવે.

તે ખંડમાંથી બહાર નીકળ્યો ત્યાં એની નજર એક આરસામાં પડી અને એણે જોયું કે એની આંખો સૂજેલી અને લાલ હતી. તે ઉતાવળો ઉતાવળો પોતાના ખંડમાં ગયો અને એક કૂંડામાં પાણી ભરી લઈ તેમાં થોડું લવંડર નાખી તેણે મોં પર પોતું ફેરવ્યું અને પછી લૂછી નાખ્યું. આટલું કર્યા પછી તેણે પોતાના વીખરાયલા વાળ હોળ્યા અને પછી ધીમે ધીમે કપડાં બદલ્યાં. મોટા મોટા ખાલી ઓરડાઓ એને સૂના સૂના લાગ્યા, અને એને થયું કે મારે અહીંથી ખુલ્લી હવામાં કોઈક એવી જગ્યાએ ચાલ્યા જવું જોઈએ જ્યાં ઝાઝાં માણસો મળવાનો સંભવ ન હોય. કોઈ ઓળખીતાને મળવાનો વિચારજ એને અસહ્ય લાગ્યો; તેને એકાંત જોઈતું હતું, તે વિચાર કરવા માગતો હતો. તેને આ પ્રશ્નનો ઉકેલ શોધી કોઈ નિર્ણય ઉપર આવવું હતું. રખેને નોકરડી એની ગેરહાજરીમાં એની પત્નીની છૂપી વાત જાણવા પ્રયત્ન કરે એમ વિચારી તેણે તેના ઓરડાને તાળું માર્યું અને ચાવી પોતાના ખિસ્સામાં મેલી. તે ક્ષણે એ એકલો હતો એથી એને એટલો તો આનંદ થયો; તેણે નોકરડીને સરઘસ જોવા જવા દીધી હતી. કોઈ અચાનક આવી પણ પહોંચ્યું નહોતું, કોઈને ખબર પણ ન પડી કે કશું બન્યું છે.

તે ધીમે ધીમે દાદર ઊતર્યો. તેના વિચારો કોઈ વિચિત્ર વર્તુલમાં ગોળ ગોળ ફર્યા કરતા હતા. પોતાના બાઇબલની ઉત્તમ આવૃત્તિમાંનું ડોરેનું એક ચિત્ર એને યાદ આવ્યું; તેમાં સ્વર્ગમાંથી બહાર કાઢી મૂકવાનો પ્રસંગ ચીતરેલો હતો. તે ઘરમાંથી બહાર નીકળ્યો ત્યારે તેને લાગ્યું કે જાણે તેને પણ કોઈ સ્વર્ગમાંથી હાંકી કાઢે છે. રોજ ને રોજ તે પોતાની વહાલી મેગ્ડાને મળવા ઉતાવળો ઉતાવળો આવતો હતો. તે આવતી કાલેજ પાછી આવવાની છે એ વિચાર આવતાંજ તે કંપી ઊઠયો. તેને મળતી વખતે પોતાને કેવું થશે? જે વસ્તુ આજ સુધી તેણે છુપાવી રાખી હતી અને જેને કદાચ તે સદાને માટે છૂપી રાખવા માગતી હતી, તે વસ્તુ એ જાણી ગયો છે, એની તેને ખબર ન પડી જાય એટલો પોતાની મુખમુદ્રા ઉપર તે કાબૂ રાખી શકશે? જો મેગ્ડા એની આ છૂપી વાત જાણી જાય તો પછી તેમનું જીવન કેવું થઈ જશે?

આજે કોઈ મિત્રો ન મળે તો કેવું સારું! આખી દુનિયામાં એને કોઈ ઓળખતું જ ન હોય તો કેવું સારું!

'નાનો પુલ' ઓળંગીને મોલ્ડેવિયાને કાંઠે આવેલા જૂના શહેરની વાંકીચૂંકી ગલીઓમાં થઈને તે પ્રાગના એવા એક ભાગમાં ગયો જ્યાં એ પહેલાં કદી ભાગ્યેજ ગયો હશે. દિવસ ખુશનુમા હતો; જે જે ચાલી શકે એવાં હતાં તેઓ મહોલ્લાઓને પાછળ મૂકી ચાલ્યાં ગયાં હતાં. ક્રોનને માત્ર થોડા અજાણ્યા માણસો જ મળ્યા. આખું સ્થળ લગભગ ઉજ્જડ જેવું લાગતું હતું. તેણે પથ્થરના પુલ ઉપર થઈને નદી ઓળંગી અને એક નાની ગલીમાં વળીને તે બ્રુસ્કા તરફ ગયો. પણ ત્યાં તો લોકો માતાં નહોતાં, તે દરવાજામાં થઈને ખેતરોમાં ચાલ્યો ગયો.

ત્યાં પહોંચ્યો ત્યારે એણે છુટકારાનો દમ ખેંચ્યો, પણ એ પોતાના દુઃખને ભૂલી ન શક્યો. તેને પોતાના લગ્નનો અને પરિણીત

જીવનનો વિચાર આવ્યો. તેને વિચારો અસંબદ્ધ રીતે આવતા અને જતા હતા; તેને લગ્ન પહેલાંના સમયનો વિચાર આવ્યો. આ માણસ કોણ હતો જે સૌ પહેલો મેગ્ડાનું દિલ જીતી શક્યો હતો, તેનું આખું દિલ જીતી શક્યો હતો, મેગ્ડાને પણ જીતી શક્યો હતો? એ મેગ્ડાનો બાપ, જે મરી ગયો છે, તે કોણ હતો? આ બધું ક્યારે બન્યું હતું? અને ફરી એના કંઠમાં આંસુ ભરાતાં લાગ્યાં અને જાણે પોતાની વહાલામાં વહાલી વસ્તુ ખોઈ બેઠો હોય એવું અપરિસીમ દુઃખ તેને થયું. પણ તે વખતે...મેગ્ડા કંઈ એની થઈ નહોતી! એમની નિઃસંતાનતા જ્યારે એને વધારેમાં વધારે સાલી હતી, જ્યારે એણે પોતાના મિત્રોનાં કુટુંબ અને સુખ તરફ ઈર્ષ્યાની નજરે જોયું હતું, જ્યારે એ તેમનાં બાળકો સાથે નાચ્યો કૂદ્યો હતો, એ ક્ષણોનો પણ એને વિચાર આવ્યો. હવે એ પ્રસંગોએ મેગ્ડા જે મૂક અર્થપૂર્ણ દૃષ્ટિએ એના તરફ જોતી હતી અને જે ઊંઘમાં પણ એને સતાવ્યા કરતી હતી તેનો અર્થ એને સમજાયો. તેને એ વખતે એવું થયું હશે કે આ મારાં છોકરાં હોત—તો કેવું સારું! બેશક, તેને પોતાની દીકરીનો વિચાર આવતો હતો જે ગુપ્તવાસ ગાળતી હતી, અજાણ્યાં-ઓમાં અજાણી થઈને રહેતી હતી, જેને કોઈ હાથ ફેરવનાર નહોતું, જેને બાપ નહોતો, અને જ્યારે વધારેમાં વધારે જરૂર હોય એવાં વરસો દરમિયાન જેને માનું સુખ પણ નહોતું મળતું. એની મુખમુદ્રાનો એ અર્થ હતો......એ અર્થ હતો......એ અર્થ હતો! જ્યારે હોન બીજાં બાળકોને રમાડતો હતો ત્યારે ત્યારે તેનું દબાયલું ગુપ્ત માતૃત્વ-ભર્યું મન પોતાની એકલવાઈ કુમળી બાળકી પાસે ઊડતું ચાલ્યું જતું, જેને તેનાથી લોકો આગળ પોતાની નહોતી કહેવાતી, જેને કાજે તેનાથી ગૌરવ નહોતું લેવાતું, જેને તેનાથી દુનિયા દેખતાં ચુંબન નહોતું કરાતું, કે કપડાં નહોતાં પહેરાવાતાં, નહોતી નિશાળે લઈ જવાતી કે નહોતી રાતે હબૂરીને સુવારાતી, જેને માટે નાતાલની

ભેટો છૂપી રીતે તૈયાર રાખી બાળકના ચહેરા ઉપર આનંદની પ્રભા વિલસતી જોવાનો મધુરતમ આનંદ પણ એ નહોતી માણી શકતી. આ બાળાનું સર્વસ્વ હરી લેવામાં આવ્યું હતું અને એનું પણ. આ તે કેવું અનંત પ્રાયશ્ચિત્ત! એને બાળક હતું છતાં તેને એ ઘરમાં નહોતી લાવી શકતી. ઇવાનને લાગ્યું કે હવે હું એને ખરેખરી ઓળખી શક્યો છું, અને તેના હૃદયમાં ગમે એટલી કટુતા ભરી હતી છતાં તેણે નિસાસો નાખ્યોઃ 'બિચારી મેગ્ડા!' મેગ્ડાને બાળક હતું! ફ્રોન એકાએક સ્તંભિત થઈ ગયો; તેના વિચારો બીજી જ દિશામાં વળી ગયા. એને બાળક હતું.

ઇવાન ફ્રોને હૅટ કાઢી નાખી, કપાળ લૂછી નાખ્યું અને સામે આવેલાં હરિયાળાં ખેતરો તરફ સીધી નજર માંડી. પણ પોતે શું જુએ છે, તેની એને ખબર નહોતી, એ અંતરદૃષ્ટિ થયો હતો. પોતાની નિઃસંતાનતાના પ્રશ્ન ઉપર ગ્લાનિભર્યા વિચારો કરેલા તે ક્ષણો એનાં અંતશ્ચક્ષુ આગળથી પસાર થઈ ગઈ. એનું કારણ શોધવા પાછળ એણે પોતાના જીવને કેટલું કષ્ટ આપ્યું હતું તે પણ એને સાંભરી આવ્યું. અને એની સ્ત્રીને તો બાળક હતું જ!

તે ઊંડા શ્વાસ લેતો ઊભો રહ્યો.

મેગ્ડા જો એના મનના વિચારો જાણી ગઈ હોય તો તેના મનમાં શું થતું હશે! મેગ્ડાનો જ દોષ છે એવો એને વહેમ હતો, એનો મેગ્ડાને ખ્યાલ હશે? અને છતાં તેને મૂંગે મોઢે ઉપાલંભ-દુઃખ વેઠવું પડ્યું હતું.

તેને તીવ્ર પશ્ચાત્તાપ થવા લાગ્યો. હવે તેને સમજાયું કે તેમની મિલનક્ષણ કેવી વિષમ નીવડવાની હતી.

ઇવાન ફ્રોને ફરી ખેતરની ધારે ધારે ચાલવા માંડ્યું; પોતે ક્યાં જતો હતો તેની એને પરવા નહોતી, એ કેવળ પોતાના વિચારોની ભુલભુલામણીમાંથી છટકવા માગતો હતો. કેટલી ક્ષણો કે કેટલા કલાકો

ગયા એ પણ એણે ગણ્યું નહિ, પોતે કેટલા વખત સુધી ભટક્યો તેની પણ એને ખબર નહોતી, પણ આથમતા સૂરજે એને યાદ આપી કે રાત પડતી હતી.

તે ઉતાવળો ઉતાવળો પ્રાગ તરફ પાછો ફર્યો. પોતે કયે રસ્તે જાય છે, અને રસ્તામાં શું છે તે કશા તરફ જ એનું ધ્યાન નહોતું. બેલ્વેડિયરમાં થઈને તે ફ્રાંસિસ જોસેફ પુલ ઓળંગવા વળ્યો.

તે છેક સાંકડી એલિઝાબેથ ગલીમાં પહોંચ્યો ત્યારે તેને ફરી સામાન્ય દૈનંદિન જીવનનું ભાન આવ્યું. અસંખ્ય બારીઓવાળાં ઊંચાં ઊંચાં મકાનોની બે હારો તરફ તેણે જોયું અને તેને અચાનક વિચાર સૂઝ્યો:

'આ તો વિશાળ નગરીનો એક નાનકડો ભાગ છે, છતાં પેલી બધી બારીઓની પાછળ, લોકોથી ભરેલા બધા ઓરડાઓમાં, ઝરૂખાવાળાં આલેશાન મકાનોમાં અને અંધારી ગલીઓમાં કેટકેટલાં ક્ષુદ્ર માનવીઓ, કેટકેટલી જીવનકથાઓ, પ્રશ્નો, લાગણીઓ અને જીવનયુદ્ધો, છુપાયલાં પડેલાં છે. અને એ બધા ઝૂઝતા જીવો જ્યારે બહાર માર્ગ ઉપર આવે છે ત્યારે પોતાના અંતરમાં શું ચાલી રહ્યું છે તે છુપાવી દે છે.'

તેને એકાએક એવો ભય લાગ્યો કે તેના ચહેરા ઉપરથી કોઈ જાણી જશે કે એ કેટલો દુઃખી, દીન અને હતાશ થઈ ગયેલો છે. ના! એના સિવાય બીજા કોઈને ખબર ન પડવી જોઈએ કે એને શું થયું છે; કોઈએ પણ સ્થિર ઊભાં રહીને એની પાછળ જોઈ એની દયા ખાઈને એમ ન કહેવું જોઈએ કે બિચારો ડ્રોન, એને શું થયું હશે? જાણે દુનિયામાં પોતાને કશું દુઃખ જ ન હોય તેમ ડ્રોને પોતાનો વેસ્ટકોટ નીચે ખેંચ્યો, ઘડિયાળમાં જોયું, પોતાની પાસે સિગાર છે કે નહિ તેની તપાસ કરી, ખાસ જાણી જોઈને સિગાર સળગાવી અને જોસેફ–ચોગાન તરફ ચાલવા માંડ્યું.

સાંકડી એલિઝાબેથ ગલીમાંથી માણસોનો પ્રવાહ નદીની પેઠે વહી જતો હતો, પણ જોસેફ–ચોગાનમાં તો તે લાંબાં લાંબાં મોજાંઓ વાળા સાગર સમો વિશાળ બની ગયો હતો. બધા સહેલાણીઓ અહીં આવીને ચારે દિશામાં વીખરાવા માટે જ જાણે ભેગા થતા હતા. સડકના પથરાઓને ધ્રુજાવતી ટ્રામો ખડખડાટ કરતી ચાલી જતી હતી. ઇવાન પોતાનું દુઃખ લગભગ ભૂલી જ ગયો અને ટ્રામોમાં બેસવા માટે ધસારો કરતા લોકોના ટોળાને જોવા લાગ્યો. ટ્રામમાં બેસવાની કે ઊભા રહેવાની જગ્યા માટે મારામારી કરતાં એ લોકો એને ગાંડાં જેવાં લાગ્યાં. એઓ કોણીઓથી મારગ કરતાં જતાં હતાં, પગથિયાં ઉપર ઊભેલાંને ખેંચી પાડી તેમની જગ્યાએ ચડી જતાં હતાં; કેટલાંક તો આ શરીરો અને અંગોના શંભુમેળામાં ખરેખર માથું મારીને ઘૂસી જતાં હતાં અને કેટલાંક તો ટ્રામમાં ચડી જતાં હતાં પણ પછી એવાં ગભરાઈ જતાં કે પાછાં ઊતરી જવાનો પ્રયત્ન કરતાં હતાં. માથાં ઉપરથી હૅટ પડી જતી હતી, કેટલાંક બીજાંનાં કપડાં પકડતાં હતાં, અને આથી કપડાંના સાંધા ખેંચાઈને તૂટું તૂટું થઈ જતા હતા અથવા કેટલીક વાર તો તૂટી પણ જતા હતા.

'આ લોકો આમ શા સારુ કરતાં હશે?' હોને વિચાર્યું, 'આટલી બધી ધક્કામુક્કી શું કરવા કરતાં હશે?'

ગૅસના દીવાઓ ચમકવા લાગ્યા હતા...એક...બે...ત્રણ, આ તુમુલ ધાંધલ પ્રત્યે લેશ પણ લક્ષ આપ્યા વિના નીચું જોઈને હાથમાં વાંસ લઈને નિયમિત એક થાંભલેથી બીજે થાંભલે જતા દીવો સળગાવનારને તે જોઈ રહ્યો. એક પીળી ટપાલ ગાડી તેની પાસે થઈને જ ખડખડાટ કરતી ચાલી ગઈ; આખા શહેરની ભરેલી ટપાલ પેટીઓ હવે એમાં ઠલવાશે. બુઢ્ઢાં લોકો પોતાની પત્ની સાથે ફરીને પાછા ફરતા હતા; સ્ત્રીઓ મોટાં બાળકોના હાથ પકડીને ચાલતી હતી, પુરુષો નાનાંને ઉપાડીને ચાલતા હતા. આગ બુઝાવનારાઓની

એક ટોળી રસ્તો ઓળંગતી હતી. પોલીસોનો પહેરો બદલાતો હતો.

ઇવાનને લાગ્યું કે આ બધા ઘોંઘાટ અને દોડધામમાં, ખડખડાટ અને ગિરદીમાં કંઈક એવું હતું જે એના મનને આરામ આપતું હતું. ધીમે ધીમે તે શાંત પડી ગયો. આઘાતને લીધે તૂટવાની અણી પર આવેલા તેના જ્ઞાનતંતુઓ પાછા સ્વસ્થ થયા, અને બીજા અનુભવો લેવાને શક્તિશાલી બન્યા. પાછળ ખસી ગયેલી હૅટ તેણે સીધી કરી અને વધારે દૃઢતાથી ચાલવા માંડ્યું.

'એ બધું ભૂલી જા...કંઈ નહિ તો યે થોડી વારને માટે, આજની રાત પૂરતું તો બધું ભૂલી જા!'

પોતાના વિચારોની દિશા બદલવાના હેતુથી તેણે કોઈ રેસ્ટોરાંમાં પોતાના મિત્રોના ડાયરામાં બેસવાનો નિર્ણય કર્યો. બહુ વિચાર કર્યા, હવે તો તેણે કોઈ બીજી વસ્તુનો વિચાર કરવો જ જોઈએ. ખૂબ દારૂ પીવાનો તેનો વિચાર હતો. ઘણા લોકો પોતાનાં દુઃખો ભૂલવા દારૂ પીએ છે; તો એ પણ એ ઉપાય કેમ ન અજમાવે? સૂના ઘરમાં એકલાં રહેવાનું તો એણે ટાળવું જ જોઈએ. એણે ઘેર જતી વખતે મનમાં ઉમંગ ભરીને જવું જોઈએ, નહિ તો એને ગૂંગળામણ થશે. આમ વિચાર કરીને જ્યાં મિત્રો મળવાની ખાત્રી હતી એવા એક રેસ્ટોરાંમાં ઇવાન ગયો.

પણ ઘણા માણસોને દારૂ એકદમ ચડતો નથી. ઇવાન પણ એમાંનો જ એક હતો. તેનું દૃઢતાશીલ મગજ દારૂની અસરને વશ થતું નહોતું, અને તે પોતાના માપથી વધારે કદી પીતો નહોતો. છતાં દારૂથી તે ઉલ્લાસમાં આવી ગયો, તે આસપાસ ચાલતી વાત-ચીત અને ગપાટા સાંભળવા લાગ્યો અને પરાણે પરાણે તેમાં ભાગ લેવા લાગ્યો. તેણે આ ઘોંઘાટિયા મિત્રો સાથે કલાકના કલાક ગાળી નાખ્યા અને એના મિત્રોએ એની સ્ત્રીને કહેવડાવેલાં સ્નેહસ્મરણ એણે લગભગ આનંદપૂર્વક સ્વીકાર્યાં. એ ઘેર પહોંચ્યો ત્યારે મધરાત

થઈ ગઈ હતી. નોકરડી રસોડા પાસેના પોતાના ઓરડામાં ઘોરતી હતી. ઇવાને ધીમેથી બારણું વાસી દીધું અને ઊંચે પગે દીવાનખાનામાં થઈને ગયો. ટેબલ ઉપર એની સ્ત્રીએ લખેલો પત્ર એણે જોયો; તેમાં તેણે પોતે કઈ ગાડીમાં આવવા ધારે છે, તે જણાવ્યું હતું. તેણે પોતાના શયનખંડમાં મીણબત્તીઓ સળગાવી અને એક ચોપડી લઈને સૂઈ ગયો. પણ એણે બહુ જ થોડી લીટીઓ વાંચી હશે ત્યાં તો ચોપડી સાથે એના હાથ ધીમે ધીમે ઓઢવાના ઉપર ઢળી પડ્યા અને ટેબલ ઉપર મૂકેલા પોતાની પત્નીના ફોટો તરફ તે જોવા લાગ્યો. જે સુંદર મુખ તેને આટલું બધું વહાલું હતું તેના તરફ એકીટશે જોતો તે લગભગ એક કલાક સુધી પડી રહ્યો. તે ધીમે ધીમે દુ:ખપૂર્વક એક નિર્ણય ઉપર આવતો જતો હતો. થોડીવારમાં તેના હોઠ કશો પણ અવાજ કર્યા વિના ઉચ્ચારતા હોય એમ હાલ્યા: 'એમ થવું જ જોઈએ.' કદાચ તેણે પોતે પણ એ શબ્દો નહિ સાંભળ્યા હોય; પોતાની વિચારમાળાની છેલ્લી કડીને તેનાથી સ્વાભાવિક રીતે આમ રૂપ અપાઈ ગયું અને એ જ એ સમસ્યાનું નિરાકરણ નીવડે એવો સંભવ હતો.

પછી તેણે પથારીમાં બેઠા થઈને બે શાખાવાળી દીવીમાંની બંને મીણબત્તીઓને ઓલવી નાખી. જ્યારે તે ફરી ઓશીકા ઉપર પડ્યો ત્યારે તે ઠપકાને સ્વરે બબડ્યો: 'મેગ્ડા, મેગ્ડા!'

મેગ્ડા હોને પોતાના પતિને જણાવ્યું હતું કે હું જૂનની છેલ્લી તારીખે બપોર પછીની ગાડીમાં આવીશ. એ પાછલે પહોરે આવવાની હતી, લગભગ સાંજે જ, એથી ઇવાનને ખૂબ આનંદ થયો; અને તેણે વિચાર્યું કે હવે મને મનને સ્વસ્થ કરવા માટે આખો દિવસ મળશે.

આગલી રાતે તે રેસ્ટોરાંમાંથી આવ્યો ત્યારે જ તેણે આની આશા રાખી હતી, પણ મનને સ્વસ્થ કરતાં તેને ધાર્યા કરતાં ઓછો વખત લાગ્યો. જો કે તે આગલી રાતે અતિશય મોડે

સુધી બહાર ફર્યો હતો, અને ઘણીવાર સુધી ઊંઘ્યો પણ નહોતો છતાં તે મળસ્કામાંજ જાગી ગયો અને તરત જ ઊઠી પડ્યો. તે વિચારમાં પડ્યો હોય તેવો પણ સ્વસ્થ દેખાતો હતો, તેના ચહેરા ઉપર ગઈ કાલના આંતરયુદ્ધનું એકે નિશાન નહોતું. તોફાન ચાલ્યું ગયું હતું, તેનો નિર્ણય દૃઢ રહ્યો હતો.

એનો નિશ્ચય શો હતો? શું તે પોતાની પત્નીને જુદી કાઢવાનો હતો? કે પછી મા દીકરી ખોરાકી લઈને છૂટાછેડા લે એમ સમજાવવાનો હતો? આ વિચાર એને આવ્યો હતો, પણ તરત જ તેણે તેને કાઢી મૂક્યો હતો.

તેને સમજાયું કે ભૂતકાળમાં પોતે કરેલા અત્યાગ્રહના પરિણામને તે કોઈ રીતે ફેરવી શકે એમ નથી, તેમ જ પત્નીની સામે છૂટછેડાનો કેસ કરીને તેને સજા કરવી એ પણ અઘટિત છે.

તે જાણીતો માણસ હતો અને કંઈ ભવાડો થાય તે એના દરજ્જાને પોસાય એવું નહોતું; પણ એ વાત જવા દઈએ તોયે ઉગ્ર પગલાં લેવાથી તેને લાભ શો હતો? શું એથી એ વધારે સુખી થવાનો હતો? એ એના ભાવિજીવનને છેક નષ્ટ નહિ કરી નાખે? પોતાની પુત્રીને મળવા ખાતર પોતાના પતિને અને ઘરને ખોવાં પડે તો એથી મેગ્ડાને સુખ થવાનો સંભવ હતો? અને ધારો કે તે તો લેશ પણ બડબડાટ વગર વિધિના વિધાનને વેઠી લે, પણ દસ વરસ સંપૂર્ણ સુમેળમાં ગાળ્યા પછી, અને પહેલી વાર પોતાને ઘેર લઈ આવ્યો તે દિવસ જેટલી જ આજે પણ તેને ચાહતો હોવા છતાં, તે તેના વિના રહી શકશે ખરો? ના, એટલું જ નહિ, ગઈ કાલથી તો તે તેને કંઈક દુઃખ અને આવેશપૂર્વક ચાહવા લાગ્યો હતો; અને જ્યારે એને ખબર પડી કે એને પણ પુત્રીરૂપી એક હરીફ છે ત્યારથી પોતાની પત્નીના હૃદયમાં પોતાને કેટલું સ્થાન મળશે એ વિશે એના મનમાં ભીતિ જાગી હતી.

ફ્રોનનું આંતરયુદ્ધ પૂરું થઈ ગયું હતું, તે સ્વસ્થ દેખાતો હતો. તેણે ઝટપટ કપડાં પહેરી લીધાં, નાસ્તો કર્યો અને શેઠાણી કયે વખતે આવવાનાં છે, અને શું તૈયાર રાખવાનું છે તે નોકરડીને કહી, સિગાર સળગાવી તે ઘરમાંથી બહાર નીકળ્યો. ઑફિસમાં જવાને હજી ઘણી વાર હતી, એટલે તેણે ફરવા જવાનું નક્કી કર્યું. વિદાય લેતા જૂનના હૂંફાળા તડકાવાળા પ્રભાતમાં કશા પણ હેતુ વિના લટાર મારવાથી ગઈ કાલનો નિશ્ચય દૃઢ થવાનો સંભવ હતો. ખુલ્લી હવા મળશે, આગલે દિવસે જ્યાંથી અધૂરાં મૂકયાં હતાં ત્યાંથી પોતાનાં રોજનાં કામો શરૂ કરી દેવા ચારે કોર જતા, અને વચગાળામાં અનુભવેલાં આંતરયુદ્ધોનું નિશાન ન દેખાવા દેવાને મથતા લોકોના સુખપૂર્ણ ચહેરા જોવા મળશે.

તે કન્યાઓની હાઈસ્કૂલ આગળ થઈને નીકળ્યો. લગભગ આઠ વાગ્યા હતા, અને બાળકો ઉતાવળાં ઉતાવળાં નિશાળે જતાં હતાં. ઘણાંખરાંની સાથે બાઈઓ, મોટી બહેનો કે માતાઓ હતી. ફ્રોન સ્થિર થઈને ઊભો રહ્યો અને આઘેથી માતાઓને વહાલાં બાળકોની વિદાય લેતી જોઈ રહ્યો. તેઓ તેમના ઉપર ઝૂકતી, છેલ્લ-વેલ્લી સૂચનાઓ આપતી, અને પછી પ્રેમપૂર્વક ચુંબન કરીને શાળાના દરવાજામાં અને વાંકીચૂંકી રવેશમાં તેઓ અલોપ થઈ જતાં ત્યાં સુધી તેમના તરફ મીટ માંડી રહેતી. એની મેગ્ડા પણ આમ જ કરત. એને ખાત્રી હતી કે મારી પુત્રી સલામત છે એવી ખાત્રી થયા પહેલાં મેગ્ડા તેનાથી છૂટી પડે એવી નહોતી. જ્યારે તેના મનમાં આ વિચાર વીજળીના ચમકારાની પેઠે ચમકી ગયો ત્યારે ફ્રોનના મોં ઉપર સ્મિત ફરકયું. બાળકોનો પ્રવાહ પાતળો થતો જતો હતો. હવે તો તે શાળામાં સમાઈ ગયો હતો. માત્ર કેટલાંક મોડાં આવનારાં જ પાઠની શરૂઆતનો ભાગ ખોવાની બીકે દોડતાં અંદર જતાં હતાં. અંતે ત્યાં કોઈ જ ન રહ્યું. ફ્રોન પોતાની ઑફિસ તરફ ચાલ્યો.

તે દિવસે એને વખત ખૂબ ધીમો જતો લાગ્યો. કલાકો

નીકતા જ નહોતા. એની પત્ની પાછી આવે ત્યાં સુધી રાહ જોવાની એને ધીરજ ન રહી. જેમનાં કુટુંબ દેશમાં ગયાં હતાં એવા કેટલાક મિત્રોની સાથે ભોજન લેવા તે સોફિયા બેટ ઊપડી ગયો.

તેમાંના કોઈકે પૂછ્યું, 'હજી બાળકુંવારો જ રહ્યો છે?'

તેણે સહેજ હસીને કહ્યું, 'આજ રાત સુધી જ. મારી વહુ આજે પાછલે પહોરે તેને પિયરથી આવવાની છે. ત્યાર પછી થોડા જ દિવસમાં અમે રજા માણવા ઊપડી જઇશું. અમારી પેટીઓ પૅક કરીએ એટલી જ વાર છે.'

'ક્યાં જવાના છો, ડાયરેક્ટર?'

'કદાચ બર્લિન અને હામબુર્ગ થઈને હેલિગોલાંડ પણ જઈએ, અથવા ટ્રાવેમુંડ જેવા કોઈ શાંત દરિયાકાંઠાને ગામે જઈએ, કદાચ બીજી બાજુ મ્યુનિક, સાલ્ઝબુર્ગ અને આલ્પ્સનાં સરોવરો જોવા પણ ઊપડીએ. હજી કંઈ નક્કી નથી. જોઈએ છીએ મારી પત્ની શું કહે છે તે.'

ભોજન વખતે હ્રોન શૂન્યમનસ્ક બની ગયો અને પછી તરત જ જાણે ગાડી જવાની બીક હોય એમ એકદમ ચાલ્યો ગયો. ઉતાવળાં ઉતાવળાં કાળી કાફી ગળામાં રેડી દીધી અને ઘેર ઊપડી ગયો. તેણે પોતાની પત્નીના ખંડની અને ભોજનખંડની બારીઓ ખોલી નાખી કે તે આવે ત્યારે તાજી હવાની ખોટ ન લાગે. ઘેર આવતાં રસ્તેથી એણે ગુલાબનાં અને બીજાં ફુલો ખરીદ્યાં હતાં તે તાજાં ફૂલોનો તેરો બનાવી શયનખંડમાં મૂકયો. તેણે પત્નીના ઓરડાને તાળું વાસ્યું. નોકરડીને સાત વાગ્યે જમવાનું તૈયાર રાખવાનું કહ્યું, અને હજી ઑફિસનો સમય થયો નહોતો છતાં કેમ જાણે પોતે ઘડિયાળને વહેલી ચલાવી શકવાનો હોય તેમ રસળતો રસળતો ઑફિસે જવા નીકળ્યો. એનાથી રહેવાતું નહોતું.

પણ જેમ જેમ છ વાગ્યાનો અને તેના આવવાનો સમય પાસે

આવતો ગયો તેમ તેમ તે વધારે ને વધારે અસ્વસ્થ થવા લાગ્યો, કેમ જાણે એ મુલાકાતથી ડરતો ન હોય. તે બૅંકમાંથી નીકળ્યો ત્યારે મુખ્ય કૅશિયર તેની સાથે સ્ટેશન સુધી આવ્યો તે જાણે એના ઉપર મોટો ઉપકાર કર્યો હોય એવું એને લાગ્યું, કારણ એ એકલો રહેવા નહોતો માગતો. અને જ્યારે કૅશિયર એને મૂકીને ચાલ્યો ગયો ત્યારે તે આવતાં અને જતાં માણસોની ભીડમાં આવી પડ્યો હતો. વારે વારે વાગતા ઘંટ, સ્ટેશનના નોકરિયાતોના બુમાટા, અને બંને બાજુએથી આવતી ગાડીઓના ગડગડાટથી તે સ્તબ્ધ થઈ ગયો. આમ છતાં આ માથું ખાઈ જતા ઘોંઘાટને પણ તેણે વધાવી લીધો; મેગ્ડાની જ્ઞાનેન્દ્રિયોને એ એટલી તો રોકી લેશે કે તે એના ચહેરા તરફ ધ્યાનપૂર્વક જોઈજ શકશે નહિ અને તેના કપોલ ઉપર પ્રસરેલી લાગણીની લાલી તેના ધ્યાનમાં પણ આવશે નહિ.

થોડી વારે તેની ગાડીનો હાથ પડ્યો, અને થોડી જ મિનિટ બાદ ગાડી ધમધમ કરતી સ્ટેશન ઉપર આવી. તેણે તેને તત્ક્ષણ ઊતરતી જોઈ. એને સહેજ કંપ જેવો આવ્યો, અને થોડાં પગલાં ચાલ્યો ત્યાં તો તે તેની પાસે પહોંચી ગયો. પેલીના મોં ઉપર લોહી ચડી આવ્યું. તેની સાથે વાત કરવા પહેલાં એને ફરીને પોર્ટરને બોલાવવાનો હતો એથી એના મનની તાણ જરા ઓછી થઈ લાગી. મેગ્ડાએ એનો હાથ પકડ્યો અને એને લગભગ ખેંચતી હોય એમ ઉતાવળી ઉતાવળી ચાલવા લાગી. તેની નજર સીધી સામે જ હતી. તેના ગાલ જાણે ભડકે બળતા હતા. તે જ્યારે જ્યારે એને પહેલી વાર મળતી ત્યારે ત્યારે તે પણ ક્ષોભ અનુભવતી હતી એની હ્રોનને કલ્પના યે નહોતી આવી, તેમ તે એ વસ્તુ સમજ્યો પણ નહોતો. પોતે ક્યાંથી આવતી હતી, અને પોતાની મુલાકાત કેવા પ્રકારની હતી, એની રખેને કોઈ રીતે ખબર પડી જાય એ બીકમાં ને બીકમાં તે મરવા જેવી થઈ ગઈ હતી. રખેને પોતાના પતિને વહેમ આવે

એટલા માટે પોતાની વસ્તુ છૂપી રાખવામાં જ તેનું બધું ધ્યાન રોકાયલું હતું. પણ તેણે તો એનો હાથ દબાવ્યો અને પોતાની વધુ નિકટ ખેંચ્યો......ના, ના, તેને કશો જ વહેમ આવ્યો નહોતો! જ્યારે તેણે એને ગાડીમાં બેસાડી અને ગાડીનાં પૈડાં સડકના પથરા ઉપર ગબડવા લાગ્યાં ત્યારે તે વધારે છૂટથી શ્વાસ લેવા લાગી. ફરી એક વાર બચી ગઈ!

તેઓ ગાડીમાં બેઠાં ત્યારથી તેમની વચ્ચે જે શાંતિ પ્રવર્તતી હતી અને જે હવે એને ડરાવવા લાગી હતી તેનો ભંગ કરતાં હ્રોને કહ્યું, 'કેમ મેગ્ડા, મઝા તો પડીને? નિરાશ તો નથી થવું પડ્યું ને?'

'ખૂબ, ઇવાન, બધું બરાબર પાર ઊતર્યું,' તેની પત્નીએ જવાબ આપ્યો.

'બધાં કુશળ હતાં?'

'હા, તદ્દન કુશળ, મહિનોક પહેલાં બાપુની તબિયત સારી નહોતી. તેમણે મને કહ્યું નહોતું, રખેને હું ચિંતા કરું એટલે, પણ હમણાં તેમને સારું છે, સાચે જ તદ્દન સાજા થઈ ગયા છે.'

'તેમનાથી છૂટાં પડતી વખતે વસમું લાગ્યું હશે ખરું ને?' હ્રોને કહ્યું.

ફરી મેગ્ડાના ગાલ પર લોહી ધસી આવ્યું. તેની આંખો સ્થિર થઈ ગઈ અને હ્રોનની આંખ સાથે તેની નજર મળતી નહોતી. હાય, તે નાની બાળાથી છૂટાં પડવું કેટલું વસમું હતું! પણ જવાબ આપ્યા વિના તેનો છૂટકો ન થયો.

'તમે જાણો છો કે મારાં માબાપ ઉપર મને વહાલ છે, અને તેઓ હવે ઘરડાં થવા આવ્યાં છે; એક એક વરસ જાણે એક એક વરદાન સમું લાગે છે. અને છતાં દર વરસે તેમનાથી વિખૂટાં પડતી વખતે હું તેમને બીજે વરસે મળવાની આશા રાખું છું.'

'હજી તેઓએ પ્રાગમાં આવીને રહેવાનું નક્કી નથી કર્યું?'

તેણે પૂછ્યું. 'આપણે તેમને માટે સુંદર સગવડવાળું ઘર શોધી કાઢીશું અને તેમની બધી સગવડ સાચવીશું. તેં તેમને સમજાવવાનો પ્રયત્ન નહિ કર્યો?'

દર વરસે જ્યારે મેગ્ડા પોતાને પિયરથી પાછી આવતી ત્યારે ફ્રોન આ સૂચના કરતો, પણ મેગ્ડા કશો ઉત્સાહ બતાવતી નહિ. તેનાં માબાપ પાસે આવીને રહે એ તો તેને જરૂર ગમે, પણ તેઓ જો પ્રાગ આવે, તો પછી તે મેગ્ડાને શી રીતે મળે? તે કયું બહાનું કાઢે? એના અંતરમાં બે પ્રકારના પ્રેમ વચ્ચે યુદ્ધ ચાલતું હતું, પણ તેમાં જે પ્રબળ હતો તે માતાનો પ્રેમ જ સદા વિજયવંત થતો.

તેણે જવાબ આપ્યો, 'ઇવાન, તમે એવા તો ભલા છો, પણ મને લાગે છે કે આપણે તેમને નહિ સમજાવી શકીએ. તેઓ અતિ વૃદ્ધ થયાં છે; તેમણે આખી જિંદગી જ્યાં કાઢી ત્યાં જ તેઓ રહે એ સારું છે; પ્રાગનું જીવન તેમને ભાગ્યે જ ફાવે. અહીં જો તેમને કંઈ પણ થયું તો તેમને એમ જ લાગવાનું કે અમે જૂનું ઘર છોડયું એટલે જ આમ થયું. વળી, તેઓ આવે તો તમારો ખર્ચ પણ વધી જાય; આમ જ તમે તેમના પ્રત્યે એટલી બધી માયા મમતા રાખો છો કે મારે તમારો ઉપકાર શી રીતે માનવો એ જ મને સમજાતું નથી.'

તેણે ઉમળકાભેર ફ્રોનનો હાથ દબાવ્યો.

ઇવાન ફ્રોનનું સુખ વર્ણવાય એમ નહોતું. તેણે તેનો હાથ પોતાના હાથમાં જ રાખ્યો અને કહ્યું: 'મેગ્ડા, સદા મારા પર વહાલ રાખતી રહેજે. એ જ મારે મન મધુરમાં મધુર પ્રત્યુપકાર છે.'

આ પછી તેઓ ઘેર પહોંચ્યાં ત્યાં સુધીની થોડી મિનિટ બેમાંથી કોઈ બોલ્યું નહિ.

બે દિવસ પછી એ જોડું પ્રાગ છોડી ગયું. ઇવાન અસ્વસ્થ હતો, પણ તેનું કારણ એ નહોતું કે તેને સ્થળાંતર કરવું હતું. આ

વરસે તેની પ્રવાસ કરવાની લગભગ ઇચ્છા જ નહોતી, બિલકુલ જ નહોતી. અને તેણે તરત જ પોતાની ઇચ્છા પ્રમાણે કર્યું પણ હોત, પણ દર વરસની માફક આ વરસે પણ પ્રવાસે કેમ ન જવું એ માટે પોતાની પત્નીને બતાવવા જેવું કોઈ સયુક્તિક બહાનું તેને મળતું નહોતું. એટલું બધું મોડું થઈ ગયું હતું કે રજા નહોતી મળી શકી એવો ઢોંગ હવે નહિ ચાલે; મેગ્ડા પોતાને પિયર ગઈ ત્યાર પહેલાં જ બધું નક્કી થઈ ગયું હતું અને બધી તૈયારી પણ થઈ ચૂકી હતી. વળી એને પ્રવાસ કરવાનું કેટલું ગમતું હતું તેની મેગ્ડાને ખબર હતી. આથી એ લોકો ઊપડ્યાં અને મ્યુનિક સુધી ગયાં.

ફ્રોનને એવી આશા હતી કે નવા જ વાતાવરણમાં, રોજના વાસસ્થાનથી દૂર, અને અજાણ્યા માણસોમાં એને જે કહેવું હતું તે કહેવાની તક વધારે સહેલાઈથી મળી રહેશે. પ્રવાસ દરમ્યાન એઓ હંમેશ કરતાં એક બીજાની વધારે નિકટ આવતાં અને ઘર કરતાં વધારે મૃદુતા અને વિશ્રબ્ધતાથી વર્તતાં. અને ફ્રોનને હમેશાં બંને જાણે પ્રેમીઓ જ હોય એમ લાગતું.

જે તકની એ રાહ જોતો હતો તે ધાર્યા કરતાં વહેલી આવી. તેઓ મ્યુનિકમાં એક અઠવાડિયું રહ્યાં અને છેલ્લે દિવસે સ્ટાર્ન્હેનબર્ગ સરોવર ઉપર ફરવા ગયાં. રળિયામણી અને તડકાવાળી સવાર હતી. એઓ સ્ટાર્ન્હેનબર્ગ આગળ સગવડવાળી સ્ટીમર 'વિટલ્સબાક'માં બેસવા માટે ગાડીમાંથી ઊતર્યાં ત્યારે મંદ મંદ વહેતો પવન સરોવરમાં લહેરિયાં પાથરતો હતો. તેઓ સૌથી પહેલાં તો લિયોની ગયાં, અને ત્યાં રોટ્મેનની ટેકરી ઉપર ચડીને દૂર દૂર દેખાતા આલ્પ્સનાં મનોહર દર્શનનો તેમણે લહાવો લીધો. દોઢ કલાક પછી તેઓ બીજી સ્ટીમર મારફતે આગળ જવા ઘાટ ઉપર પાછાં આવ્યાં. એક નાનું કુટુંબ, કદાચ લિયોનીના બંગલાઓમાં જ ક્યાંક રહેતું હશે, તે એમની સાથે જ સ્ટીમર 'બવેરિયા'માં બેઠું; યુવાન પતિપત્ની

અને બે છોકરાં હતાં; એક ત્રણેક વરસનો છોકરો હતો. તેના વાળ વાંકડિયા અને ચામડી તડકે શેકાયલી હતી. તે ખૂબ ચપળ હતો. તે તૂતક ઉપર પારો દડતો હોય એમ આમથી તેમ દોડયા કરતો. અને એક ફિક્કી, લગભગ પારદર્શક જેવી જણાતી પાંચેક વરસની છોકરી હતી. તેને ખૂબ ઓઢાડેલું હતું. કોઈ પણ વગર મહેનતે કલ્પી શકે એમ હતું કે આ ફિક્કા ગાલવાળી છોકરી તાજેતરતમાં જ સખત માંદગીમાં પટકાઈ પડી હતી, અરે હજી પૂરી સાજી થવા પણ પામી નહોતી. છોકરાની સંભાળ એક રૂપાળી, કાળજીવાળી છોકરી રાખતી હતી, પણ છોકરીની સારવાર તો મા જાતે જ કરતી હતી. માંદગી પછી પહેલી જ વાર એને સરોવર પર ફરવા લઈ જતી હતી એનો આનંદ તેના મોં પર વર્તાતો હતો. જેની પથારી આગળ એણે આખી રાતોની રાતો દુઃખભર્યાં આંસુ સારવામાં અને આર્તિભરી પ્રાર્થના કરવામાં ગાળી હતી. તે એની મોંઘી માંદી દીકરી ઉપરથી એ ભાગ્યે જ આંખો ખસેડતી હતી.

ઇન્દ્રધનુની રંગછટા દર્શાવતી જેની સપાટી નીચે સુગભીર નીલ જલ સૂતેલું હતું તે સરોવર તરફ એ નાની બાળા પોતાની ઊંડી ઊતરી ગયેલી શ્રાંત આંખો માંડીને જોયા કરતી હતી. એની આંખો એક જ સ્થાને સ્થિર જડાયેલી હતી, કેમ જાણે તે જલપરી પાણીમાંથી બહાર આવવાની રાહ ન જોતી હોય; જલપરીઓને તે ઓળખતી હતી, તેની માએ તેણે ઘણી વાર તેમની વાતો કહી હતી. કોઈ કોઈ વાર તે ઉધરસ ખાતી, અને ત્યારે પેલી યુવાન મા રેશમી રૂમાલ વડે તેનું ગળું વધારે કાળજીથી ઢાંકી દેતી, અથવા તો તેની અણિયાળી કોણીઓ ફરતે ઝભ્ભો વીંટાળી દેતી. અને આમાંની પ્રત્યેક ક્રિયા સાથે એક એક ચુંબન તો હોય જ.

યુવાન હોન પોતાની સ્ત્રીને જોયા કરતો હતો......તેની આંખો ઘણો વખત થયાં આ બાળકી ઉપરે ઠરેલી હતી અને વારે વારે

પાછી તેના ઉપર જ આવતી હતી. તેના મનમાં શું ચાલતું હતું તે ઇવાન સમજી ગયો: 'તેને પોતાની નાની પુત્રી યાદ આવે છે.'

ખુશનુમા સવાર, ઉત્સાહ પ્રેરકપવન, અને દૂરથી દેખાતા આલ્પ્સનું દશ્ય એ બધાંએ એના દિલને કોમળ બનાવી દીધું હતું; રોજ કરતાં તે વધારે ગ્રહિષ્ણુ અને વધારે સહૃદય બન્યો હતો. તેણે પોતાની પત્નીના મનમાં શા શા વિચારો ચાલતા હશે તેની કલ્પના કરી લીધી. બેશક, તે પોતાની પુત્રીના વિચાર કરતી હતી. તેની નાની મેગ્ડા પણ કદાચ સખત બિમારીમાં ઝડપાઈ જાય કદાચ તાવથી પટકાઈ પડે. તે લવારામાં પોતાની માને બૂમ પાડવા માંડે. પણ તો યે એના કોમળ હાથને બદલે કોઈ અજાણી બાઈનો જ હાથ તેની સેવા કરવાનો. એની માની તો આવવાની હિંમત જ ન ચાલે. કદાચ મૃત્યુ સાથેના છેલ્લા યુદ્ધ સમયે તે પોતાની આંખો અરધી ઉઘાડીને જે આંખોને તે સૌથી વિશેષ ચાહતી હતી તેને શોધશે, જેણે સદા પોતાની પુત્રીનું જ ચિંતન કર્યું છે એવી એની માતાના માથાને ભેટવા તે પોતાના હાથ લંબાવશે...પણ વ્યર્થ... વ્યર્થ...! અને પોતે પોતાની માતાની છાતી ઉપર ન મરવા પામી એ દુ:ખને લીધે પડાયલી આર્ત ચીસ એ જ તેનો અંતિમ ઊંહકારો હશે.

આ વિચાર આવતાં જ ઇવાન ડ્રોહાનની આંખે ઝાંખ આવી ગઈ, અને જાણે તેમના વિચારો મળ્યા હોય તેમ તેણે પોતાની પત્નીની છાતીમાંથી ઊઠતો એક દીર્ઘ નિશ્વાસ સાંભળ્યો.

તેણે તેનો હાથ લીધો. 'તું પેલી બિચારી છોકરીને જોયા કરે છે, મેગ્ડા, તને એને જોઈને દુ:ખ થાય છે...'

તેની પત્નીએ જવાબ ન આપ્યો; તેની આંખો શૂન્યમાં જોઈ રહી, તેનાં પોપચાં ધ્રૂજવા લાગ્યાં.

'અને એમ છતાં એ બાળા કેટલી સુખી છે.' જાણે કાનમાં

વાત કરતો હોય એમ ઇવાને આગળ ચલાવ્યું, 'એની કાળજીપૂર્વક સારવાર થાય છે, એની મા જાણે ફિરસ્તાની જેમ એની ચોકી કરે છે.'

મેગ્ડેલિનાના ગાલ ઉપર થઈને બે મોટાં મોટાં આંસુ દડી પડયાં! તેની પતિ સામે જોવાની હિંમત ચાલી નહિ.

'સાંભળ મેગ્ડા, તેનો હાથ પોતાના હાથમાં લઈને ઇવાન બોલ્યો. 'હું ઘણા વખતથી તને એક વાત કહેવા માગતો હતો; આ દુનિયામાં એવાં કેટલાંય અનાથ બાળકો છે જેનું દુનિયામાં કોઈ નથી, જેને સૌથી આવશ્યક વસ્તુનો જ અભાવ હોય છે, અને સાચું વહાલ અને જતન જેણે કદી જાણ્યું જ નથી. અને આપણાં એવાં નસીબ નથી કે આપણને આપણું કુટુંબ હોય, ઉછેરવાને બાળકો હોય. તો આપણે પેલાં ઘર વગરનાં એકલવાયાં બાળકોમાંથી એકાદને લઈ આવીએ તો? તો આપણા જીવનમાં પણ કંઈ રસ આવશે, મેગ્ડા...'

મેગ્ડાએ જવાબ ન આપ્યો, પણ તેની છાતી ઊંચી નીચી થતી હતી તે ઉપરથી તેના અંતરમાં જાગેલો લાગણીનો ઉછાળો, અને તેના પતિના શબ્દોએ તેના ચિત્તમાં જગાવેલું વિચારોનું ઘમસાણ કલ્પી શકાતું હતું.

'તું કંઈ જવાબ નથી આપતી, મેગ્ડા, તને કબૂલ નથી? તને એ નથી જોઈતું?'

'તમારે જેમ કરવું હોય તેમ કરો.' તેના શબ્દો માંડમાંડ સંભળાયા.

'મને ખાત્રી છે કે તું મારા વિચાર ઉપર ઠંડું પાણી નહિ રેડે, મેગ્ડા,' ઇવાને મૃદુતાથી કહ્યું, 'અને જો તું તારા પિયરિયાંનો વિચાર કરતી હોય તો, તું ખાત્રીથી માનજે, કે જો કદાચ મારું અણધાર્યું મોત નીપજે તોપણ આપણા કુટુંબમાં થયેલા આ વધારાને

કારણે કોઈને ઓછું નહિ મળે. મેં બધાંને માટે તેમ જ તારે માટે જોગવાઈ કરેલી છે. જો, ' તે ઉત્સુકતાપૂર્વક બોલવા લાગ્યો, 'કોઈ માબાપ વિનાના છોકરાને આપણામાં માબાપ મળી રહેશે. પેલા વાંકડિયાવાળ વાળા છોકરાના જેવો એકાદ હું શોધી કાઢું એવું તું નથી ઇચ્છતી ?'

તેના હાથમાં રહેલો મેગ્ડાનો હાથ ધ્રૂજતો હતો. 'જેવી તારી ઇચ્છા, ઇવાન; હા, મને કબૂલ છે.'

ઇવાન મૂંગો રહ્યો. પછી તે ફરી બોલવા લાગ્યો: 'કે પછી કોઈ છોકરી લાવવાની તારી ઇચ્છા છે ? આપણી પાસે રહીને જેનું મન વિકસવા માંડે એવી કોઈ બાલિકા. તે થોડા જ દિવસમાં આપણી સાથે હળી જશે અને આપણને જ પોતાનાં માતપિતા માનતી થઈ જશે...આપણે આપણાં નામ પણ તેની સાથે જોડી શકીશું. તને તો છોકરી જ વધારે ગમે, ખરું ને મેગ્ડા ? છોકરી વહેલી હળી જાય; તું તેને કપડાં પહેરાવી શકે, તને જોઈએ એવી તું તેને બનાવી શકશે, તેના મનને સારે રસ્તે વાળી શકશે...બસ, મને તો લાગે છે કે તને છોકરી સાથે વધારે ફાવશે, ખરું ને ?'

તેના ગાલ પરનાં બંને આંસુ સુકાઈ ગયાં હતાં છતાં તેની આંખો કાચની જેમ ચમકતી હતી, પણ એક નવી જ અનંત પીડા તેના અંતરને કબજે કરતી જતી હતી. તેની સ્થિર દૃષ્ટિને પોતાની આસપાસ નજીકમાં કંઈ જણાયું નહિ, એટલે તે દૂરદૂર જોવા લાગી, અને તેનું હૈયું અપરિમેય દુઃખથી વીંધાઈને મૃત્યુ તરફ વળ્યું. તે કોઈ પણ દિવસ નાની મેગ્ડાનો સ્વીકાર કરી શકશે એવી જો એણે આશા રાખી હોય, એના અંતરમાં કદી પણ આશાનું કિરણ ઝબક્યું હોય...તો તે બધું હવે ધૂળ મળવાનું હતું. જેને એ પોતાનું માનતી હતી, અને જે એ અંતિમ ક્ષણે તેનું કરાવી શકી હોત તે અત્યારે હવે એ અજાણી છોકરીને મળવાનું હતું. તે કમનસીબ ગભરુ બાળા માટે એણે જે સ્થાનનાં સ્વપ્નાં સેવ્યાં હતાં તે

હવે તેને કદી મળવાનું નહિ. હાય! આ તે કેવું દુઃખ! એક જ ક્ષણની નબળાઈ માટે આ તે કેવી ભયાનક સજા, બીજાના પાપ માટે આ તે કેવું અનંત પ્રાયશ્ચિત! હવે તો એની મેગ્ડાને સાચે જ એ ખાઈ બેસવાની; હવે તેને પોતાનું હકનું સ્થાન નહિ મળવાનું.

પોતાના પતિ આગળ દીન બની પોતાની છૂપી વાત ખુલ્લી કરી દેવાનો વિચાર તેના મનમાં વીજળીના ચમકારાની પેઠે ચમકી ગયો પણ તેણે તેને બળપૂર્વક હાંકી કાઢયો. તે જ્યારે કોઈ કમભાગી જીવને ઘર અને માબાપ મેળવી આપવાનો વિચાર કરતો હતો ત્યારે પોતાની ભયંકર વાત ખુલ્લી કરી તેને ભાંગી પાડવો?

લાંબા સમય સુધી થોભીને અને તેના તરફ જોયા વિના ખૂબ ધીમેથી તે બોલી, ' સારું. એમ કરો. '

જાણે સહેજ ઠપકો આપતો હોય એમ ઇવાન બોલ્યોઃ ' એમ થાય એ તો તું ખરેખર ઇચ્છે છે, છતાં તું મારા તરફ જોતી સુદ્ધાં નથી? આ વસ્તુઓની ચર્ચા કરવી મુશ્કેલ હોય છે, પણ મને બીક રહે છે કે હવે વસ્તુસ્થિતિમાં કંઈ ફેર પડવાનો સંભવ નથી. એ બધું છતાં તને જો એ વિચાર ન ગમતો હોય...'

જ્યારે પાછળથી મેગ્ડાને આ ક્ષણ યાદ આવતી ત્યારે તેને ખ્યાલ આવતો કે એ વખતે તે પોતાના જીવનમાં પોતાની સાથે બીજી વાર કારમું યુદ્ધ લડી હતી, ઇવાનનો હાથ સ્વીકારવાની એણે હા પાડી ત્યાર પહેલાંના યુદ્ધ જેટલું એ પણ વિષમ હતું. પણ અત્યારે એનામાં ઇવાન તરફ ફરીને, છલકાતી આંખે તેના તરફ જોવાનું બળ આવ્યું હતું, અને પોતાના હાથ વડે ઇવાનના જમણા હાથને મૃદુતાથી સામો દબાવતી હતી. તેણે દઢતાપૂર્વક કહ્યું: ' લગારે નહિ, હું તમારી સાથે બિલકુલ સંમત છું. '

પછી તેમની વચ્ચે આ વાત ફરી નીકળી જ નહિ. દિવસ પ્રકાશવાન હતો, અને સઘળું જાણે હસતું હોય એમ લાગતું હતું,

જુલાઈ મહિનાનો સૂર્ય પોતાનાં ઉષ્માભર્યાં કિરણો તેમના ઉપર વરસાવતો હતો, પણ તેઓ દિવસ આખો મૂંગાં જ રહ્યાં. જે ઊંડી ગ્લાનિ મેગ્ડા ઉપર ફરી વળી હતી તેમાંથી તેને મુકત ન કરી શકાઈ. શરૂઆતમાં હ્યોને તેને બીજી વાતે ચડાવવાનો પ્રયત્ન કર્યો પણ છેવટે તે જ મૂક વિચારમાં પડી ગયો. એને પણ આ બપોર પછીની વાતચીત કરવા માટે ભારે યુદ્ધ કરવું પડયું હતું. એણે ઘણા દિવસથી પોતાની જાતને તૈયાર કરી રાખી હતી, અને જ્યારે જ્યારે એણે વાત ઉપાડવા બોલવાનો વિચાર કર્યો હતો ત્યારે ત્યારે એના ગળામાં શબ્દો રૂંધાઈ ગયા હતા. પણ અત્યારે એ ખૂબ ગંભીર બની ગયો હતો તેમ છતાં એ એક પ્રકારનો ઊંડો સંતોષ અનુભવતો હતો, અને જો એ સહેજ વધારે અંતર-પરીક્ષણવાળો હોત તો એ કહી શકત કે અત્યારે હું સાચે જ અપરિસીમ સુખનો અનુભવ કરું છું.

પોતાની પત્ની સાથે આ વાતચીત થયા પછી ઇવાન અધીરો થઈ ગયો. પ્રવાસનો બાકીનો ભાગ તેણે ટૂંકાવી નાખ્યો, એક જગ્યાએથી બીજી જગ્યાએ જવામાં પાર વગરની ઉતાવળ કરી, અને જ્યાં એણે રહેવા ધાર્યું હતું એવે કેટલેક ઠેકાણે તો એ ગયો જ નહિ. તે ઘણી વાર છૂપી રીતે મેગ્ડાને જોયા કરતો અને તે કેવું દુ:ખ પામતી હતી તે જોઈ ગયો. તેણે પોતાનું બધું બળ વાપરીને પોતાના મન ઉપર કાબૂ મેળવી લીધો, ઇવાનની યોજનાએ તેના મનમાં જે ભય જગાડયો હતો તેને જીતવાનો તે પ્રયત્ન કરવા લાગી, એટલું જ નહિ પણ આનંદી દેખાવાનો પણ તેણે પ્રયત્ન કર્યો. કદાચ તેને ઊંડે ઊંડે એવી આશા હશે કે છેવટની ઘડીએ કંઈક થશે ને યોજના કાર્યમાં નહિ પરિણમે, પણ એવું શી રીતે બને? એ તે કહી શકતી નહોતી. જો તેણે ઇવાનનો વિચાર બદલાવીને તેને પોતાની પુત્રીની તરફેણમાં લાવવો હોય તો તેણે બોલવું

જોઈએ. અને એ ફેરફાર એના અને એની પુત્રીના હિતમા હોઈ શકે ખરો? એને એની કમભાગી દીકરી સાથે કાઢી મૂકે એવું તો ન બને ને? તેનાથી કશું જ થાય એમ નહોતું. અને ઇવાન, એના વિચાર જાણી ગયો હતો એટલે તે પોતે ગમગીન બની ગયો. તેનો સ્વભાવ એના કરતાં વધારે ખડતલ હતો એટલે એના આળા જીવને જેટલી અસર થઈ તેટલી તેને ન થઈ, છતાં તે આ અનિશ્ચિતતાની સ્થિતિનો જેમ બને તેમ વહેલો અંત લાવવાને આતુર બન્યો. આ પ્રશ્નનું નિરાકરણ એને હાથ હતું, અને એનો નિવેડો લાવવાની એની તીવ્ર ઇચ્છા હતી, છતાં જ્યારે એના પરિણામનો એ વિચાર કરતો ત્યારે મેગ્ડાની અને પોતાની સ્થિતિની કલ્પનાથી તે ધ્રૂજી ઊઠતો.

સાલ્ઝબુર્ગમાં ચોમાસું બેસી ચૂક્યું એટલે વિના વિલંબે પ્રાગ પાછા ફરવાને એને બહાનું મળી ગયું. મેગ્ડાને કશાની પડી જ નહોતી; આ પ્રવાસમાં એને કશામાં રસ જ નહોતો પડ્યો, તેમ તે ઘેર જવા પણ ઉત્સુક નહોતી. તેના ઉપર એક પ્રકારની જડ ઉદાસીનતા ફરી વળી હતી, તે ઘેર હોય કે બહાર પ્રવાસમાં હોય એમાં શો ફેર પડવાનો હતો? ગમે તેમ પણ પરિસ્થિતિ વિકટ જ રહેવાની હતી. આમાંથી કોઈ છુટકબારી જ નહોતી. કંઈક યુક્તિ શોધી કાઢવાને તેણે પોતાના મનને ખૂબ મહેનત આપી, પણ કંઈ જડી નહિ; તેના અંતરની ક્ષિતિજ પર ઊતરી આવેલી આ ગાઢ ગ્લાનિના અંધકારને ઉજાળનાર એકે વિચારનો ચમકારો થયો નહિ.

તેઓ પાછાં ઘેર આવી પહોંચ્યાં. ઇવાન હ્રોનની રજા હજી પૂરી થઈ નહોતી. કંઈ મહત્ત્વના ખબર હોય તો તે જાણવા માટે તે પોતાની ઑફિસે ગયો, પણ બીજા પંદર દિવસ સુધી પોતાને કામે ચડવાની જરૂર નથી એ નક્કી કર્યા પછી તે પોતાની પત્ની પાસે પાછો આવી રહ્યો. બીજે દિવસે તેણે બીજા પ્રવાસની તૈયારી કરી. 'મારે દેશમાં કંઈક કામસર જવાનું છે, મેગ્ડા,' તેણે કહ્યું,

'રજા છે ત્યાં સુધીમાં હું એનો નિકાલ કરી નાખવા માગું છું. પણ હું એક દિવસમાં જ પાછો આવી જઈશ, અને તારી જો ઇચ્છા હશે તો આપણે પછી ફરી પ્રવાસે જઈશું. કદાચ ધૂન આવી તો હું તારા પિયર ભણી પણ જઈ આવું, તારાં માબાપને મળી આવું, પણ કંઈ નક્કી ન કહેવાય.'

બૅગ હાથમાં લઈને તેણે જ્યારે પોતાની પત્નીની વિદાય લીધી ત્યારે તેણે જતાં જતાં એટલું કહ્યું, 'વારુ, મેગ્ડા, જો મને રસ્તે ક્યાંક અનાથ બાળક મળી જાય અને હું તેને સાથે લેતો આવું તો કંઈ વાંધો તો નહિ ને? દેશમાંથી કોઈ મળે તો ઉત્તમ, તેના જે કાંઈ હોય તે બધાય પહેલાના સંબંધો કપાઈ જાય અને તે પ્રાગમાં નવું જીવન શરૂ કરી શકે. તને જો તે છોકરી ન ગમે તો આપણે તેને પાછી મોકલી આપીશું.'

'તમને જેમ ઠીક લાગે તેમ કરો,' મેગ્ડાએ વિધિને વશ થતી હોય એવે સ્વરે કહ્યું. 'મને ખાત્રી છે કે હું તમારી પસંદગીને વધાવી લઈશ; તમે એવા માણસ છો કે વિશ્વાસ મૂકી શકાય.'

'જો હું સફળ થઈશ, તો હું તને પત્ર લખીને જણાવીશ,' હ્રોન પોતાની પત્નીને મૃદુ આલિંગન કરતાં કરતાં બોલ્યો અને ઘરની બહાર ચાલ્યો ગયો.

ત્રણ દિવસ વીતી ગયા. હ્રોનનો કશો પત્ર નહોતો. પણ ચોથે દિવસે સવારે એક પત્ર આવ્યો.

'પ્રિયતમ મેગ્ડા,—હું જે શોધતો હતો તે મને મળી ગઈ—માબાપ વિનાની છોકરી. તું ધારતી હઈશ એટલી બધી એ નાની નથી, છતાં મને ખાત્રી છે કે તને એ ગમી જશે. પરમ દિવસે બપોરે એક વાગે તું અમને નોર્થ વેસ્ટર્ન સ્ટેશને મળજે. ભોજન તૈયાર જ રાખજે; અમે ઘણે ભાગે ભૂખ્યાં હઈશું. આપણે ક્યારે મળીએ એની ઉત્સુકતાથી રાહ જોતો, તારો ઇવાન.'

મેગ્ડા ભારે હૈયે પોતાના પતિને મળવા સ્ટેશન તરફ ગઈ. તે પ્લૅટફૉર્મ ઉપર આમ તેમ આંટા મારવા લાગી, અને તેણે આવતી ગાડીની સીટી સાંભળી ત્યારે તેનો શ્વાસ થંભી ગયો. જાણે જડાઈ ગઈ હોય એમ તે સ્તંભિત થઈને ઊભી રહી, માત્ર તેની આંખો જ હાલતી હતી અને કયા ડબ્બામાંથી એનો પતિ છોકરી સાથે ઊતરે છે તે જોવા એક ડબ્બેથી બીજે ડબ્બે ફરતી હતી. પણ બધા ઉતારુઓ પોતપોતાનાં સગાં સ્નેહીઓને શોધતા શોધતા તેની પાસે થઈને ચાલ્યા ગયા; એક પછી એક બધા ડબ્બા ખાલી થઈ ગયા અને બારણાં લાકડાંની પાંખો હોય એમ ઉઘાડાં પડી રહ્યાં અને એંજીન ધીમે ધીમે છુક્ છુક્ કરતું ચાલ્યું ગયું. ઇવાન ક્યાંઈ દેખાયો નહિ. તે નહોતો આવ્યો.

કદાચ પોતાનો પતિ ક્યાંકથી નજરે પડે એ આશામાં મેગ્ડા થોડીવાર ઊભી રહી; આખરે તેને થયું કે મારી કંઈ સમયમાં તો ભૂલ ન થઈ હોય. જાણે મુનિવ્રત લીધું હોય એવા અમલદારોને કેટલાક પ્રશ્નો એણે પૂછ્યા અને તેમણે કમને તેના જવાબ આપ્યા પછી તે ઘેર પાછી ફરી. પોતાના પતિને કંઈક થયું હશે એ વિચાર જ તેને ન આવ્યો. તેને થયું કે મેં કદાચ તેમનો પત્ર ધ્યાનથી નહિ વાંચ્યો હોય, અથવા તેમની સમય લખવામાં કંઈ ભૂલ થઈ ગઈ હશે. ઉપરાંત તે પોતાના જ વિચારમાં ગરકાવ થઈ ગયેલી હતી. તેનું મન તો દૂર દૂર બોહીમિયાના ઈશાન ભાગમાં આવેલા કોઈ દૂરના ગામડામાં પોતાની મેગ્ડા પાસે પહોંચી ગયું હતું...એ બિચારી મેગ્ડાને તો ખબરે નહોતી કે તેનું સ્થાન હવે બીજી એક બાળા લેવાની હતી.

મેગ્ડા પોતાના મકાનના આગલા બારણાનાં પગથિયાં ચડીને ઘંટડીનું બટન દબાવતી હતી.

ઇવાન બહાર ગયો હતો એટલે ઘર કેવું સૂનું લાગતું હતું!

તરત જ બારણું ઊઘડયું...અને ઇવાને પોતે જ ઉઘાડયું. તે તો અચંબો પામી...લગભગ ચમકી ઊઠી અને ઇવાનને તેને હાથ પકડીને ખંડમાં લેવી પડી. તેણે એને ચુંબન કરીને કહ્યું: ‘તને નકામી તસ્દી પડી. મેગ્ડા, માફ કરજે. છેલ્લી ઘડીએ મેં વિચાર બદલી નાખ્યો અને અમે મોટી ગાડીમાં આવ્યાં. તને ખબર આપવા જેટલો યે વખત નહોતો, એટલે મારે તને એકલીને ફરવા જવા દેવી પડી. પણ હવે અંદર ચાલ, આવ, અને જો...’

‘અમે આવ્યાં! એટલે તે અહીં છે ખરી’

અચાનક મેગ્ડાના પગે ચાલવા ના પાડી; તેણે પોતાના પતિ પાછળ જવાનો વૃથા પ્રયત્ન કર્યો. તેણે મૃદુતાથી તેના ખભાની આસપાસ હાથ મૂકયો અને તેને ચલાવી એટલે તેને આગળ ચાલવું પડયું. અરધો દોરતો, અરધો ખેંચતો તે તેને ભોજન ખંડના બારણા સુધી લઈ ગયો, અને બારણું ઉઘાડયું. જ્યારે તે ફરીથી ઉત્સાહનાં વચનો કહેવા લાગ્યો ત્યારે તેના અવાજમાં કંપ હતો. ‘આવ મેગ્ડા,’ તેણે કહ્યું. ‘આમ આવીને કહે કે તને ગમ્યું?’ તેણે પોતાની પકડ છોડયા વિના તેને ધીમેથી જરા આગળ હડસેલી મૂકી.

મેગ્ડાએ ઓરડામાં જોયું, તો એક નાની શરમાળ છોકરી સોફા ઉપર બેઠેલી હતી. આ બે દિવસમાં તેણે જે જે ફેરફારો અનુભવ્યા હતા તેને લીધે તે અત્યારે ચમકી ઊઠી અને કંઈ બીધી પણ ખરી. જે માણસને તે હમણાં જ પહેલી વાર મળી હતી તેનો અવાજ સંભળાતાં તેની મોટી મોટી ભૂરી આંખો બારણા તરફ જોઈ રહી હતી. પણ જ્યારે તેણે ઉંબર આગળ મેગ્ડાને આવતી જોઈ ત્યારે તે એકદમ ઊછળીને ઊભી થઈ ગઈ, તેના ગાલો બળવા લાગ્યા, અને તેણે બૂમ પાડી: ‘બા!’

‘મેગ્ડા!’

મેગડેલિનાનો કંઠ રૂંધાઈ ગયો હતો, છેલ્લો અક્ષર ઉચ્ચારાયા

વિનાનો જ રહી ગયો. તેના મોઢા ઉપરથી લોહી ઊડી ગયું, તેનું શરીર લથડવા લાગ્યું. પોતે ડૂબી જતી હોય એમ તેણે ઇવાનના જમણા હાથનાં આંગળાં પકડી લીધાં; છતાં તેનાથી ઊભાં ન રહેવાયું, તેના પગ ગળી પડ્યા અને તે ઘૂંટણિયે બેસી પડી.

'મેગ્ડા,' તેને ઊભી કરવાનો પ્રયત્ન કરતાં ઇવાન બોલ્યો 'હોશિયાર થઈ જા, તું તો મા કહેવાય.'

મેગ્ડાએ વિરોધ કર્યો. ઊભાં ઊભાં નહિ...કેવળ ઘૂંટણિયે બેઠાં બેઠાં જ એ એનો ઠગાયલો પતિ હવે જે ભયંકર શબ્દો સંભળાવવાનો હતો તે સાંભળી શકે એમ હતું.

પણ તેના બાહુઓએ તેને પૂરેપૂરી ઊભી કરી દીધી, અને તેના જમણા હાથે એનું છાતી ઉપર ઢળી પડેલું માથું ઊંચું કર્યું.

'મેગ્ડા,' તે આખે શરીરે ધ્રૂજતો કાનમાં કહેતો હોય એમ બોલ્યો, 'હિંમત રાખ, આપણી નાની પુત્રીને ગભરાવી ન મૂક.'

તેની આંખોમાં જોવા તેણે લગભગ બળાત્કારે તેનું માથું ઊંચું કર્યું. પણ તેણે આંખો મીંચી દીધી હતી; તેના ચહેરા ઉપર મરણ સમયના જેવી ફિકાશ ફેલાઈ ગઈ હતી. તેના દાંત તાવ આવ્યો હોય એમ કડકડતા હતા. તે માંડ માંડ આટલા શબ્દો બોલી શકી: 'કોણે કહ્યું, ઇવાન, તમને કોણે કહ્યું?'

'મને કોઈએ કહ્યું નથી,' ઇવાને તેના ઠંડા ગાલ ઉપર પોતાનો હાથ ફેરવ્યો. 'હું તને સંપૂર્ણ સુખી જોવા ઇચ્છું છું. મારી વહાલી મેગ્ડા, હવે તું જા અને પેલી બીજી મેગ્ડાને બોલાવ. નહિ તો એ રડવા માંડશે. આમ આવ, દીકરી, તારી માને હિંમત આપ.'

છોકરી થોડી ક્ષણ દ્વિધામાં રહી, પછી એકદમ પોતાની મા પાસે દોડી ગઈ, તેને બાઝી પડી અને ચિંતાપૂર્વક બોલી ઊઠી: 'બા, બા, તને શું થયું છે?'

પણ મેગ્ડાએ તો એ શું કરે છે એની ઈવાનને ખબર પડે

કે એને રોકે તે પહેલાં જ, તેનો જમણો હાથ પકડી લીધો અને પોતાને હોઠે દબાવી દીધો. છેક અત્યારે એને સાચી વાત સમજાઈ. ઇવાને આ બધું કર્યું હતું તે એને દોષ દેવા કે ઠપકો આપવા નહિ. ઇવાનના હાથ ઉપર ઊનાં આંસુ પડવા લાગ્યાં, અને આખરે જ્યારે ચુંબન કરવા તે તેનું માથું બે હાથમાં લઈ શક્યો ત્યારે તેનો સમસ્ત આત્મા છલકતી આંખો વાટે કૃતજ્ઞતાની દૃષ્ટિ માંડી રહ્યો હતો.

'ઇવાન...ઇવાન' તેના હોઠ ધ્રૂજી ઊઠ્યા, 'આ બાપ વગરની છોકરી માટે તમે જે કંઈ કરો છો એનો બદલો હું મારા જીવન વડે પણ પૂરો વાળી શકીશ ખરી?'

'શું? બાપ વગરની! ઇવાને પોતાનું ધૈર્ય ટકાવી રાખવા ઉલ્લાસપૂર્વક કહ્યું. 'બબ્બે દિવસથી એને બાપ મળી ગયો છે...એનો બાપ જડી ગયો છે, તે એને લેવા આવ્યો છે, આ રહ્યો દસ્તાવેજી પુરાવો...જો.'

તેણે પોતાની છાતી ઉપરના ખિસ્સામાં હાથ ઘાલ્યો અને એક ખતપત્ર બહાર કાઢી મેગડાના માથા ઉપર હલાવ્યું. 'હું એના નામકરણવિધિનું પ્રમાણપત્ર પણ લઈ આવ્યો છું, એટલે હવે આપણે એને રજા પછી હાઈસ્કૂલમાં દાખલ કરાવી શકીશું. પણ હવે બહુ થયું. એ બિચારી ક્યારની રાહ જુએ છે—એને ચુંબન તો કર!'

એક ક્ષણમાં એ નાની બાળા પોતાની માતાની બાથમાં ભરાઈ ગઈ.

ઇવાન, અસીમ પ્રેમપૂર્વક પોતાની પત્નીનો એકાએક ગુલાબી બની ગયેલો ચહેરો જોઈ રહ્યો. થોડી વાર પછી તે બોલ્યોઃ 'હવે, તું એને કંઈ ખાવાનું આપ. એને ખૂબ ભૂખ લાગી હશે. અને જમ્યા પછી તું એને શહેરમાં પહેરાવવા જેવાં થોડાં કપડાં આણી

આપ...કંઈક કામ મળી ગયું એ કેટલું સારું થયું! અને આવતી કાલે અથવા પરમ દિવસે આપણે પાછાં પ્રાગથી ઊપડી જઈશું, અને કોઈ સુંદર એકાંત જગ્યાએ જઈને આપણા નાના કુટુંબને ટેવાઈ જઈશું.'